લોકહિતસંબંધી ધ્યાન કરતી વેળા જે શુદ્ધ અને પવિત્ર આનંદનો ઝરો પોતાના અંતઃકરણમાં ફૂટચો, તેજ આનંદ શ્રેષ્ઠ અને સૌને સાધ્ય છે, એવો બોધિસત્ત્વે નિર્ણય કર્યો. આજ માર્ગનું આક્રમણ કરતાં પ્રાપ્ત થતી પરમાનંદસ્થિતિમાં નિરંતર સ્થિર રહેવું એજ નિર્વાણપદવી ને એજ સન્માર્ગ અને સદ્ધર્મ, એવો તેણે પોતાના મન સાથે નિશ્ચય કર્યો. પોતે દેહદંડના માર્ગનો ત્યાગ કરતાં પોતાનો સાથીઓ અને લોકો પોતાને પતિત કહેશે, એ ગૌતમ પોતે સારી રીતે જાણતો હતો; પણ કોઇથીયે ન બીતાં પોતાના આત્માનુભવને અનુ-સરીને પોતાનો આધ્યાત્મિક માર્ગ પાર કરવાનું વિરલ ધૈર્ય એ ગૌતમમાં હતું, એ કહેવું પડે તેમ નથી. ભગવાન બુદ્ધ અગ્નિવેસ્સાને ઉદ્દેશીને કહે છેઃ–" ઇન્દ્રિયસુખ અને અકુશળ વિચાર એ ઉભયને તુચ્છકારી કાઢી કુશળ વિચારોથી થનારા સુખથી હું કેમ ડરું? નહિ, હું કદી પણ ડરવાનો નથી; પણ તે સુખ અત્યંત દુર્બળ સ્થિતિવાળા મને થવું શકય નહોતું, તેથી મેં થોડો થોડો આહાર લેવાની શરૂઆત કરી. એ પ્રસંગે પાંચ સાધુઓ મારી સેવા કરવામાં તત્પર હતા. બોધિસત્ત્વને જે ધર્મનો બોધ થશે, તે ધર્મનો ઉપદેશ આપણને પણ તે કરશે, એમ સમજીને તેઓ ચાતકની પેઠે વાટ જોઇ રહ્યા હતા; પરંતુ મેં આહારસેવનનો આરંભ કરતાંની સાથેજ હું તપોભ્રષ્ટ થયો, એમ કહેવાની તેમણે શરૂઆત કરી ને તેઓ મારો ત્યાગ કરીને ચાલી પણ ગયા." વિષયસુખનો ત્યાગ કરીને પ્રાણીમાત્રના સુખને માટે કાયા, વાચા અને મન વડે પ્રયત્ન કરતાં જે નિષ્કામ સુખ થાય છે, તેજ ખરું સુખ અને એજ માર્ગે જવાથી સત્ય જ્ઞાન થશે, એવી શ્રદ્ધાવાળો બોધિસત્ત્વ લોકોની સ્તુતિનિંદાને દાદ ન દેતાં પોતા-નાજ માર્ગે આગળ ચાલ્યો.

ઉરુવેલાના રમ્ય પ્રદેશમાંના નિવાસની વેળાએ દેહદંડપ્રધાન સાધના સંબંધી તેને ત્રણ ઉપમાઓ સૂઝી હતીઃ–(૧) પાણીમાં ભીંજાયેલા એકાદ લાકડાની ઉપર બીજો એકાદ સૂકા લાકડાનો કટકો

ઘસવાથી અગ્નિ ઉત્પન્ન થવો કદી પણ શક્ય નથી; એવીજ રીતે કામવિકારથી ગ્રસ્ત થયેલું મન દેહદંડથી કદી પણ શુદ્ધ થવું શક્ય નથી. આથી મનુષ્યને વ્યર્થ શ્રમમાત્ર થશે. (૨) પાણીમાં પડેલા લાકડાના ટુકડાને પાણીથી દૂર લઈ જઇને તેની ઉપર સુકાયેલા લાકડાનો કટકો જોરથી ઘસીએ તોપણ અગ્નિ ઉત્પન્ન થવાનો નથી; એજ પ્રમાણે જેની વિષયવાસના નષ્ટ થઇ નથી, તેને દેહદંડનાદિ તપથી કે અરણ્યવાસથી કંઇ પણ ફાયદો થવાનો નથી. (૩) સારી રીતે સુકાયેલો લાકડાનો કટકો પાણીથી દૂર પડ્યો હોય તેની ઉપર બીજો કટકો ઘસવાથી અગ્નિ ઉત્પન્ન થશે; તેજ પ્રમાણે જેની વિષય-વાસના નષ્ટ થઇ છે, તેનેજ મોક્ષની આશા છે.

ઉરુવેલાના નિવાસ દરમિયાન શારીરિક તપ પ્રત્યેજ બોધિસત્ત્વનું વિશેષ લક્ષ્ય હતું, તોપણ માનસિક તપ પ્રત્યે તેમનું દુર્લક્ષ્ય નહોતું. કામ, દ્વેષ, હિંસા વગેરે મનોવિકાર પોતાના મનમાં એક વાર પણ ન આવે એને માટે તે ખૂબજ સાવચેતી રાખતા હતા; તેવીજ રીતે એકાંત, મૈત્રી, અહિંસા વગેરે વિચારને તે પોતાના મનમાં અત્યંત આદરપૂર્વક રાખતા હતા. ‘નિર્ભયતા સિવાય તત્ત્વબોધ થવો દુર્લભ છે, એમ સમજીને રાત્રે–અર્ધરાત્રે શ્મશાનાદિ ભયાનક સ્થળોએ જઇને ભયભૈરવની ઉપાસના કરીને હું નિર્ભય થયો’ એવું દ્વૈધાવિતક્કસુત્ત વગેરે ગ્રંથોમાં લખેલું જણાય છે.

અકુશળ વિચારોથી ચિત્તવિક્ષેપ થાય છે. કુશળ વિચાર સુધ્ધાં બહુ વેગથી આવે તો મનનું સ્થૈર્ય બગડે છે, તેથી ચિત્તનું સ્થૈર્ય ઇચ્છનારા બોધિસત્ત્વે આનાપાન સ્મૃતિ–સમાધિનો અભ્યાસ શરૂ કર્યો. પ્રાણાયામ પણ એક પ્રકારનો દેહદંડ છે, એવી માન્યતાથી ગૌતમે આ માર્ગનો સ્વીકાર કર્યો. આનાપાનસુત્તમાં ભગવાન બુદ્ધ કહે છે કેઃ–“હે ભિક્ષુઓ! આનાપાનસ્મૃતિસમાધિ બહુ ફળદાયી છે. એકાંતમાં બેસવું, આસનસ્થ થવું, દીર્ઘશ્વાસ લેતા હો તો ‘હું દીર્ઘ-શ્વાસ લઉં છું’ એવું તથા દીર્ઘશ્વાસ બહાર છોડતા હો તો ‘હું

દીર્ઘશ્વાસ બહાર છોડું છું ' એવું ધ્યાન કરવું. આ સાધનાથી મન સ્થિર થાય છે. હું બુદ્ધ થયા પહેલાં આજ સાધના કરતો હતો. મારા શરીરને કિંવા ઇન્દ્રિયને કોઇ પણ પ્રકારનો ત્રાસ પહોંચતો નહિ. મારું મન વિકારમુક્ત રહેતું." "સંબોધી" એટલે પૂર્ણજ્ઞાન થયા પહેલાં બુદ્ધનો મારની સાથે (કામદેવની સાથે) ઘનઘોર રણ-સંગ્રામ થયો, એવો સુત્તનિપાતના પ્રધાન સુત્તમાં ઉલ્લેખ છે. એ આધાર ઉપરથી લલિતવિસ્તર (અ. ૧૮), બુદ્ધચરિત્ર ઇત્યાદિ ગ્રંથોમાં આ યુદ્ધનું મોટું રસપ્રચૂર વર્ણન આવ્યું છે. આવા પ્રકારનો ઝઘડો બહુશઃ સર્વશ્રેષ્ઠ વિભૂતિઓના આધ્યાત્મિક ઇતિહાસમાં નજરે પડે છે. ઈસુખ્રિસ્તને સુધ્ધાં સેતાનની સાથે લડવું પડયું, એવું વર્ણન છે. સુત્તનિપાતમાં આ વિષય નીચે પ્રમાણે આવ્યો છે. બુદ્ધ કહે છે કેઃ–" હું નિર્વાણપ્રાપ્તિ સારુ નૈરંજરા નદીને કાંઠે અત્યંત ઉત્સાહથી ધ્યાન કરતો બેઠો હતો. માર મારી પાસે આવ્યો ને બોલ્યોઃ 'તું કૃશ થયો છે, મરણોન્મુખ થયો છે, નકામો મર નહિ, જીવવાનો કંઈ ઉપાય કર, અગ્નિહોત્રાદિ કરીને સ્વર્ગસુખ પ્રાપ્ત કરી લે. આ નિર્વાણના ફંદામાં ન પડ. નિર્વાણનો માર્ગ દુષ્કર છે.' મેં જવાબ આપ્યોઃ 'તું અહીં કેમ આવ્યો છે? મને તારા ઉપદેશની અથવા પુણ્યની જરૂર નથી. મારામાં શ્રદ્ધા, વીર્ય અને પ્રજ્ઞા છે. એમની સહાયતાથી મારું ચિત્ત સ્થિર કરી લઇને હું મારું ધ્યેય સાધી લઇશ. અરે માર! કામોપભોગ, અરતિ, ભૂખ, તરસ, તૃષ્ણા, આળસ, બીક, કુશંકા, અભિમાન એજ તારું સૈન્ય. ધૈર્યવાળા પ્રેષિતાત્મા આગળ એટલે કે નિષ્ઠાવાન મનુષ્ય આગળ તારા આ સૈન્યનું કંઇ ચાલવાનું નથી. આ જો, હું કમર બાંધીને નિર્વાણ તરફ જાઉં છું. પથ્થરવડે મટકીને ફોડી નાખવાની પેઠે હું ધૈર્યથી તારા સૈન્યને વીંધીને આગળ જાઉં છું. નિર્વાણમાર્ગનો ઉપદેશ કરતો હું ગામેગામ ફરીશ ને મારા ઉપદેશથી હજારો શ્રાવક નિર્ભયસ્થાને જઇ પહોંચશે.' આ સાંભળી માર બોલ્યોઃ–" આજ સાત વર્ષથી

સ્મૃતિમાન સંબુદ્ધની પછવાડે હું ભટકું છું; પણ મને એક પણ છિદ્ર હાથ લાગ્યું નથી. હવે હું એકાદા નિરાશ થયેલા કાગડાની પેઠે અહીંથી ચાલ્યો જઇશ.' " આ રૂપક બહુજ સુંદર છે, એમાં જરાયે સંશય નથી.

**સંબોધી અથવા સાક્ષાત્કાર**—એક અત્યંત રમણીય એવી વૈશાખ મહિનાની પૂર્ણિમાની રાત્રે બોધિસત્ત્વને સત્યનો સાક્ષાત્કાર થયો. તે દિવસે સુજાતા નામની કુલીન યુવતીએ તેમને સાત્ત્વિક ભિક્ષા આપી, એમ સુત્તપીટકમાં કહ્યું છે. બૌદ્ધચિત્રકળામાં આ સુજાતાની પ્રતિમા ઘણે ઠેકાણે જણાઈ આવે છે. બુદ્ધને સુખ્ખાં તે દિવસ પરમ ચિરસ્મરણીય નીવડ્યો, એમાં નવાઇ નથી. સુજાતાએ આદરવડે અને પ્રેમથી પીરસેલી ભિક્ષા લઇને નૈરંજરા નદીના કિનારે જમીને તે રાત્રે બોધિસત્ત્વ એક વિશાળ એવા વટવૃક્ષની નીચે બેઠા. એ રાત્રે વળી પાછો મારની સાથે ફરીથી એકવાર મોટો ઝઘડો થયો, એવો સંયુતનિકાયની સગાથાવગ્ગમાં તેમજ લલિતવિસ્તરમાં ઉલ્લેખ છે. એ ઝઘડા પછી બોધિસત્ત્વને તત્ત્વબોધ થયો, સંશયની તમામ ગ્રંથિઓ છૂટી ગઇ, અંતરમાં આત્મજ્યોતિનો પ્રકાશ ચમકવા લાગ્યો ને એ દિવસથી બુદ્ધ ભગવાન નિર્વાણ–શાંતિસામ્રાજ્યના સમ્રાટ થયા. ત્યાર પછી થોડાક દિવસ આ કલ્યાણપ્રદ નવીન માર્ગ કોને, ક્યારે ને કેવી રીતે ઉપદેશવા એની વિવંચનામાં બુદ્ધ ઉરુવેલામાંજ રહ્યા. "લોકોને આ માર્ગનો ઉપદેશ કર" એવો બુદ્ધને ઈશ્વરી સંદેશ આવ્યો; પણ એ માર્ગનું રહસ્ય સમજી લેવાને યોગ્ય એવો કોઈ પણ શ્રમણ તેમને જણાયો નહિ. આલારકાલામ અને ઉદકરામપુત્ત, એ બન્નેય કાળવશ થયા હતા. છેવટે જે પંચવર્ગીય ભિક્ષુ કંઇક કાળ-પર્યંત તેમની બરોબર રહેતા હતા, તેમનેજ ઉપદેશ આપવાનું બુદ્ધે નક્કી કર્યું. તેઓ એ વખતે વારાણસીમાં રહેતા હતા. આષાઢ માસ-ની પૂર્ણિમાના અરસામાં બુદ્ધ વારાણસી આવ્યા અને "મને સંબો-ધી અથવા સાક્ષાત્કાર થયો" એમ તેમણે તે ભિક્ષુઓને કહ્યું; પરંતુ તેઓ બોલ્યા:—"આયુષ્યમાન ગૌતમ! ખડતર તપશ્ચર્યાથી તને જે

સાધ્યું નહિ તે તપોભ્રષ્ટ થઇને સ્વાદિષ્ટ અન્નની પછવાડે પડેલા તને કેવી રીતે પ્રાપ્ત થઇ શકે ?" તેમનું આ અજ્ઞાનભર્યું બોલવું સાંભળી લઇને બુદ્ધ બોલ્યાઃ–"ઓ ભિક્ષુઓ ! મેં ક્યારેય પણ તમારી સામે બડાઇ મારી છે કે ? ન મારી હોય તો મારા બોલવા તરફ ધ્યાન આપો. મને અમૃતમાર્ગ દેખાયો છે. એ માર્ગે જવાથી તમને જલદીથીજ મોક્ષ મળશે, એવી હું ખાતરી આપું છું." આમ કહીને ધીમે ધીમે બુદ્ધે તેમના મનમાં શ્રદ્ધા ઉત્પન્ન કરી ને ઉપદેશ આપવાનો આરંભ કર્યો. આ ઉપદેશને "ધર્મચક્રપ્રવર્તન" એવું નામ સચ્ચસંયુક્તના બીજા વગ્ગમાં, વિનય–ગ્રંથના મહાવગ્ગમાં તેમજ લલિતવિસ્તરના છવીસમા અધ્યાયમાં આપ્યું છે.

**બુદ્ધનો ધર્મોપદેશ**–ઋષિપત્તનમાં મૃગવનની અંદરના નિવાસ વખતે બુદ્ધે ઉપદેશ આપ્યો તે આવો છેઃ–"ઓ ભિક્ષુઓ! કામોપભોગ અને દેહદંડ આ બન્ને અતિરેક છોડી દેવા જોઇએ. ઉપશમ, પ્રેમ ને સંબોધ આપનારો, જ્ઞાનચક્ષુ ઉઘાડનારો એવો મધ્યમ માર્ગ તથાગતે (બુદ્ધે) શોધી કાઢ્યો છે તે માર્ગ કયો ? સમ્યક્‌દૃષ્ટિ, સમ્યક્‌સંકલ્પ, સમ્યક્‌વાચા, સમ્યક્‌કર્મ, સમ્યક્‌આજીવિકા, સમ્યક્‌વ્યાયામ, સમ્યક્‌સ્મૃતિ અને સમ્યક્‌સમાધિ આજ તે આર્ય અષ્ટાંગિક માર્ગ છે. સંસાર દુઃખમય છે ને તેનો વિરોધ કરવો જોઇએ, એ આર્ય સત્ય છે એવું સમજાયા પછીજ મને નવીન દૃષ્ટિ આવી ને મને નવો પ્રકાશ દેખાવા લાગ્યો." બુદ્ધધર્મનો આધારભૂત ઉપદેશ તે આજ. સચ્ચસંયુતમાં આ વિષય ઉપર ૧૩૧ સૂત્રો છે. અહિંસા, સત્ય, અસ્તેય, અવ્યભિચાર અને અપેય આ તત્ત્વો બુદ્ધકાળનીયે અગાઉથી પ્રચારમાં હતાં. નિગ્રંથોના અર્થાત્ જૈનોના જે પંચયામ તેનાજ આધારે આ ઉપર જણાવેલાં તત્ત્વો અસ્તિત્વમાં આવ્યાં છે; પણ જે આર્યઅષ્ટાંગિક માર્ગ છે, તે માત્ર બુદ્ધે પોતે આત્માનુભવ વડે પ્રતિપાદન કરેલો નવો માર્ગ છે. બુદ્ધનું વૈશિષ્ટ્ય આ આર્ય અષ્ટાંગિક માર્ગમાંજ હતું. ખોટી દયાના નામ નીચે અપરંપાર નિષ્ક્રિયતા વધી હતી,

તપશ્ચર્યાના નામે અનેક પ્રકારના દેહદંડના માર્ગ ખૂબજ વધી પડ્યા હતા, પણ પાણી સિવાય તરફડનારાં માછલાંની જેમ વિહ્વલ થયેલા એવા સંસારી લોકો સારુ અદ્યાપિ કોઇએજ વિચાર કર્યો નહોતો. દયાભાવનાને વ્યાવહારિક ને ક્રિયાત્મક સ્વરૂપ આપવું એજ બુદ્ધનું મુખ્ય ધ્યેય હતું. સાર્વત્રિક શાંતિનો પ્રસાર થવાને બુદ્ધમાર્ગજ એ વખતે અત્યંત સકાલિક હતો, એમ કહેવાને હરકત નથી.

**આર્ય અષ્ટાંગિક માર્ગ**—આ માર્ગ એ શું છે એનો હવે આપણે વિચાર કરીએ. (૧) સમ્યક્‌દૃષ્ટિ એટલે જગ એ દુઃખમય છે. દુઃખનું નિરસન કરીને જગતમાં શાંતિની સ્થાપના કરવી હોય, તો લોકોએ એકબીજાની સાથે સત્યથી ને પ્રેમથી સ્વાર્થ છોડીને વર્તવું જોઇએ એવું જ્ઞાન થવું તે. (૨) પોતાનુંજ કલ્યાણ થાય એવા સંકલ્પનો ત્યાગ કરીને દુનિયામાં સુખશાંતિનું સામ્રાજ્ય સ્થપાય ને વિશ્વ પ્રેમમય બને એવો સંકલ્પ કરવો, એજ સમ્યક્‌સંકલ્પ. (૩) અમંગળ ને બીજાને દુઃખ દેનારા શબ્દ ન ઉચ્ચારતાં સદા સુંદર, મધુર અને પ્રેમમય વાણીનો ઉપયોગ કરવો એજ સમ્યક્‌વાચા. (૪) હિંસા, ચોરી, વ્યભિચારાદિને ત્યાગી દઈ લોકહિતના કામમાં હમેશાં નિરત રહેવું એજ સમ્યક્‌કર્મ. (૫) લોકોને ફસાવીને ઠગબાજીવડે કિંવા હિંસાથી પેટ ભરવાનું છોડી દઇ શુદ્ધ સાત્ત્વિક ને પ્રામાણિક માર્ગે પોતાનો ઉદરનિર્વાહ કરવો, એજ સમ્યક્‌આજીવિકા. (૬) હું દુર્બળ છું, નિર્બળ છું વગેરે નિરુત્સાહી ને કાર્યઘાતક કલ્પનાઓને ન સેવતાં અત્યંત શુદ્ધસાત્ત્વિક એવા ઉત્સાહથી સત્કાર્ય કરવાને પ્રવૃત્ત થવું, એજ સમ્યક્‌વ્યાયામ. (૭) મનમાં અકુશળ વિચારોને સ્થાન ન દેતાં કુશળ વિચારોનોજ એકસરખો પરિપોષ કરતાં રહેવું એજ સમ્યક્‌વૃત્તિ. (૮) મનની ચંચળતા દૂર કરીને સ્થિર એવી શાંતિમાં મનની સ્થાપના કરવી એજ સમ્યક્‌સમાધિ. આવો આ આર્યઅષ્ટાંગિક માર્ગ નિવૃત્તિ તથા પ્રવૃત્તિ એ ઉભયથી યુક્ત એવો છે. અકુશળનો પરિત્યાગ, કુશળનો પરિપોષ ને નિષ્કામતા; એ ત્રણે

આ માર્ગનાં મુખ્ય લક્ષણ છે.

**કેટલાક આક્ષેપકોને ઉત્તર**–બૌદ્ધધર્મને લીધે નિષ્ક્રિયતા વધી, અહિંસા તત્ત્વથી અનર્થ થયો વગેરે આક્ષેપ કેટલાક પાશ્ચાત્ય પંડિતો તરફથી અને તેમનુંજ અનુકરણ કરવામાં ભૂષણ માનનારા કેટલાક આંગ્લવિદ્યાવિભૂષિત વિદ્વાનો તરફથી કરવામાં આવે છે; પણ એ આક્ષેપ બિલકુલ ખોટા છે. જે ધર્મની સ્ફૂર્તિ-વડે લાખો ભિક્ષુઓએ ઘરબાર છોડીને ધર્મપ્રચારને માટે વિચરી અનેક સંકટો સહન કરીને દક્ષિણના સિંહલદ્વીપથી તે ઉત્તરે બેહ-રિંગની સામુદ્રધુનીપર્યંત ને પૂર્વે પીળાસમુદ્રથી તે પશ્ચિમે ઇજીપ્ત દેશપર્યંત પોતાની ધર્મધ્વજા ફરકાવી, એ ધર્મને નિ-ષ્ક્રિય એમ કયા મોઢે કહી શકાય? હમણાં કાળવશાત્ એ ધર્મનો વિપર્યાસ થઇને કેટલાક લોકોએ એ ધર્મની નિવૃત્તિબાજુ માત્ર ઊંચકી લીધી ને પ્રવૃત્તિ તરફ દુર્લક્ષ્ય કર્યું એ ખરું છે, તોપણ એનો દોષ મૂળ બૌદ્ધધર્મ ઉપર આવી શકતો નથી. '**अहं ब्रह्मास्मि**' કહીને સ્વેચ્છાચારી બનનારા નામમાત્રના અદ્વૈતીઓનો દોષ જે પ્રમાણે શ્રીમદ્ શંકરાચાર્યની ઉપર આવવો શક્ય નથી, તે પ્રમાણેજ આળસુ એદી બનીને વિહારોની અંદર અનાચારી ભિક્ષુઓ વસવા લાગ્યા હોય તો તેનો દોષ બુદ્ધની ઉપર અથવા બુદ્ધ ધર્મનાં તત્ત્વો ઉપર લાદી શકાય નહિ. મૂળધર્મ સક્રિય, વ્યાવહારિક ને કલ્યાણપ્રદ હતો, એ સંબંધે પુષ્કળ પુરાવા આપી શકાય એમ છે. અશોક મહારાજનો છઠ્ઠો શિલાલેખજ આપણે ઉદાહરણાર્થ લઇએ:

**नास्ति हि मे तोसो उस्टानम्हि अथ संतीरणाय वा। कत व्यमते हि मे सर्व लोकहितम्। तस्स च पसमूले उस्टानं च अथ संतीरणा च। नास्तिहि मे केमतरं सर्व लोकहितेन। यच किंचि पराक्रमामि अहं किति भूतानं अनंगं गछेयं। इध च नानि सुखापयामि परत्त च स्वर्गं आराधयंतु।**

અર્થ–"કેટલુંએ લોકકલ્યાણ કર્યું તોપણ ને લોકોને કેટલોએ

ન્યાય આપ્યો તોપણ મને તૃપ્તિ નથી. લોકહિત સાધવું એ મારું સૌથી શ્રેષ્ઠ કર્તવ્ય છે, ને તેમનું કલ્યાણ કરવું તથા તેમને ન્યાય આપવો એ તે કર્તવ્યને આધારભૂત બીના છે. લોકહિત સાધવાના કરતાં ક્ષમતર એવી બીજી ચીજજ દુનિયામાં નથી. પ્રાણીમાત્રના ઋણુ-માંથી મુક્ત થવા સારુ મારો સતત પ્રયત્ન છે. આવા યત્નના બળ ઉપરજ મને ઈહલોકમાં સુખ અને પરલોકમાં સ્વર્ગ મળે, એવું મારું માનસ છે." લોકકલ્યાણ કરવાની આ સ્ફૂર્તિ અને એને માટે અવિ-શ્રાન્ત શ્રમ કરવાનો ઉત્સાહ એ અશોક ચક્રવર્તીના અંતઃકરણમાં બુદ્ધધર્મના ઉપદેશથીજ ઉદ્‌ભવ્યાં હતાં, એ કોઇને કહેવું પડે તેમ નથી.

મહાયાન પંથના બૌદ્ધ લોકોમાં તો આને માટે કદી સંશયજ આવ્યો નથી. સાતમા સૈકામાં શાંતિદેવાચાર્યે 'બોધિચર્યાવતાર' નામનું એક પુસ્તક લખ્યું છે. તેમાં

**सुखार्थं क्रियते कर्म तथापि स्यान्नवा सुखम्।**
**कर्मैव तु सुखं यस्य निष्कर्मा स सुखी कथम्॥**

એનો અર્થ "સુખોદ્દેશથી કરેલાં કર્મો વડે સુખ થશે કિંવા થશે પણ નહિ; પણ જેને સત્કર્મ કરવાથીજ સુખ થાય છે, તે નિષ્કર્મ રહેવોજ અશક્ય છે," એવો છે. ભગવાન શ્રીકૃષ્ણે ગીતામાં ઉપદે-શેલો નિષ્કામ કર્મમાર્ગ ને આ ઉપરના શ્લોકમાં બતાવેલો ધર્મ એમાં વિશેષ ફરક નથી, એ કોઇનાએ લક્ષમાં આવશે. આ પ્રમાણે ભગવાન બુદ્ધનો ઉપદેશ કલ્યાણપ્રદ, શ્રેયસ્કર ને સુખકર છે, એમાં લેશમાત્ર પણ શંકા નથી.

**सब्बु पापस्स अकरणं। कुसलस्स उपसंपदा॥**
**सचित्तपरियोदपनं । एतं बुद्धानुसासनम्॥**

**અર્થ**–પાપ ન કરવું, પુણ્ય કિંવા સારું કરતા રહેવું અને ચિત્ત શુદ્ધ કરવું એજ બુદ્ધનો ઉપદેશ. આવું સારરૂપે ધમ્મપદમાં આપેલું છે. આવો ધર્મ ગમે ત્યારે પણ જગતનું હિતજ કરે એમાં શંકા નથી.

# सिद्धार्थ राजन अने यशोधरादेवी

## [એક સંવાદ]

( લેખકઃ-શ્રી. મગનલાલ દલીચંદ દેસાઇ )

**સિદ્ધાર્થ**—અરે! આ ચીસ ક્યાંથી? દેવી યશોધરા! આ શું? આટલી બધી આકુળવ્યાકુળ કેમ? અશ્રુનો અખંડ પ્રવાહ ખાળ્યો ખળતો નથી. તારા કોમળ દિલને કોણે દુભાવ્યું છે? બોલ તો ખરી! (એમ કહી યશોધરાને બાહુ-પાશમાં લઈ હૃદય સાથે દાબે છે અને આશ્વાસન દઇ ભયમુક્ત કરે છે.)

**યશોધરાદેવી**—સિદ્ધાર્થ રાજન! કંઈ નહિ, અમસ્તું, સહેજ.

**સિદ્ધાર્થ**—યશોધરા! "કંઇ નહિ, અમસ્તું, સહેજ," એ વચનો વદવામાં તારો ધ્વનિ ન હોય, પણ તેનો પ્રતિધ્વનિ તો છેજ. મારા જેવા રાજ-રિદ્ધિવાળા રાજકુમારની રાણી હોવા છતાં, તું શા માટે શોક ધરે અને કાલ્પનિક દુઃખ ભોગવે, એ સમજાતું નથી. મને દુઃખ થાય એવા આશયથી તું વાત છુપાવતી હોય, એ સ્વાભાવિક છે; પરંતુ એમ કર્યાથી મારું દુઃખ વિશેષ વધતું જાય અને તારું દુઃખ કિંચિત્ પણ ઓછું ન થાય, એ મહત્ત્વનો વિચાર તારે નથી કરવાનો એમ નથી; પણ સાથે સાથે ભયમુક્ત બની હૃદય ખોલવું ને હળવું કરવું, એ વિચારવું પણ જરૂરનું છે. અંતરની કથની કથનાર એક અંતર છે અને સાંભળનાર અન્ય અંતરજ છે. દેહે જુદા છતાં એકજ દેહી છીએ.

**યશોધરાદેવી**-રાજન! સૌભાગ્ય. અહોભાગ્ય મારાં કે જેના સ્વામીનાથ સિદ્ધાર્થ છે. આવા રાજવૈભવમાં મને શા પ્રકારનું દુઃખ હોય? એ સંભવેજ કેમ? માત્ર કાલ્પનિક સ્વપ્ન એ દુઃખની ક્ષણિક કથા. ગાઢ નિદ્રામાં ભયભર્યું અનિષ્ટ અમંગળ સ્વપ્ન આવ્યું;

ારિણામે ઝબકી, એકદમ જાગી ઊઠી ને ચીસ પાડી.

**સિદ્ધાર્થ**–સ્વપ્નાં તો મનેએ આવે છે; પણ ઠીક, તારી વાત આગળ ચલાવ.

**યશોધરાદેવી**–પ્રીતમદેવ! "આસો માસની શરદ્‌પૂનમની રાત" એટલે શું? સૌંદર્યદેવીનો સાક્ષાત્કાર. ઉલ્લાસવંતો ચંદ્રમા, નગર, વન–ઉપવનની શોભાને પૂર્ણ ટોચે લાવવાને પોતાની સોળે કળાનો ઉપયોગ કરી રહ્યો છે અને એ ચાંદલીઓ ચોકમાં ચમકીને સન્નારીઓના મધુર કંઠમાંથી નીકળી આવતા રાસડાઓને ખીલવી રહ્યો છે. આવે સમયે હું રાજમહેલની અગાસી પરની એક બેઠક પર બેસી શીતળ શશીની શોભાને એકીટશે જોઈ રહી હતી. અચાનક જંગલના ખુલ્લા પ્રદેશ પર નજર ખેંચાઇ. વિશેષે જોતાં જણાયું કે, હિમ જેવો સફેદ અને તેજસ્વી અશ્વ પવનવેગે દોડચો જતો હતો. સવાર પણ સ્વાંગમાં દિવ્ય યુવક હતો. તેના ફેંટાનું ફૂમતું પછાડી હવામાં ફરફર ફરકતું વિદ્યુતની માફક ઝબકારા મારતું હતું.

**સિદ્ધાર્થ**–દેવિ યશુ! આમાં ભય પામવા જેવું શું અને રડવા જેવું શું? પ્રતાપવંશી રાજાની રાણીઓ "સબળા" નામથી સંબોધાય છે, ત્યારે તું તો અબળા કે?

**યશોધરાદેવી**–પરમદેવ! કેસરિયાં કરી રણમાં લડનાર ને મરનાર શૂરવીર રજપૂતની અંતિમકાળની પ્રધાન–વાસના જે રહી જાય છે, તે વાસનાને તૃપ્ત કરવાનું પછાડીનું કાર્ય–કર્તવ્ય રજપૂતાણીઓનું હોય છે. ઝળઝળ બળતી ચિતાઓ જ્યારે એ રમણીઓનું છેવટનું આરામ–સ્થાન–રામનું સ્થાન બને છે, ત્યારેજ તેમને સબળા કહેવામાં આવે છે. ચારિત્ર્યનો મહાન પ્રશ્ન ત્યાં ઉપસ્થિત થતો અને તેનો તોડ પણ ત્યાંજ કઢાતો. આ સિવાય અન્ય તમામ બાબતોમાં અમોને શાશ્વત અબળાવાદજ ગળથુથીમાં પાયો છે.

**સિદ્ધાર્થ**–( સતી થવાની પ્રથા પર ચિંતન કરતાં વદન કરુણ –મૂર્તિ બને છે. )

**યશોધરાદેવી**—આર્યકુમાર! વાત અવળે પ્રવાહે વહી. એ પાતાળ-પ્રવેશી અશ્વ આપણી હયશાળાનોજ; અને અશ્વારૂઢ યુવક તે એજ કે જેની સામે હું અત્યારે નિર્ભય બની વાત કરી રહી છું. જો કે આપનું મુખ જોયાનું યાદ નથી, તોપણ અશ્વ પરની બેસવાની છટા અન્યની ન દેખાઇ પણ આપનીજ. રાજમહેલ તરફ પુનઃ આવવા ઘણી ઘણી અરજ કરી, બૂમો પાડી, રોઇ, રડી, અનહદ આક્રંદ કર્યું; પરંતુ બધું વ્યર્થ. ગયા તે ગયાજ. જંગલમાં પ્રવેશ સમયે એક અણખીલ્યું ગુલાબનું પુષ્પ ફક્ત ફેંકતા ગયા. હૈયું હાથ ન રહ્યું ને અગાસી પરથી પડતું મૂકયું. ચીસ પાડી જાગી ઊઠી ને અનિષ્ટ સ્વપ્નની સમાપ્તિ થઈ.

**સિદ્ધાર્થ**—દેવી યશુ! વાસ્તવિક રીતે સ્વપ્નમાં કશુંએ સત્ય હોતું નથી. ક્ષણુ બે ક્ષણુ રંક પણ રાજવૈભવ ભોગવી લે છે અને રાજા ભિખારી બની જઇ ભાખરીના ટાઢા ટુકડાનો સ્વાદ અનુભવી લે છે. યશુ! શોચ મા કર, દુઃખ ના ધર, ધૈર્ય ધર અને શાંત થા. વારંવાર એની એજ વાત પર વિચાર કરવાથી દિલની આગ ઓલવાતી નથી—બળતા અગ્નિમાં ઘીના હોમની જેમ તારી પાસેથી હું તો એટલે સુધીએ આશા રાખી શકું કે કદાચ તારું સ્વપ્ન સત્ય નીવડે, તોએ તને કંઈ આઘાત ન થવો જોઇએ. નિર્મિત ને અનિર્મિત કરનાર તું અગર હું કોણ માત્ર?

**યશોધરાદેવી**—દિલના દેવ! કદી કોઇ કાળે નહિ પણ આ કાળે આપનાં વચનોને હૃદયમાં ઊતરતાં કેમ વાર લાગે છે? ફક્ત બે દિવસમાં બનેલી કાલ્પનિક બીનાએ જ્યારે મારી આ દશા કરી, ત્યારે આપ અચાનક મને અહીં એકલી મૂકીને કયાંક ચાલ્યા જાઓ, તો મારી અહીંની શી ગતિ થાય? ક્ષણુભરનું સ્વપ્ન આટલું બધું અકળાવે છે ને રિબાવે છે, તો પછી સ્વપ્નના સત્યે તો—(મૂર્છાના-વશ થઈ જઇ સિદ્ધાર્થના ખોળામાં ઢળી પડે છે. કુમાર આશ્વાસન કરી તેને જાગ્રત કરે છે ને દૈવી નશાનું પાન કરાવે છે.)

**સિદ્ધાર્થ**–યશુ ! તારું શરીર સારું નથી. શરીર પરનો અધિકાર તેં ગુમાવ્યો છે; માટે હવે અન્ય પ્રસંગે આ વાત કરીશું.

**યશોધરાદેવી**–નહિ, નહિ નાથ ! શરીર સારું હો યા ન હો, દેહ ટકે યા છેહ દે. કોણુ જાણે મારું માનસિક દુઃખ દૂર દૂર જતું દીસે છે. હૃદય કંઇક બળવાન બન્યું હોય એમ ભાસે છે. મારામાં મને મજા નથી. મારી સાચી મજા આપનાં વચનામૃતનું પાન કરવામાં ઓતપ્રોત થઇ ગઈ છે. આપ કહ્યે જાઓ ને હું સાંભળ્યે જઈશ ને આનંદ લઇશ.

**સિદ્ધાર્થ**–યશોધરા ! તું કંઈક સંસ્કારી જીવ તો છે, છતાંએ તારી ભૂમિકા–ઉચ્ચ ભૂમિકા ન બંધાઇ. મારા સહવાસમાં તેં પૂરાં દશ વર્ષ ગાળ્યાં; પરંતુ મહત્ત્વના ફેરફાર ન થયા......અજ્ઞાનતિમિર દૂર ન થયું. પ્રભાતે ગગનાંગણમાં ઊગતા સૂર્યનું શીતળ મધુર તેજ પણુ અંતરમાં ન ઊતર્યું. ટૂંકમાં પ્રભુનો તણખો તારામાં ન પ્રગટ્યો. કસ્તૂરીની પ્રાપ્તિ માટે હજારો ગાઉનો પ્રવાસ, કસ્તૂરીમૃગ માટે તો તદ્દન નકામો છે. કસ્તૂરી તેના શરીરમાં છે ને વાસ–ફોરમ બહાર પ્રસરી રહી છે. પરમાત્માની ફોરમ અંદર ને બહાર બધે છૂટી રહી છે. પરમાત્મા પોતે અંદર છે, એટલે બહારથી એને શોધનારની ગમે તેવી પ્રવૃત્તિ–પ્રયાસ હોય, તો તે પણુ અફળ જાય છેજ. છેલ્લા લાંબા સમય થયાં તું જાણે છે કે, મને રાજવૈભવ ભોગવવાની જરાએ સ્પૃહા નથી. હું જે જે વાંચતો, વિચારતો, અનુભવતો તે બધામાં તું મારું અનુકરણુ કરતી અને તને લેશ પણુ પ્રતિબંધ ન હતો. મારા શરીર પરનો મોહ એ તારી પ્રબળ વાસના છે અને એને તો જ્ઞાનભઠ્ઠીમાં ભસ્મીભૂત કર્યેજ છૂટકો.

**યશોધરાદેવી**–સિદ્ધાર્થ ! સ્વામીન્ ! સત્ય વાત છે–આપની. આપનો અમૂલ્ય ઉપદેશ વિશેષ આકર્ષે છે. અત્યારે તો રાજ–રાણીનો મોહ તેમજ તેને અંગે ઉપસ્થિત થતા વૈભવનો મોહ સાવ ગળી ગયો છે. આપ ગગનવિહારી છો. આપની દિવ્ય–ભવ્ય ભાવનાઓને

યત્કિંચિત્ સમજવાને પણ મારામાં સામર્થ્ય નથી. અલ્પમતિ અનુસાર મારી સમજમાં જે આવે છે તે એ છે કે, આપની તમામ પ્રવૃત્તિ એક યા અન્ય સ્વરૂપમાં નિવૃત્તિજ છે અને અંતિમ હેતુ નિર્વાણપદને પ્રાપ્ત કરવું એ છે. આ ધ્યેયબિંદુ લક્ષમાં લઈ જંગલ-નિવાસ ઇચ્છતા હો એમ હું માનું છું. જંગલમાં ન જાઓ એમ કહેવા હિંમત થતી નથી. ઉમેદ માત્ર આટલી છે કે, આપ મને સાથે લઇ જઇ સહચરી-સહચારિણી બનાવો. ગમે તેવા પ્રતિકૂળ વાતાવરણમાં પણ આપને યોગ્ય અનુકૂળ સંજોગો ઉત્પન્ન કરી શકીશ એ શ્રદ્ધા આ દિલમાંથી ખસતી નથી. જ્યાં મારા...મહારાજ ને તાજના તાજ, ત્યાં આ શિર ને આ શરીર સદાસર્વદા ઝૂકેલુંજ રહેવાનું. કોઇ મહાન રાજાની સામાન્ય રાણી પટરાણીની પદવી પ્રાપ્ત કરે છે, ત્યારે તે પોતાને જેટલી ભાગ્યશાળી માને છે, તેના કરતાં અનંતગણી સદ્ભાગ્યશાળી હું પોતાને ગણું છું. અહોભાગ્ય મારાં છે, સ્વામીનાથ!

**સિદ્ધાર્થ**—( મનમાં કંઇક ગૂંચવાય છે. ) જંગલવાસ મારે એકલાનેજ સ્વીકારવાનો આવશે. હજુ કશા નિર્ણય પર આવ્યો નથી. પ્રિયે! તારા કથનનો છેવટનો ભાગ અતિ યુક્તિભર્યો જણાય છે.

**યશોધરાદેવી**—નાથ! એમ નથી, પણ ગત અનંત ભવના સંયુક્ત પુણ્યબળના યોગે મારો સંબંધ-લગ્નસંબંધ, આપ સાથે સંધાયો છે-બંધાયો છે. આપણા બન્નેનાં લગ્નમાં કંઇક વિવિધતા છે-કળાયુક્ત વિવિધતા ને વિશેષતા છે. બળાત્કાર, હરણ, ગાંધર્વવિધિ અગર તો ( રાજકુમારીઓના ) સ્વયંવરથી આપણાં લગ્ન નથી થયાં. પિયુજી! માફ કરજો. કહેતાં કહી દેવાય છે કે, આપ એક રાજકુ-મારિકા બન્યા ને આપે આપનો સ્વયંવર જાતે યોજ્યો ને મારા જેવા રાજકુમાર (?) પર કૃપા વર્ષી. આપણા લગ્નની વિશેષતા એ છે કે, આપણું જીવન આત્મવિકાસને પંથે સંચરી રહ્યું છે. વિશેષ તો હવે આપ સમજાવો, રાજન્!

**સિદ્ધાર્થ**—સંસ્કારી યશોધરા ! તું નથી સમજતી એમ કહીને પણ કંઇક સમજી છે અને વિશેષ સમજવા પ્રયત્ન કરી રહી છે. તારું હવે કલ્યાણ થશે, એ ચોક્કસ છે; પરંતુ મને બરોબર જો. મારા ખાવામાં, પીવામાં, હરવાફરવામાં, સૂવામાં એમ તમામ પ્રવૃત્તિઓમાં ફક્ત એકજ ધ્વનિ ઘંટના ડંકાની માફક નિરંતર કર્ણ પર અથડાય છે. શો મધુર એ ધ્વનિ! "ગૌતમ ! જાગ્રત થા, ઊભો થા, જંગલમાં જા અને ત્રણ જગતના તમામ જીવોના કલ્યાણનો-મોક્ષનો માર્ગ સ્થાપન કર." આ ધ્વનિ મારું ધ્યેય છે. તું સુખી થા ને ભવસાગર તરી જા, એ મારા છેવટના આશીર્વાદ છે.

**યશોધરાદેવી**—કૃપા એ સિદ્ધાર્થ દેવ રાજનની ! નાથ ! આપ મારા નાથ છો, જગતના નાથ છો અને આપ અનાથનાએ નાથ છો, પ્રાણેશની આજ્ઞા હોય તો એક સંગીત ગાઉં !

**સિદ્ધાર્થ**—સુખેથી ગા ને બજાવ.

**યશોધરાદેવી**—

( એકજ દે ચીનગારી, વિશ્વાનલ, એકજ—એ લય )

યોગી તું, અનંત કાળનો યોગી, યુગ અનંત તરનારો,
યોગી તું, યુગ અનંત તરનારો.
મન જીત્યું ને જગ જિતાયું, જગ ત્રણ પણ જીતનારો,
કર્મયોગ સિદ્ધાંત સ્વીકાર્યો, યુગ–સિંધુ તરનારો—યોગી તું૦
કર્તવ્યો કંઇ કંઇ કીધાં તેં, ઝળકયો ઝગમગ તારો !
નીતિ ન્યાય પ્રભુનાં સ્થાપ્યાં, યુગ–રમતો રમનારો—યોગી તું૦
સમતા ભાવ સદા સુખદુઃખમાં, મુખ સ્મિતમાં હસનારો,
સ્મરણ નિરંતર ચિંતન ચેતન, ગૌતમ પ્રીતમ પ્યારો—યોગી તું૦

# પૂર્વજોનું ગૌરવ

પૂર્વજોનું ગૌરવ કરવું, તેમનું વર્ષમાં એક વખત પણ સ્મરણ કરવું એ ભાવિ ઉત્કર્ષનું ચિહ્ન છે. ઉદયોન્મુખ જે રાષ્ટ્ર હોય તેને તેની જરૂર છે.

મિલ, સ્પેન્સરના ગ્રંથોની આપણે પારાયણો કરીએ છીએ, પણ તેના કરતાં અતિ આગળ વધેલા આપણા પૂર્વાચાર્યોની ઓળખ સુધ્ધાં આપણે વીસરી જઇએ, એથી વધુ બુદ્ધિભ્રંશની બીજી કયી નિશાની જોઇએ ?

જ્ઞાનની વૃદ્ધિ અને પ્રચાર થવાને પૂર્વાચાર્યોએ કરેલ કૃતિઓ તથા સિદ્ધાંતોનું પુનઃ પુનઃ પરીક્ષણ થવું જરૂરનું છે.

નાના છોકરાઓને પૂર્વપરંપરાનું જ્ઞાન આપ્યાથી તેમના મનમાં ઉદાત્ત તત્ત્વો રોપાય છે, તેમનામાં અભિમાન ઉત્પન્ન થાય છે તથા તેથી દેશની અને દેવની સેવા કરવાની તેમનામાં યોગ્યતા આવે છે.

ઉત્સવ વ્યક્તિશઃ ઉપાસના માટે નથી, સામાજિક ધર્મબુદ્ધિ જાગ્રત કરવા માટે છે.

ખરો ઉત્સવ એટલે જેથી આપણી પ્રગતિને મદદ થાય તે.

મોટા લોકોના ઉત્સવો થાય છે, તે તેમના ગુણોનો પ્રચાર કરવા માટે થાય છે. રાષ્ટ્રમાં ઊપજેલા મોટા મોટા લોકોનો ઉત્સવ કરવાથી રાષ્ટ્રના લોકોનું કલ્યાણ થાય છે, એ વાત નિર્વિવાદ છે.

—લોકમાન્ય તિલક

# अनुक्रमणिका

## શ્રીબુદ્ધનાં વિવિધ શિક્ષણો

## પ્રતાપી બૌદ્ધરાજા મહાન અશોકના શિલાલેખો

---

# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨ | ૨૩ | પર્યંકાસન | પર્યંકાસન |
| ૩ | ૩ | કામદુગ્ધા | કામદુધા |
| ૪ | ૨૬ | પસંગોનાં | પ્રસંગોનાં |
| ૫ | ૯ | સામુદ્રિક શાસ્ત્રી- | સામુદ્રિકશાસ્ત્રી- |
| ૭ | ૨૫ | કુમારને | કુમારનું |
| ૧૧ | ૨૨ | ફેકયું | ફેંકયું |
| ૧૧ | ૨૩ | પહેલાં | પેલા |
| ૧૪ | ૧૫ | વૈતરુ | વૈતરું |
| ૧૫ | ૮ | આશો | આ શો |
| ૧૮ | ૧૫ | અનાધાત | અનાઘ્રાત |
| ૧૮ | ૨૫ | આહા ! | અહા ! |
| ૧૯ | ૧૧ | સન્મુખ | સંમુખ |
| ૨૧ | ૧૩ | ઉમેર્યું | ઉમેર્યું |
| ૨૫ | ૬ | આવ્યા હતા | આવ્યાં હતાં |
| ૨૫ | ૧૨ | ટૂકામાં | ટૂંકામાં |
| ૨૮ | ૧૦ | હુરયને | હૃદયને |
| ૨૯ | ૨ | ભવનોને | ભુવનોને |
| ૩૦ | ૧૭ | સારથી | સારથિ |
| ૩૦ | ૨૦ | ઢઢેરો | ઢંઢેરો |
| ૩૩ | ૨૧ | લતિતાંગિની | લલિતાંગિની |
| ૩૩ | ૨૫ | વૃદ્ધાવસ્માં | વૃદ્ધાવસ્થામાં |
| ૩૪ | ૮ | અ— | — |
| ૩૬ | ૧૭ | રંગ | રંક |
| | ૧૮ | વધતી | વત્તી |
| ૪૧ | ૪ | ચૂકયા | ચૂકયો |

| | | | |
|---|---|---|---|
| ૪૩ | ૨૫ | રિથતિને | સ્થિતિને |
| ૫૦ | ૧૭ | હદય | હૃદય |
| | ૨૫ | સ્ફુરણુ | સ્ફુરણુ |
| ૫૧ | ૧૪ | નિશ્ચય | નિશ્ચય |
| ૫૪ | ૧૯ | પેહેગીરોને | પહેરેગીરોને |
| ૮૭ | ૬ | જગતનું | જગતનો |
| ૮૮ | ૨૬ | ખંડોરો | ખંડેરો |
| ૯૩ | ૬ | વિચ । | વિચરો |
| ૯૫ | ૨૦ | રાજગૃહ | રાજગૃહી |
| ૧૦૩ | ૧૧ | કેવ | કેવાં |
| ૧૦૨ | ૨૧ | ક્રાધ | ક્રોધ |
| ૧૦૩ | ૨૬ | આ | આજે |
| ૧૧૯ | ૨૦ | રાજગૃહના | રાજગૃહીના |
| ૧૧૯ | ૨૫ | આવ્યાં | આવ્યા. |
| ૧૨૦ | ૯ | પોતાનો | પોતાના |
| ૧૨૩ | ૧૩ | લેતા | લેવી |
| ૧૩૪ | ૧૭ | અવશ્યક્તામાં | આવશ્યકતામાં |
| ૧૩૫ | ૧૪ | જાઇએ | જોઇએ |
| ૧૫૨ | ૭ | ઇન્દ્રિઓ | ઇન્દ્રિયો |
| ૧૫૮ | ૨૬ | ઢીમચા ને | ઢીમચાને |
| ૧૬૪ | ૧૭ | માગ | માર્ગ |
| ૧૬૯ | ૭ | પ્રશસા | પ્રશંસા |
| | ૨૦ | ક્રાધથી | ક્રોધથી |
| ૨૦૧ | ૧૫ | નીચે | નીચું |
| ૨૧૦ | ૨૬ | મનુષ્યોના | મનુષ્યોનાં |
| ૨૧૨ | ૨૫ | ધમનું | ધર્મનું |
| ૨૨૦ | ૧ | બાદ્ધરાજા | બૌદ્ધરાજા |
| ૨૨૪ | ૧૦ | સંસાંરમાં | સંસારમાં |
| ૨૩૧ | ૨૨ | જેમ તેના | તેમ જેના |

| | | | |
|---|---|---|---|
| ૨૩૯ | ૨૧ | મનમાં | મનનાં |
| ૨૪૯ | ૭ | અપના | આપના |
| ૨૬૮ | ૯ | વોદકધર્મ | વૈદિકધર્મ |
| ૨૭૯ | ૧૯ | શંકરાચાર્ચના | શંકરાચાર્યના |
| ૨૮૧ | ૧૮ | કાણ્વશાખાન | કાણ્વશાખાના |
| ૨૯૩ | ૮ | વલ્લભાયાર્યજીનો | વલ્લભાચાર્યજીનો |
| ૨૯૩ | ૨૭ | **ब्रह्मोति** | **ब्रह्मेति** |
| ૩૦૨ | ૮ | અકકે | એકકે |
| ૩૦૪ | ૧૩ | પુષ્ટ | પુષ્ટિ |
| ૩૦૯ | ૧૮ | લાલન | પાલન |
| ૩૧૬ | ૨૬ | ધારણ | ધારણા |
| ૩૨૨ | ૮ | નાનકનો ગ્રંથ સાહેબ | નાનક સાહેબનો ગ્રંથ? |
| ૩૩૦ | ૮ | રાજદરબામાં | રાજદરબારમાં |
| ૩૩૦ | ૯ | વિદ્વાત્તાથી | વિદ્વત્તાથી |
| ૩૩૪ | ૮ | અધ્યન | અધ્યયન |
| ૩૩૪ | ૧૬ | શાસ્રી | શાસ્ત્રી |
| ૩૩૫ | ૨૧ | દીધી | લીધી |
| ૩૩૫ | ૨૫ | સંખ્યયોગના | સાંખ્યયોગના |
| ૩૩૬ | ૨ | વિદ્યાર્થઓ | વિદ્યાર્થીઓ |
| ૩૪૬ | ૨ | ગાડસ્વામી | ગૌડસ્વામી |
| ૩૪૯ | ૧૯ | દિગદર્શન | દિગ્દર્શન |
| ૩૫૪ | ૨૫ | રહ્યા | રહ્યો |
| ૩૬૪ | ૨૧ | તત્ત્વેત્તા | તત્ત્વવેત્તા |
| ૩૮૬ | ૭ | તીવ્રિ | તીવ્ર |
| ૩૯૫ | ૧૬ | બંસીધરનાં | બંસીધરના |

# असरकारक जीवनचरित्रो

જીવનચરિત્ર એ એક પ્રકારનું દર્પણ છે. મહાન પુરુષોનાં ચરિત્રો વાંચવા–સમજવાથી અંતઃકરણમાં તેની આબાદ અને ઊંડી છાપ પડે છે અને પછી તે દિવ્ય માનવી બનવા સારૂ ઉત્તેજિત થઇને આગળ વધે છે. આથીજ આ સંસ્થા તરફથી એવાં ઉત્તમ ચરિત્રો પ્રગટ કરવામાં આવ્યાં છે, જેની વિગત નીચે આપી છે.

## परमहंस श्रीरामकृष्ण (चरित्र)

બીજી આવૃત્તિ, કદ ૫×૭ાા, પૃષ્ઠ ૬૦૮, મૂલ્ય રૂપિયા ૧ાા, અન્યત્ર ૧ાાા

**મહાત્મા ગાંધીજી કહે છે કેઃ**—પરમહંસદેવનું જીવનવૃત્તાંત એટલે વ્યવહારમાં ધર્મની સજીવન કહાણી હોઇ આપણને ઈશ્વરનો સાક્ષાત્કાર કરવા શક્તિવાન બનાવે છે. × × × શ્રીરામકૃષ્ણ સાક્ષાત્ પ્રભુતાની મૂર્તિ હતા. તેમનાં વચન કાંઇ શુષ્ક પંડિતનો પ્રલાપ નથી. પણ તેમના જીવનનું નૂર–હીર–ખમીર–જે કહીએ તે બધું છે. તેમના બધા અનુભવોનો નિચોડ એમાં છે, તેથી વાંચનારના મન પર જે છાપ પડે છે તે ભૂંસી ભુંસાય તેમ નથી. નાસ્તિકવાદના આ જમાનામાં શ્રીરામકૃષ્ણ જ્વલંત અને સજીવન શ્રદ્ધાના દૃષ્ટાંતરૂપ–મેરુદંડરૂપ છે અને જે હજારો સ્ત્રીપુરુષો અધ્યાત્મપ્રકાશથી વંચિત રહ્યાં હોત, તેમને માટે તેમની એ અમોઘ શ્રદ્ધા આશ્વાસનરૂપ થઇ રહી છે. × આ ગ્રંથ વાંચનાર દરેકમાં તેમના દિવ્ય પ્રેમની પ્રેરણા થાઓ—ચિનગારી પ્રકટો.

# શ્રીભક્તચરિત્ર અથવા ભક્તિરસામૃત

આવૃત્તિ ૨ જી, કદ ૫×૬।।।, પાકાં પૂઠાં, પૃષ્ઠ ૫૨૮,
મૂલ્ય રૂપિયા ૧।।, અન્યત્ર ૧।।।

આમાં સાચા સંતભકતોનાં જ્ઞાનભક્તિથી ભરપૂર ૨૯ ચરિત્ર અપાયાં છે. આમાંનાં ચરિત્રો ભક્તમાળમાં આવેલાં નથી.

# મુસ્લિમ મહાત્માઓ

કદ ૫×૮।।, પૃષ્ઠ ૫૯૨, પાકાં પૂઠાં, મૂલ્ય રૂપિયા ૧।।।, અન્યત્ર રૂા ૨)

૯૨ ચરિત્ર, ૧૩૦૦ વચનામૃતનો ઉત્તમ સંગ્રહ છે. આ મહાત્માઓનાં ચારિત્ર્ય આર્ય ઋષિમુનિઓને મળતાં છે. અત્યંત બોધપ્રદ અને અસરકારક છે. વચનામૃત પણ અમૃતતુલ્ય છે. મુસ્લીમ શબ્દથી નહિ ભડકતાં દરેકે વાંચવા વિચારવા જેવું છે.

(આ ગ્રંથ હવે ખલાસ થઇ જવા આવ્યો છે. તેની બીજી આવૃત્તિ શ્રી. સેવાનંદજીની કસાયલી કલમથી લખાયલું તદ્દન નવું ભાષાંતર છપાય છે. તે બેએક માસમાંજ બહાર પડી જશે.)

# શ્રી ચૈતન્ય મહાપ્રભુ—ખંડ ૧ થી ૫ (ત્રણ ગ્રંથો)

કદ ૫×૯, પાકાં પૂંઠાં, કુલ પૃષ્ઠ ૧૫૯૬, મૂલ્ય રૂપિયા ૫), અન્યત્ર પા~

આ ગ્રંથમાં ચૈતન્ય મહાપ્રભુનું સંપૂર્ણ ચરિત્ર અપાયું છે. મહાપ્રભુ મહાપુરુષોમાં સર્વશ્રેષ્ઠ મહાપુરુષ ગણાતા હતા. તેમનો જન્મ, બાલ્યકાળ, અધ્યયન, અધ્યાપન અને અધ્યાપકપણાનો અંત એ ખંડ પહેલામાં વર્ણવેલાં છે. ત્રીજા ખંડમાં તેમણે ભકતો સાથે બીજા નવદ્વીપમાં કરેલી સમસ્ત લીલાઓનું વર્ણન કરવામાં આવ્યું છે અને ચોથા તથા પાંચમા ખંડમાં તેમણે અનેક પ્રકારના સુખવૈભવોનો તણખલાની પેઠે ત્યાગ કરીને બારણે બારણે ભીખ માગતા થયા તેનું વર્ણન કરવામાં આવેલું છે. જેમને શ્રીકૃષ્ણના પ્રેમમાં પાગલ થઈ નિરંતર અશ્રુ પાડવાની ઇચ્છા હોય તેમણે આ ચરિત્રનું અધ્યયન કરવું જોઇએ.

## श्री ज्ञानेश्वर महाराज अने महात्मा श्री एकनाथ

કદ ૫×૯, પૃષ્ઠ ૫૦૪, પાકાંપૂંઠાં, મૂલ્ય રૂપિયા ૧ાા, અન્યત્ર ૧ાા

મહારાષ્ટ્રના અગ્રગણ્ય પાંચ સંતોમાંના આ બેનાં ચરિત્ર હોઇ ઉત્તમ બોધપ્રદ છે. ગુરુદત્તના પૂજારી એવા મહાત્મા એકનાથની ગુરુ-ભક્તિ, સહિષ્ણુતા, ત્યાગ, પરોપકારબુદ્ધિ, પ્રભુપરાયણતા અને બીજા વિવિધ પ્રસંગો નવોજ પ્રકાશ આપે છે.

## संत तुकाराम

કદ ૫×૯, પૃષ્ઠ ૬૩૬, પાકાં પૂંઠાં, મૂલ્ય રૂપિયા ૨), અન્યત્ર ૨)

મહારાષ્ટ્રમાં થઈ ગયેલા પ્રાતઃસ્મરણીય પ્રસિદ્ધ સંતનું વિસ્તૃત ચરિત્ર છે. આમાંનો ઉપદેશ વાચકને મોક્ષના મુખ્ય સાધનરૂપ ભક્તિ માર્ગે વળવાની પ્રેરણા આપે છે.

## स्वामी श्रीभास्करानंदजी ने विजयकृष्ण गोस्वामी

કદ ૫×૬ાાા, પૃષ્ઠ ૪૩૨, પાકાં પૂઠાં, મૂલ્ય રૂપિયા ૧ાા, અન્યત્ર ૧ાાા

આ બંને મહાત્માઓ ૨૫–૫૦ વર્ષ પર થઇ ગયેલા હોઇ આમાં તેમનાં અસાધારણ જીવનચરિત્રો અપાયાં છે. બીજી આવૃત્તિ છપાઇને હમણાંજ બહાર પડી છે. ભાસ્કરાનંદજી જીવનમુક્ત અવધૂત હતા અને ગોસ્વામીજી ઘરબારી છતાં ત્યાગી હતા.

## भारतनी देवीओ–( भारतनां स्त्रीरत्नो )

ત્રીજી આવૃત્તિ, કદ ૫×૯, પૃષ્ઠ ૨૨૬૮, બોર્ડ પટ્ટીનાં પૂંઠાં, ત્રણે ગ્રંથની સાથે કિંમત રૂપિયા ૬), અન્યત્ર ૬ાા. (છૂટક દરેકના રૂપિયા ૨ાા)

અગાઉ આ સંસ્થા તરફથી “ ભારતનાં સ્ત્રીરત્નો ” નામે પ્રસિદ્ધ થયેલ મોટા, સસ્તા અને ઉત્તમ સંગ્રહની આ નામે ત્રીજી આવૃત્તિ હમણાંજ પ્રગટ થઈ છે. એમાં સતજુગથી તે અત્યાર સુધીની ૫૨૮ સતી સાધ્વીઓ અને વીરાંગનાઓનાં બોધપ્રદ અને અસરકારક ચરિત્રો છે.

# गामडिया नरदेवो

કદ ૫×૯, પૃષ્ઠ ૪૦૮, પાકાં પૂંઠાં, મૂલ્ય રૂપિયા ૧ા=, અન્યત્ર ૧ા=

ગામડાના નરદેવો નાણાં વિનાના હોવા છતાં કેટલા નિઃસ્વાર્થ-ભાવે સેવા કરનારા હોય છે અને છતાં પણ તે કેટલા નિરભિમાની હોય છે તે આ પુસ્તકમાંથી સૌ કોઇને જાણવા મળશે.

# महान सम्राट अकबर

બીજી આવૃત્તિ, કદ ૫॥×૮, પૃષ્ઠ ૩૫૦, મૂલ્ય રૂપિયા ૧ા, અન્યત્ર ૧ાા

ભારતવર્ષના આ પનોતા પુત્ર અને મહાન મોગલસમ્રાટને ઊતારી પાડનારા વિદેશી લેખકોને સજ્જડ રદીયા આપી તેની અપૂર્વ મહત્તા સ્થાપન કરવા ઉપરાંત આ ચરિત્ર ભારતના ભૂત તથા વર્ત-માન સમયનો ચિતાર પણ હૃદયદ્રાવક અને જોસદાર ભાષામાં આપે છે.

# आदर्श चरित्रसंग्रह—भाग १ लो

કદ ૫×૯, પૃષ્ઠ ૬૩૬, પાકાં પૂઠાં, મૂલ્ય રૂપિયા ૧ાાા, અન્યત્ર ૧ાાા

આ ગ્રંથમાં બાવન ચરિત્રો અપાયાં છે. દેશપરદેશના આદર્શ પુરુષોનાં ચરિત્રોનો સંગ્રહ હોઇ તેમાંથી હિંદુ, મુસ્લિમ, ક્રિશ્ચિયન તથા ચીનજાપાનની સંસ્કૃતિનો પરિચય તેમાંથી વાચકને મળે છે.

**આદર્શ ચરિત્રસંગ્રહ ભાગ ૨ જો—છપાય છે સત્ત્વર બહાર પડશે.**

# वीरदुर्गादास अथवा मारुसरदारो

કદ ૫×૬ાાા, પૃષ્ઠ ૨૪૦, બેડંપટ્ટીનું પૂઠું, મૂલ્ય ૦ાા, અન્યત્ર ૦ાા=

મારવાડના આ નરકેસરીનું વીરત્વભર્યું વૃત્તાંત છે. એ આમાનું ચરિત્ર વાર્તારૂપે સ્વર્ગસ્થ સાક્ષરવર્ય વિઠ્ઠલદાસ ધનજીભાઇએ આલેખેલું હોઇ આ તેની ત્રીજી આવૃત્તિ છે.

# शिवाजी छत्रपति

આવૃત્તિ ૨ જી, પૃષ્ઠ ૬૧૧, કદ ૫×૯, મૂલ્ય રૂપિયા ૨।, અન્યત્ર ૨।॥

હિંદુધર્મના બળવાન રક્ષક અને મરાઠી રાજ્યના મહાપરાક્રમી સંસ્થાપક પુરુષનું આ મોટું જીવનચરિત્ર દરેક ગૃહમાં અવશ્ય રહેવું જોઇએ. પુષ્કળ જાણવાજોગ બનાવો બીજી ઐતિહાસિક હકીકતોથી ભરપૂર હોઈ રસીક અને અસરકારક ભાષામાં લખાયલું છે.

# भारतना वीरपुरुषो

કદ ૫×૭॥, પૃષ્ઠ ૩૨૮, પાકાંપૂંઠાં, મૂલ્ય રૂપિયા ૧], અન્યત્ર ૧)॥

એમાં અનેક ધીરવીર પુરુષોની સ્વધર્મપરાયણુતાનો અતિ હિતાવહ પરિચય આપે એવી ૪૦ વીરકથાઓની ત્રીજી આવૃત્તિ છપાઈ છે.

# श्री बुद्धचरित्र अने अन्य संतपुरुषो

આ પુસ્તક પોતેજ ભગવાન બુદ્ધનું વિસ્તૃતચરિત્ર તથા અન્ય સંતપુરુષોનાં ચરિત્રની બીજી આવૃત્તિ છે, મૂલ્ય રૂપિયો ૧। અન્યત્ર ૧।॥

---

## સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય

ઠે. ભદ્ર પાસે અમદાવાદ; કાલબાદેવી મુંબઈ-૨



# श्रीबुद्धचरित्र

## प्रकरण १ लुं—जन्म

સુપ્રસિદ્ધ ઇક્ષ્વાકુ વંશથી ઊતરી આવેલા શાક્ય લોકો જ્યાં કૃષિથી પોતાનું ઉદરપોષણ કરતા હતા, એવું કપિલવસ્તુ નગર નેપાલની દક્ષિણે અને કાશીપુરીની ઉત્તરે ૧૩૦ માઇલ દૂર રોહિણી નદીના કિનારા ઉપર આવેલું હતું. રાજા શુદ્ધોદનના વખતમાં આ નગર કીર્તિના શિખરે પહોંચ્યું હતું. પ્રજા સુખી અને સંતોષી હતી. રાજમહેલ સર્વ સામગ્રીથી ભરપૂર હતો. યોદ્ધાઓ દેશાભિમાનનોજ દમ લેતા હતા. આ સર્વ અનુકૂળ સંજોગોનું મૂળ અને ખરું કારણ રાજા શુદ્ધોદનની ધાર્મિક વૃત્તિ અથવા પવિત્રતા હતી. જેના મનમાં પવિત્રતા હોય છે તેને બાહ્યસંયોગો પણ અનુકૂળજ મળી રહે છે; તે એટલે સુધી કે કુદરત અથવા પ્રકૃતિ પણ તેના ફાયદામાંજ હોય છે. એ નિયમ અનુસાર રાજા શુદ્ધોદનનું પાટનગર કપિલવસ્તુ એક બાજુએ મગધ દેશ અને

બીજી બાજુએ કોશલ દેશ વચ્ચે આવેલું હોઇ, તથા એ બે રાજ્યો અન્યોન્ય લડી રહેલાં હોઇ, શુદ્ધોદનના રાજ્ય પર તરાપ મારવાનો રાજલોભ પેલા બે બળવાન રાજાઓ પૈકી એકને પણ થવો સંભવિત ન હતો. આ કારણથી શાકય લોકો સ્વતંત્ર રહેવા પામી શકયા હતા.

જે રોહિણી નદીને એક કિનારે શુદ્ધોદનનું પાટનગર હતું, તેના સામે કિનારે કોલી નામે એક નગર હતું, કે જ્યાંના રહેવાસીઓને 'કોલી' તરીકે ઓળખવામાં આવતા હતા. આ કોલી લોકો અને શાકય લોકો વચ્ચે રોહિણી નદીની માલિકી વાસ્તે અનેક યુદ્ધો થયાં હતાં, પરંતુ જે પ્રસંગને માટે આપણે હમણાં બોલવા માગીએ છીએ, તે પ્રસંગે તો એટલે કે ઈ. પૂ. ૬૦૦માં તો બન્ને વચ્ચે સારો સંપ હતો; કારણ કે કોલી રાજાની બે પુત્રીઓ મહામાયા અને ગૌતમીનું લગ્ન રાજા શુદ્ધોદન સાથે કરેલું હતું. મહામાયા અને ગૌતમી જેટલી સુંદર તેટલી નમ્ર અને તેટલીજ અન્યોન્ય (સહપત્ની હોવા છતાં પણ) પ્રેમાળ હતી, તેથી રાજા દરેક રીતે સુખી હતો; રૈયત પણ સંપૂર્ણ રાજભક્ત હતી.

બે વખત લગ્ન કરવા છતાં રાજાને કાંઈ સંતતિ ન હતી એ વાતનો તો ખેદ અલબત્ત તેને રહ્યાજ કરતો; પરંતુ તે ખેદ લાંબો વખત રહેવા માટે નિર્માયલો ન હતો.

એકદા આખા શહેરમાં દક્ષિણાયનનો મહોત્સવ ઉજવાઇ રહ્યો હતો, તેને સાતમે દિવસે રાણી માયાદેવીએ પોતાના શયનગૃહમાંના પર્યંકાસનમાં પડયાં પડયાં એક દિવ્ય સ્વપ્ન જોયું. આ વખતે તેનું વય ચૂંવાળીસ વર્ષનું હતું.

આ અમાનુષી સ્વપ્ન એવી મતલબનું હતું કે, એક ભવ્ય, છ કિરણવાળો, ગુલાબ જેવો લાલ અને મોતી જેવો શ્વેત તારો આકા-

શમાંથી નીચે પડતો જોવામાં આવ્યો અને જમીનનો સ્પર્શ કરતાંમાં તો તે તારો બદલાઈને બરફ જેવો તથા કામદુગ્ધા ગાયના દૂધ જેવો શ્વેત હાથી બની ગયો! તે હાથી ત્યાર બાદ પોતાની શ્વેત સૂંઢમાં શ્વેત પદ્મ ધારણ કરી રાણીના મહેલમાં આવ્યો અને ત્રણ વાર મસ્તક નમાવીને દક્ષિણ બાજુએથી ગર્ભમાં દાખલ થયો.

આ સ્વપ્ન જોવાથી સ્વપ્નાવસ્થામાં પણ માયાદેવીને સામાન્ય માતાઓએ કદાપિ નહિ અનુભવેલો એવો અપૂર્વ આનંદ થયો. સ્વપ્ન પૂરું થતાંજ તેની આંખ ઊઘડી ગઇ અને હર્ષથી છલકાતા હૃદયે તેણે આ સમાચાર પોતાના પતિને નિવેદન કર્યા.

રાજા શુદ્ધોદને પ્રાતઃકાળ થતાંજ સ્વપ્નપાઠકોને બોલાવ્યા અને તેમને સ્વપ્નનું ફલ પૂછ્યું. તેઓએ ખુલાસો કર્યો કે, "સૂર્ય કર્ક રાશિનો હોવાથી રાણી એક અલૌકિક બુદ્ધિવાળા પવિત્ર પુત્રની માતા બનશે, કે જે પુત્ર કાં તો ચક્રવર્તી રાજા થવો જોઇએ, અગર તો પૃથ્વી પરનો અજ્ઞાનતાં અને પાપનો બોજો ઓછો કરનાર થઈ પડશે."

આ ફલ સાંભળી રાજા, રાણી તેમજ રાજભક્ત નાગરિકોને ઘણોજ આનંદ થયો. પિસ્તાળીસ વર્ષની ઉંમરે રાણી ગર્ભવતી થઇ અને ઉત્તમ જીવ ગર્ભમાં આવવાથી તેને એક પછી એક ઉત્તમ દોહદ* થવા લાગ્યા, કે જે સર્વ પૂર્ણ પ્રેમપૂર્વક પૂરવામાં આવતા.

એક ગર્ભવતી સ્ત્રીએ પાળવા યોગ્ય સર્વ નિયમોનું યથાર્થ સેવન કરતી પ્રફુલ્લિત ચિત્તવાળી રાણી દસમે મહિને પતિની સંમતિ મેળવીને પોતાના પિયર–કોલીનગર તરફ જવા નીકળી. માર્ગમાં લુંબિની નામની વાટિકા આવતાં તેનું સૌંદર્ય જોવા અને ઘડીભર વિશ્રાંતિ લેવા રાણી થોભી; પરંતુ ત્યાંજ એક શાલવૃક્ષ નીચે પુત્ર-જન્મ થયો. ઈ. સ. પૂ. ૬૨૩ ની વસંતપૂર્ણિમાનો આ દિવસ

* દોહદ એટલે ગર્ભવતી સ્ત્રીને ઉત્પન્ન થતી ઇચ્છા.

પાછળથી દુનિયાના ઇતિહાસમાં સોનેરી અક્ષરથી લખાઇ રહ્યો; કારણ કે તે દિવસે ભવિષ્યમાં કરોડો માણસના 'તારનાર' તરીકે પ્રસિદ્ધિમાં આવનાર બુદ્ધ જન્મ્યો હતો.

આ બાલકના મુખ પર સૂર્ય સમાન તેજ ઝળકતું હતું, તથાપિ તેના તરફ આહ્‌લાદથી જોઇ રહેનાર લોકસમૂહની આંખો કાંઇ અંજાઈ જતી ન હતી, જો કે ખુદ સૂતિકાગૃહ તો બાલકના તેજથી ઝળાંઝળાં થઇ રહ્યું હતું.

આ ખુશખબર પિતૃગૃહમાં તેમજ શ્વશુરપક્ષમાં ઝડપથી ફરી વળતાંજ ત્યાંથી હજારો દાસ–દાસીઓ પ્રસવસ્થળે આવી પહોંચ્યાં અને રાજકુમારને તથા રાણીને પાલખીમાં *બેસાડી કપિલવસ્તુ તરફ લઇ ગયાં. આ વખતે નગરી ઠેરઠેર બાંધેલાં તોરણોને લીધે તથા બીજી અનેક તરેહની શોભાઓને લીધે સ્વર્ગતુલ્ય બની હતી.

આ વખતે સઘળા દેવોમાં પણ આનંદ છવાઇ રહ્યો. દેવોએ પુષ્પની વૃષ્ટિ કરી, ગંધર્વો ગીતો ગાવા લાગ્યા, ત્રેણે ભુવનમાં–સ્વર્ગલોક અને મૃત્યુલોકની તો શી વાત કરવી, પણ ખુદ નરકમાંએ–એક ક્ષણ શાંતિ પ્રસરી રહી. નાગરાજા (એક પ્રકારના દેવો)એ પ્રથમના બુદ્ધોને માન આપ્યું હતું, તેવીજ રીતે આ બુદ્ધને માન આપવા અર્થે મંદાર પુષ્પની *વૃષ્ટિ કરી અને જગતનો ઉદ્ધાર

* બૌદ્ધધર્મશાસ્ત્ર એમ જણાવે છે કે, આ પાલખીના ચાર દાંડા ઉપાડનારા સામાન્ય મનુષ્યો ન હતા, પરંતુ ચાર દિશાના ચાર રક્ષપાલ દેવોએ મનુષ્યરૂપે પાલખી ઉપાડવાનું કામ કર્યું હતું. દેવો પણ મહાન ગુરુઓની ભક્તિ કરવાને ઇંતેજાર હોય છે.

* આ બધું વર્ણન (તેમજ આખા પુસ્તકમાંનું કોઇ પણ વર્ણન) કલ્પિત નથી—બૌદ્ધધર્મશાસ્ત્રોના શબ્દોના આધારેજ લખેલું છે. તેથી જૈનશાસ્ત્રોમાંના આવા પસંગોનાં વર્ણનો સાથે આ કેટલું મળતાપણું ધરાવે છે, તે વિચારવાની સારી સગવડ મળે છે. ભક્તામર-

કરવા અવતરેલા આ મહાપુરુષને નમસ્કાર કરી આનંદ અને ભક્તિભાવ જણાવ્યો. વૈરવિરોધ ધરાવતાં પશુઓ પોતાનો સ્વાભાવિક વિરોધ ભૂલીજ ગયાં! સઘળા રોગો અને પીડાઓનો, એટલા વખતને માટે લોપ થઈ ગયો! આમ ચોતરફ સઘળી રીતે શાંતિનું રાજ્ય છાઈ રહ્યું હતું; અસમાધિનું રાજ્ય ક્યાંય પણ હોય તો તે ફક્ત મારરાજા અથવા મોહરાજાના હૃદયમાં હતું! જગદુદ્ધારક પુરુષનો જન્મ માત્ર તેનેજ દાવાનળરૂપે થઇ પડ્યો હતો!

જગતના આ નવા પરોણાનાં લક્ષણ જોઇને સામુદ્રિકશાસ્ત્રીઓએ રાજાને જણાવ્યું કે, "આ મોટો ચક્રવર્તી રાજા થશે. હજારો વર્ષોમાં આવો ચક્રવર્તી એકાદજ થાય છે. અમુક ચિહ્નો પરથી આ બાળક ભવિષ્યમાં અખિલ ભૂમંડલને તારનાર દૈવી ગુરુ થનાર છે, અગર તો જો તે સાંસારિક બાબતોમાં પડવું ઉચિત માનશે, તો તે એક મહાન્ ચક્રવર્તી રાજા થશે અને સઘળા રાજાઓને પોતાના પગે પાડશે. પર્વતોમાં જેમ સુમેરુ, ધાતુઓમાં જેમ સુવર્ણ, જળાશયોમાં જેમ સમુદ્ર, તારાઓમાં જેમ ચંદ્ર, તેમ મનુષ્યોમાં આ તથાગત થશે."

આ ભવિષ્યકથન સાંભળવાથી રાજાના હર્ષનો પાર રહ્યો નહિ. આજનો દિવસ આખા નગરમાં ઉત્સવના દિવસ તરીકે પસાર કરવાનો ઢંઢેરો પિટાવ્યો હોવાથી, રસ્તાઓ સાફ કરવામાં આવ્યા, જ્યાંત્યાં સુગંધી જળનો છંટકાવ કરવામાં આવ્યો, ઘેરેઘેર અને રસ્તાઓ ઉપર ધ્વજાઓ અને તોરણો તથા વાવટા લટકાવવામાં આવ્યા. સર્પના ખેલાડીઓના, તલવારથી ખેલ કરનારાઓના, દોરડાં પર નાચનારાઓના અને એવા અનેક પ્રકારના તમાશા

---

સ્તોત્રના ૩૩ મા શ્લોકમાં દેવોએ મંદાર—નમેરુ—પારિજાત વગેરે પુષ્પોની વૃષ્ટિ કર્યાનો ઉલ્લેખ છે.

જોવા લોકો શેરીએ શેરીએ એકઠા થવા લાગ્યા. શ્રીમંતો તેમજ ગરીબો રાજભક્તિ બતાવવા માટે આ શુભ પ્રસંગે પોતાના રાજાને નજરાણું આપવાને ઉમંગથી દોડતા જતા નજરે પડવા લાગ્યા. રાજાએ બંદીવાનોને મુક્ત કર્યા, કેટલાક કરો માફ કર્યા, મોટી દક્ષિણાઓ આપી, સાધુસંતને જમાડ્યા અને રાજ્યમાં રહેનારાઓને જે જે વસ્તુની જરૂર હતી, તે તે રાજ્ય તરફથી પૂરી પાડી.

આ સર્વ ધામધૂમ ચાલી રહી હતી એવામાં અસિત (કાળદેવ) નામનો એક વૃદ્ધ સંન્યાસી તે બાલક પાસે આવ્યો. સંસારના માયાવી નાદ સાંભળવાને જેના કાન બહેરા છે, એવા યોગીજનો સ્વર્ગીય નાદ સાંભળવાને તો ટેવાયલા હોય છે. આ વૃદ્ધ સંન્યાસીએ પણ બુદ્ધદેવના જન્મની વધામણી દેવોના અવાજથી જાણી હતી અને તેથીજ તે અહીં આવ્યો હતો. વિવેકી શુદ્ધોદન રાય આ યોગીને પગે પડ્યો અને માયાદેવીએ ઇચ્છયું કે, બાળકને આવા પવિત્ર પુરુષને પગે લગાડાય તો કેવું સારું ! પરંતુ રાણી તે ઇચ્છા અમલમાં મૂકે તે પહેલાં તો વૃદ્ધ સંન્યાસી બોલી ઊઠ્યો: "મા, મા, મને એવા પાપમાં ન હડસેલશો." એમ કહી પોતે કુમારને સાષ્ટાંગ દંડવત્ કર્યા અને કહ્યું: "પગમાં પદ્મ, હાથમાં સ્વસ્તિક વગેરે બત્રીસ મુખ્ય અને એંસી નાનાં લક્ષણો ધરાવતા હે બાલક ! હું તને નમન કરું છું. હે બુદ્ધ ! ધર્મનો ઉપદેશ કરી મનુષ્યમાત્રને દુઃખમાંથી મુક્તિનો રસ્તો સૂચવવા માટે જન્મેલા હે મહાભાગ! તમને નમન કરું છું."

પછી તે સંન્યાસીએ રાજા તરફ જોયું અને કહ્યું: "હે ભાગ્યશાળી રાજન્! આવા એક અતિ પ્રતાપી પુત્રના પિતા બનવા માટે હું તને અભિનંદન આપું છું. પૂર્વભવોનાં પવિત્ર કર્મોનું આજે તને ફળ મળ્યું છે. લાખો વર્ષે આવું એકાદ પુષ્પ ઊગી આવે છે; પણ જ્યારે તે ખીલે છે, ત્યારે આખી વસુધાને જ્ઞાનની

સુગંધીથી અને પ્રેમના રસથી ભરી દે છે. ખરેખર પ્રતાપી કુળમાંજ આવા જગદુદ્ધારકો જન્મ લે છે. ખરેખર, રાજન્! તારું કુટુંબ બહુજ ભાગ્યશાળી છે. પરંતુ તે ભાગ્ય એક વાતે અપૂર્ણ છે; કારણ કે દેવો તેમજ મનુષ્યોને પ્રિય એવી આ માયાદેવી–વધારે વાર દુઃખ નહિ અનુભવવાને સરજાયલી આ દેવી–સાત દિવસમાં કોઇ પણ પ્રકારની પીડા વિના 'પીડાનો અંત' પામશે."

આ શબ્દો બોલ્યા પછી યોગીની આંખમાંથી અશ્રુ વહેવા લાગ્યાં, જે જોઈ રાજાને કોઇ અનિષ્ટ થવાનો ભય લાગ્યો. ઋષિએ તરતજ તે વિચાર તેના મોં ઉપરથી વાંચી લીધો અને ખુલાસો કર્યો: "હે રાજન્! મેં જે કાંઈ અગાઉ કહ્યું છે તેમજ બધું બનશે. તથાપિ કુમારની બાબતમાં તો કશી ચિંતા કરવાનું લેશ પણ કારણ નથીજ નથી. મને આંસુ ઢાળતો જોઇ તમને કાંઇ અનિષ્ટનો વહેમ આવ્યો; પરંતુ તેમ કરવાની કાંઇ જરૂર નથી. મારા રડવાનું કારણ જુદુંજ છે. આ શરીર હવે વૃદ્ધ થયું છે અને તેનો સમય હવે સમીપ આવ્યો છે. હું મરીને દેવ થઇશ અને ત્યાંથી પુનઃ મનુષ્ય તરીકે જન્મીશ. જન્મમરણના ચક્રમાંથી મુક્ત થવાનો અમૂલ્ય બોધ આપના પુત્રના–આ ભાવી બુદ્ધના મુખકમળથી સાંભળવાનું મારા નસીબમાં લખાયલું નથી એજ મારા રુદનનું કારણ છે." એમ કહી ઋષિ રસ્તે પડચો.

ઋષિના કહેવા મુજબ બરાબર સાતમે દિવસે માયાદેવી હસતી હસતી સૂતી અને તે ફરીથી જાગૃત થઇજ નહિ.* તે સ્વર્ગમાં એક દેવી થઇ. શુદ્ધોદન રાયની બીજી રાણી પ્રજાપતિ (અપરનામ ગૌતમી) કે જે આ પુત્રની માશી થતી હતી, તેણે હવે કુમારને લાલનપાલન કરવાનું કર્તવ્ય ઉપાડી લીધું.

* બુદ્ધના જન્મ પછી (પ્રજ્ઞાનો પ્રકાશ થયા પછી) માયાનું ટકવું સંભવતુંજ નથી, એ વાસ્તવિક છે.

આ ભાગ્યશાળી પુત્રના જન્મથી રાજાના સામંતો અને સગાંસ્નેહીઓ રાજા તરફ હમેશ કરતાં વધારે ભક્તિભાવ બતાવવા લાગ્યાં. રાજ્યખજાનો વધુ ને વધુ તર થયો. હાથી, ઘોડા, ગાયો વગેરે ઉત્તમ જાનવરોનાં ટોળાં પોતાની મેળે રાજ્યમાં આવવા લાગ્યાં, લોકોમાંથી દ્વેષ અને વેર નાશ પામ્યાં. દરેક ઋતુનાં ફળફૂલો તે વખતે ઊગી નીકળ્યાં. દુકાળનો તો સંભવ પણ અદૃશ્ય થઇ ગયો. યોદ્ધાઓનાં શસ્ત્રોને કાટ ચડવા લાગ્યો. રોગોને ખોરાક ન મળવાથી તેઓ તો જીવ લઇને નાઠા. સામાન્ય મનુષ્યો પણ પ્રમાણિકપણે આજીવિકા ચલાવવા લાગ્યા અને ઉદારવૃત્તિથી દાન કરવા લાગ્યા. આ બધા આનંદદાયક ફેરફારો જેને લીધે થવા પામ્યા તે કુમારનું નામ, તે કારણથી 'સર્વાર્થસિદ્ધ' એવું પાડવામાં આવ્યું; જો કે ટૂંકા નામ ખાતર લોકો સિદ્ધાર્થ એવા નામથી પણ બોલાવતા. નામ પાડવાની ક્રિયા આનંદ અને ધામધૂમ સાથે કરવામાં આવી. તે અવસરે નગરમાં કોઇ દરિદ્રી રહ્યું નહિ; કારણ કે સર્વને તેની જરૂરિયાત પ્રમાણે રાજ્ય તરફથી દાન છૂટથી દેવામાં આવ્યું હતું.





# प्रकरण २ जुं–बाल्यावस्था

ચંદ્રની જેમ સિદ્ધાર્થની કળા પ્રતિદિન ખીલતી જતી હતી. રૂપ–ગુણમાં તેમજ કળા–કૌશલ્યમાં તેની પ્રગતિ જોસબંધ વધતી જતી હતી. શુદ્ધોદન રાયના ખંડિયા સામંતો રાજકુમારને પ્રસન્ન કરવા માટે હરહમેશ નવાં સોના–રૂપાનાં રમકડાંની ભેટ મોકલતા હતા. પરંતુ ભવિષ્યના મહાત્મા સિદ્ધાર્થ છેક આટલી નાની વયે પણ આ કીમતી ભેટોનું નિર્માલ્યપણું અને ક્ષણભંગુરપણું જોઇ શકતા અને તેથી કરીને એ ભેટોથી એમને કાંઇ આનંદ થતો નહિ. ખરેખર તે નાની વયના શરીરમાં એક મહાન આત્મા વસવા આવ્યો હતો. ઘણા જન્મો પૂર્વે લીધેલી, સર્વસ્વનો ત્યાગ કરવાની અને જગતનો ઉદ્ધાર કરવાની પ્રતિજ્ઞા પાળવાને તત્પર થયેલા આ સિદ્ધાર્થ કુમારને ક્ષણિક વસ્તુઓ સાથે કામ પણ શું હોય?

અનુક્રમે કુમારનું શરીર ખીલતાં ખીલતાં આઠ વર્ષની ઉંમરે પહોંચતાંજ તેને એક રાજાને યોગ્ય કલાઓ તથા જ્ઞાન શીખવવા માટે શુદ્ધોદન રાયે શિક્ષક શોધવા માંડ્યો. વિદ્વાનોની સભા વચ્ચે સવાલ કરતાં સર્વ કોઇએ સૂચવ્યું કે, " કુમારને શિક્ષણ આપવાને લાયક તો એક વિશ્વામિત્રજ છે, કે જે સર્વ શાસ્ત્રોમાં પારંગત છે, વિદ્યામાં નિપુણ છે અને કલાઓમાં પ્રવીણ છે." પછી વિશ્વામિત્રને રાજસભામાં બોલાવીને શુભ દિવસે તેમને કુમાર સુપરત કરવામાં આવ્યો. જેની કોરો હીરા–માણેકથી જડેલી છે એવી ચંદનની

પાટી અને રત્નની ધૂળ લઇને કુમાર ગુરુ પાસે ગયો. પ્રારંભમાંજ ગુરુએ નીચેનો ગાયત્રીમંત્ર ધીમેથી ઉચ્ચાર્યો અને તે લખવા કુમારને ફરમાવ્યું:

ॐ तत्सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमहि धियो यो नः प्रचोदयात् ॥

કુમારે વિનયપૂર્વક કહ્યું: "હા, હું લખું છું" અને તરતજ તેણે તે જમાનામાં બોલાતી એવી સુમારે વીસેક ભાષાઓમાં તે મંત્ર લખી કાઢ્યો!

આ જોઇ ગુરુ ઘણા ચકિત થયા. તેમણે કહ્યું: "જો તમને તે આવડતુંજ હોય તો તો હવે હું સંખ્યા અથવા આંકડા શીખવીશ. લો સાંભળો. એક, બે, ત્રણ, ચાર, પાંચ, છ, સાત, આઠ, નવ, દશ, સો, હજાર, દશહજાર; હવે તે બોલી જાઓ."

કુમાર સપાટાબંધ તે સંખ્યા બોલી ગયો; એટલુંજ નહિ પણ વિશેષમાં કહ્યું: "લાખ, કરોડ, અબજ, ખર્વ, મહાખર્વ અને છેક પરાર્ધ સુધી પણ બોલી જાઉં કે? તમે બધા અહીં સુધી તો ગણો છોજ; પરંતુ તેની પેલી પાર પણ સંખ્યા છે ખરી." એમ કહી વળી આગળની ગણુતરી કરી બતાવી.

ગુરુએ વધારે આશ્ચર્ય પામી જણાવ્યું: "ઓહો! તમને તો આ પણ આવડે છે ને! ત્યારે તો હવે વજનનું કોષ્ટક વિચારીએ."

કુમારે નમ્રતાથી જવાબ આપ્યો: "દશ પરમાણુનું એક પરસૂક્ષ્મ બને છે. દશ પરસૂક્ષ્મનું એક ત્રસરેણુ બને છે, સાત ત્રસરેણુનું સૂર્યના પ્રકાશમાં ઊડતું એક રજકણ બને છે. એવાં સાત રજકણો મળી ઊંદરની મૂછના વાળનો અગ્ર ભાગ બને છે. દસ વાળ બની એક લીખ થાય છે. દસ લીખ ભેગી થાય તો એક જૂ બને. દસ જૂ મળી બાજરીના દાણા જેટલો ભાર થાય. એ રીતે આંગળ, હાથ, ધનુષ્ય, ભાલા વગેરેની લંબાઈ તથા ગાઉ–યોજન

વગેરેનું માપ છે અને હે ગુરો ! જો આપ ફરમાવો તો એક યોજનમાં કેટલાં પરમાણુઓ રહેલાં છે તે ગણી બતાવું.” એમ કહેતાંની સાથેજ તે ગણતરી તેણે કરી બતાવી.

ગુરુ એકાએક કુમારને પગે પડ્યા અને બોલી ઊઠ્યાઃ “ હે શિષ્ય ! તું ગુરુઓનો પણ ગુરુ છે. ખરેખર, હું નહિ પણ તુંજ ગુરુ છે. માટે હે કુમાર ! હું આપને નમન કરું છું. ગુરુ કે પુસ્તકોની મદદ સિવાયજ આટલું બધું જાણવા પામેલા હે કુમાર ! આપની આ નમ્રતા અનુકરણીય અને પૂજ્ય છે. આપ શીખવાને નહિ પણ મારી કિંમત વધારવા માટેજ અહીં આવો છો.”

પોતે બીજાઓ કરતાં વિશેષ જાણવા છતાં કુમાર ગુરુના સઘળા મદદનીશો પ્રત્યે વિનય બતાવતો હતો. તેની વાણી નમ્રતાથી અને ડહાપણથી ગર્ભિત હતી. તેનો ચહેરો ભવ્ય અને તેનો સ્વભાવ સુશીલ હતો. શૌર્ય અને ધૈર્યનો ખજાનચી હોવા છતાં, કુમારમાં દયા અને કોમળતાના ગુણો સ્પષ્ટ દેખાઈ આવતા હતા.

સિદ્ધાર્થ કુમારની દયા અનુકરણીય હતી. પોતાના મિત્રો સાથે ઘોડા દોડાવવામાં તે જરા પણ ડગે તેમ ન હતો; છતાં ઘોડાને શ્વાસ ચડેલો જાણવામાં આવતાંજ, પોતાને જીત મળવાની તૈયારી હોવા છતાં, તે એકાએક ઘોડાને થોભાવતો. એકદા રાજાના બગીચામાં બેઠો બેઠો કુમાર કાંઇ વિચારમાં લીન થયો હતો, એવામાં પ્રેમમય નાદ કરતાં કરતાં હિમાલય તરફ ઊડતા હંસ પક્ષીઓના ટોળા તરફ સિદ્ધાર્થના કાકાના પુત્ર દેવદત્તે એક તીર ફેંક્યું અને તે પહેલાં હંસની પાંખને વાગવાથી પીંછાંમાંથી લોહીની ધાર વહેવા લાગી અને પક્ષી નીચે પડ્યું. સિદ્ધાર્થની દૃષ્ટિ તે તરફ જતાંજ તેણે તેને ઊંચકી લીધું અને પદ્માસને બેસીને પોતાના ખોળામાં મૂક્યું. પ્રથમ તો તેને પંપાળીને તેની ધાસ્તી ઓછી કરી,

પછી તેને પોતાના પ્રેમથી ધડકતા હૃદય સાથે ચાંપ્યું અને પછી એક હાથથી પકડી રાખી બીજા હાથથી પેલું તીર આસ્તેથી ખેંચી કાઢીને તે ઘા ઉપર ઠંડાં પાંદડાં બાંધ્યાં.

કુમારને આજ સુધી ખબર પણ નહોતી કે, દુઃખ એ શું ચીજ હશે ? તેણે પેલા તીરની અણી પોતાના હાથમાં ભોંકી અને તેથી પોતાને 'દુઃખ'ની લાગણી થઇ; તે ઉપરથી આંખમાં આંસુ લાવીને તે પક્ષીને વિશેષ આશ્વાસન આપવા મંડ્યો.

એટલામાં દેવદત્તના નોકરે આવીને કહ્યું: "મારા સ્વામીએ એક હંસને તીર મારીને પાડ્યું છે, કે જે હંસ હમણાં આપના કબજામાં છે. કૃપા કરી તે મને સોંપશો ?"

સિદ્ધાર્થે કહ્યું: "હું તેમ કરી શકીશ નહિ. જો તે પક્ષી મરી ગયું હોત તો કદાચ તે પર મારનારનો હક પહોંચત. પણ તે હજી જીવતું છે; માત્ર તેની પાંખોની ગતિને ઈજા થઈ છે."

આ સંદેશો પોતાના નોકરદ્વારા જાણ્યા બાદ દેવદત્ત પોતે કુમાર પાસે આવ્યો અને કહેવા લાગ્યો: "આ પક્ષીને જે પળે મેં નીચે પાડ્યું તે પળથી તે મારું થયું છે. તમારે તે મને આપવુંજ જોઇશે."

"ભલા થઇ એમ બોલો મા." દયાના સાગર તુલ્ય કુમારે કહ્યું અને કહેતાંની સાથેજ તે હમણાં આશ્રિત બનેલા નિરાધાર પક્ષીની ડોકને એક બાળકની માફક પોતાના ગાલસરસી દાબી. "એમ બોલો મા. એ પક્ષી તમારું નહિ પણ મારુંજ છે. દયાને લીધે અને પ્રેમના સામ્રાજ્યને લીધે જે કરોડો ચીજો મારી થવાની છે તેમાંની આ પ્રથમ છે. મને મારું અંતઃકરણજ હમણાં કહે છે કે, હું મનુષ્યોને 'દયા'નો પાઠ શીખવીશ, ગરીબ મૂંગાં પ્રાણીઓનો વકીલ થઈશ અને માત્ર મનુષ્યોનુંજ નહિ પણ તે સાથે પશુ-પક્ષીઓનું પણ દુઃખ દૂર કરીશ, છતાં ભાઈ! તારે હજી

તકરારજ કરવી હોય તો ચાલો રાજ્યસભામાં. ડાહ્યા સભાસદો જે કહે તે આપણે બન્ને સ્વીકારીશું.”

તરતજ તેઓ રાજ્યસભામાં ગયા, જ્યાં બન્નેના હક સંબંધી ભારે વાદવિવાદ થયો. કેટલાક કહે: “સિદ્ધાર્થનો હક છે,” જ્યારે બીજાઓ કહેતા હતા: “દેવદત્તે તે પાડયું માટે તેનો હક છે.” ગરમાગરમ વિવાદની મધ્યમાં એક વૃદ્ધ ઋષિ સભામાં આવી પહોંચ્યા અને બોલવા લાગ્યા: “જો જિંદગીની કાંઇ પણ કિંમત હોય તો જેણે મારવાનો પ્રયત્ન કીધો તેના કરતાં બચાવવાનો પ્રયત્ન કરનારનો તે જીવતા પ્રાણી પર વધારે હક ગણાવો જોઇએ.” આ કથન સર્વને ન્યાયયુક્ત લાગ્યું; પરંતુ રાજા તે ઋષિનો સત્કાર કરવા ઊઠે છે, એટલામાં તો ઋષિ અંતર્ધાન થઇ ગયા!

સિદ્ધાર્થ કુમારને દુઃખનો અનુભવ આજ પહેલપ્રથમજ થયો. પરંતુ તે અનુભવ ઝાઝી અસર કરી શકયો નહિ; કારણ કે પક્ષી થોડા વખતમાં સાજું થઇને પોતાના સોબતીઓ સાથે આનંદ કરવા આકાશી પ્રદેશોમાં ઊડી ગયું હતું. પરંતુ ભવિષ્યના બુદ્ધદેવ અને હમણાંના સિદ્ધાર્થ કુમારની દયાને પ્રગટાવવા માટે બીજો એક બનાવ તરતમાંજ બનવા પામ્યો, કે જેણે તેના કોમળ હૃદય પર જાથુની છાપ પાડી.

એક દિવસ રાજાએ કુમારને કહ્યું: “વત્સ! આજે હું તને વસંતઋતુની શોભા દેખાડવા ઇચ્છું છું. મારી સાથે તને શહેર બહાર લઈ જઇને ખેતરોમાં ઊભરાઇ રહેલો પાક તથા ધરતીએ પહેરેલો લીલો આનંદી સ્વાંગ બતાવવા ઇચ્છું છું. તને તે જોઇને ખરેજ બહુ આનંદ થશે.”

કુમારે મસ્તક નમાવ્યું અને બન્ને ખેતરોમાં આવી પહોંચ્યા. અહીં ને તહીં પક્ષીઓ મધુર કલરવ કરી રહ્યાં હતાં. સફેદ બગ-

લાઓની હાર નદીકિનારે ધ્યાન ધરતી ઊભી હતી. સમળીઓ આકાશમાં ગોળ કુંડાળામાં ગોઠવાઇ જઇને ગરબા ગાતી હતી. ચટાપટાવાળી ખિસકોલીઓ ઝાડની ડાળીઓ ઉપર કૂદાકૂદ કરી રહી હતી. ચીતરેલાં મંદિરનાં શિખરોની આસપાસ મયૂરો ટહુકા કરી રહ્યા હતા. કૂવામાં કબૂતરો ગેલ કરી રહ્યાં હતાં. શહેરમાંથી આવતો કોઈ લગ્નપ્રસંગના ઢાલનો અવાજ કાનના પડદા સાથે અથડાતો હતો. ચોતરફ શાંતિ અને આનંદનોજ પડઘો પડતો હતો. પરંતુ આ સર્વ ક્ષણિક આનંદનાં સાધનોની અંદર છુપાયલો દુઃખનો ડુંગર કોણ જોઈ શકતું હતું? ઉલ્લાસના સઘળા દેખાવો વચ્ચે પણ એ ભ્રમણામય દેખાવોને નગ્ન કરી એનું આંતર સ્વરૂપ જોઈ શકનાર એક માત્ર બુદ્ધજ હતો, કે જેને હમણાં જણાયું કે, જીવનના ગુલાબ તળે દુઃખના કાંટા છુપાયલા હોય છે. તેણે વિચાર્યું: “ આ ગામડિયાઓને પોતાનું પેટ ભરવા માટે આખો દિવસ કેવું સખ્ત વૈતરુ કરવું પડે છે! સખ્ત ગરમીના વખતે પણ પેલા ખેડૂતોના પરોણાની આર બાપડા અબોલ બળદની સુંવાળી ચામડીને કેવી ભેદે છે! પેલી ગરોળી કીડીને કેવી ઓહિયાં કરી જાય છે! પેલો સર્પ તે ગરોળીને અને સમળી તે સર્પને કેવી રીતે ભક્ષ્ય બનાવે છે! પેલું સફેદ દેખાતું સાધુવૃત્તિવાળું બગલું આનંદથી કલ્લોલ કરતાં પેલાં માછલાંને દેખતાંદેખતાંમાં ગળી જાય છે!

અને તે કુમાર પોતાના પિતા તરફ અર્થસૂચક આંખ કરી બોલી ઊઠયોઃ “ ઓ પિતાજી! પિતાજી! આજ શું તમારાં આનંદનાં ઠેકાણાં છે કે? શું આ બતાવવાને તમે મને અહીં લાવવા શ્રમિત થયા હતા? ખુનામરકી સિવાય અહીં બીજું હું શું જોઇ શકું છું? પૃથ્વી પર જુઓ કે પાણીમાં નિહાળો, હવામાં નજર કરો કે અંતરીક્ષમાં આંખો ખેંચો, જ્યાંત્યાં જીવનની મારામારી અને કલહ

જોવાય છે. આમાં જે મનુષ્યને આનંદ જણાતો હોય તે ખરેજ કઠણ કાળજાનો માણસ હોવો જોઇએ. પિતાજી! મને હમણાં અહીં એકલોજ રહેવા દો, કે જેથી હું આ બધા જોયેલા દેખાવો ઉપર વિચાર કરી શકું."

પિતાએ તેમ કર્યું. પુત્ર એકલો પડયો. તેણે જંબુવૃક્ષ નીચે બેસીને પદ્માસન વાળ્યું.

"આશો જીવનનો કલહ! આનું મૂળ શું હશે? આનો ઉપાય શો હશે?" આટલો મંત્ર મન સાથે જપતાં જપતાં કુમાર-માં દયા પૂર્ણ પ્રકાશ સાથે પ્રકટી નીકળી અને તે ધ્યાનના પ્રથમ પગથિયે ચડયો.

પ્રાતઃકાળ પૂરો થઇ હમણાં મધ્યાહ્ન થઇ ચૂકયો હતો, છતાં ધ્યાન હજી અવિચ્છિન્ન હતું. સૂર્ય પશ્ચિમ દિશા તરફ પ્રયાણ કરતો હતો, છતાં બૌદ્ધધર્મગ્રંથો કહે છે કે, આ જગતનું કલ્યાણ શોધવા બેઠેલા દેવને છાંયડો કરી રહેલા જંબુ વૃક્ષની છાયા હજીએ જેમની તેમજ કાયમ હતી!

છેવટે સાંજ પડે છે અને પિતા પુત્રને સાથે લઈ રાજમહેલ તરફ જાય છે.





# प्रकरण ३ जुं–युवावस्था

શુદ્ધોદન રાજા પોતાના પુત્રરત્નમાં અનુપમ દયા અને ચિરકાલ સુધી ટકતી ધ્યાનગ્રસ્ત દશા જોઇ ભારે વિચારમાં પડચો. પોતાના પુત્રને યોગી બનતો જોવા કયો પિતા ખુશી હોય? કેટલાક ગુણો અને કાર્યો એવાં છે કે જેમની પ્રશંસાજ થઇ શકે, અનુકરણ ન થઈ શકે. ભર યુવાવસ્થામાં વૈરાગી બનનારની પ્રશંસા કરનારા ઘણા માણસો મળી આવશે; પરંતુ પોતાનો પુત્ર કે પોતે તે સ્થિતિમાં વૈરાગી બને એ વિચાર હજારોમાંથી એકને પણ ભાગ્યેજ ગમે છે. 'માયા'નું આ શું ઓછું પ્રાબલ્ય છે?

માયાદેવીનેજ જેણે પોતાની અર્ધાંગના બનાવી હતી એવા શુદ્ધોદન રાજાએ કુંવર સિદ્ધાર્થને વૈરાગ્યના સોબતીઓની દોસ્તી કરતો જોઇ, એ થતી દોસ્તી તોડવાના ઈલાજ શોધવા માંડચા. "ત્યારે શું સ્વપ્નપાઠકોનાં વચનો આખરે ખરાંજ પડવાનાં કે? આત્મસંયમ અને દેહકષ્ટના માર્ગથી મારા સુકુમાર કુમારને હું હજીએ ન રોકી શકું શું?" આવા આવા વિચારો તેના મનમાં હમેશ આવ્યા કરતા. છેવટે રાજાને એક યુક્તિ જડી. કુંવરનું મન સાહેબીમાંજ રોકી રાખવાથી, દેહકષ્ટ સંબંધી ખ્યાલ–વૈરાગ્ય સંબંધી વિચારો તેનો સ્પર્શજ નહિ કરી શકે એમ ધારી, તેણે કુંવર માટે ત્રણ જુદી જુદી ઋતુઓને અનુકૂળ ત્રણ મનોરંજક મહેલ બંધાવ્યા. શિયાળામાં ગરમી આપે તેવો, ઉષ્ણઋતુમાં

શીતળતા ઉપજાવે તેવો અને વર્ષાકાળમાં સમશીતોષ્ણ રાખે તેવો; એમ ત્રણ ભવ્ય મહેલ મોટે ખર્ચે તૈયાર કરાવ્યા અને તેમાં તે તે ઋતુઓને છાજતા શ્રેષ્ઠ બાગ બનાવરાવ્યા. આ મહેલમાં કુંવરને રાખવામાં આવતો અને તેનું મન રોકવા માટે દર કલાકે કાંઇ નહિ ને કાંઇ નવીન ચીજ તેને પૂરી પાડવામાં આવતી. આવા આકર્ષક પદાર્થો તરફ બેદરકાર બનવું એ સામાન્ય મનુષ્ય માટે તદ્દન અશકય હોવા છતાં, સિદ્ધાર્થ કુંવર કે જે મનુષ્ય નહિ પણ દેવોના દેવ થવાને નિર્માયલા હતા, તેમને આમાંની કોઇ ચીજ ક્ષણભર પણ આકર્ષી શકતી નહિ. સુંદરતાઓ વચ્ચે રહેતા તે અઢાર વર્ષની વયના રાજકુમારનું મન બીજાને મન લુખ્ખા જણાતા વૈરાગ્યમાંજ સુંદરતા ભાળતું. બાગમાં હવા ખાવાને બદલે માનસિક બાગમાં–ધ્યાનવાટિકામાં તે કલાકોના કલાકો લીન થઇ જતો. દર કલાકે મળતી આકર્ષક બક્ષિસો જોઇ એની સુંદરતા પાછળ ગાંડા થવાને બદલે તે તે પદાર્થની ક્ષણભંગુરતા પર ધ્યાન ધરવા માટે કલાકો સુધી તેના તરફ જોયા કરતો.

આથી પિતાની ચિંતામાં પ્રતિદિન વધારો થતો ગયો. છેવટે તેણે પોતાના સામંતો અને નગરના સુજ્ઞ મનુષ્યોને બોલાવીને તેમની સલાહ પૂછી. શાક્યોએ સર્વાનુમતે વિચાર જણાવ્યોઃ

“મહારાજ! અંધકારને દૂર કરવા માટે દીવો જેટલો ચોક્કસ ઇલાજ છે, તેટલોજ ચોક્કસ ઇલાજ વિરાગીને અનુરાગી બનાવવા માટે સ્ત્રી છે. કોમળ પ્રેમશૃંખલા સખ્ત લોઢાની સાંકળ કરતાં વધારે તાકાતવાળી છે. મજબૂત બેડીથી ન બાંધી શકાય એવાઓને સ્ત્રીની વેણી એક ક્ષણમાં બંદીવાન બનાવી શકે છે.”

કુંવરને પ્રેમપાશમાં નાખવાનું ઠર્યું. પરંતુ અહીં સવાલ એ આવીને ઊભો કે આપેલી કન્યાથી કાંઈ આકર્ષણ થાય નહિ;

વરેલી કન્યાથીજ બંધન થાય. કુંવર જો પોતેજ કોઈ કન્યા પસંદ કરે તોજ તેમાં તે તલ્લીન બની શકે. આ સવાલ ગંભીર હતો; પરંતુ બુદ્ધિ આગળ કોઇ સવાલ મુશ્કેલ નથી. રાજાએ એક ઉત્સવનો આરંભ કર્યો અને નગરની સુંદર ગણાતી સઘળી કુમારિકાઓને રાજકુમારના હાથથી અપાતાં મણિકાંચનથી ભરેલાં સુંદર પાત્રો લેવા આમંત્રણ આપ્યું.

રતિની મંતિને મૂંઝવી દે એવાં રૂપ–લાવણ્યવાળી કુમારિકાઓ રાજમહેલના ભવ્ય વિશાળ દીવાનખાનામાં એક પછી એક આવવા લાગી. નાગને લજાવે એવી એમની વેણીઓ તરેહ તરેહની જાતથી ગૂંથેલી અને રંગબેરંગી પુષ્પોથી શોભીતી કરાયલી હતી. હરણુને નીચું જોવરાવે એવી એમની આંખો અંજનથી વધારે આકર્ષક કરાયલી હતી. આકાશમાં ચંદ્રની માફક તેમના વિશાળ ભાલમાં તિલક શોભી રહ્યું હતું. ગુલાબના પુષ્પની જેમ તેમનાં મુખકમળ સ્વાભાવિક હાસ્યથી ખીલી રહ્યાં હતાં. અનાઘ્રાત પુષ્પની જેમ તેમનાં વદનકમળમાંથી એક વિલક્ષણ પ્રકારની સુગંધ બહેકી રહી હતી. તેમનાં કોમળ અને સફાઈદાર અંગો ઉપરનાં બારીક વસ્ત્રો પ્રેક્ષકના મનને નાચવાનું શીખવવા માટે કૂદાકૂદ કરી રહ્યાં હતાં.

અને હવે કુમાર દીવાનખાનામાં દાખલ થાય છે. કુમારિકાઓની પારદર્શક નાડીઓમાંનું સ્વચ્છ લોહી વધારે જોરથી ધડકવા લાગે છે. એક પછી એક કન્યકા પોતાના પગના અંગૂઠા તરફ નજર સ્થિર કરીને ગજગતિથી ચાલતી, લજવાતી લજવાતી, કુમારના આસન પાસે આવે છે અને પોતાનો કનકલતા સરખો હાથ લંબાવે છે. કુમાર તેમાં સુવર્ણપાત્ર મૂકે છે અને કુમારિકા તરતજ વિદાય થાય છે. આહા! કેવો મોહક દેખાવ! અપ્સરાઓની સભા વચ્ચે બેસી તેમને બક્ષિસોથી પ્રફુલ્લિત કરી તેમની ખીલેલી કાંતિ જોવાની કેવી સરસ તક! પરંતુ તે કોણ જુએ છે? સિદ્ધાર્થકુમા-

રનાં સઘળાં પાત્રો પૂરાં થતાં સુધી તેણે એક પણ કન્યા તરફ નજર કરી નહિ. એક પણ કન્યા તેનું આકર્ષણ કરી શકી નહિ.

પરંતુ હવે એકાદ પૂર્વજન્મમાં બુદ્ધની પ્રેમાળ પત્ની બનીને પાણીમાંની માછલી માફક બુદ્ધનેજ ઝંખતી ઝંખતી મૃત્યુ પામેલી (આ જન્મમાં બુદ્ધની માતા માયાદેવીના ભાઇ દંડપાણિની પુત્રી) યશોધરાનો વારો આવે છે. સઘળી કુમારિકાઓ સઘળાં સુવર્ણ-પાત્રો લઇ રસ્તે પડી ચૂકી છે અને એક પણ પાત્ર સિલકમાં રહ્યું નથી. સઘળાં પાત્રો ઉપર હક ધરાવતી, પરંતુ હમણાં જેને માટે એક પણ પાત્ર રહ્યું ન હતું એવી તે બુદ્ધની પૂર્વની અને ભવિષ્યની અર્ધાંગના, પોતાના હિસ્સાનું પાત્ર લેવા કુમાર સન્મુખ આવીને ઊભી રહે છે. પૂર્વના સંસ્કારો તાજા થઈ બન્ને વચ્ચે આકર્ષણ થાય છે. જે સિંહથી સઘળાં પ્રાણીઓ છુપાતાં ફરે છે, તે સિંહ આગળ સિંહણ તો ડરતી કે શરમાતી નથી; તેમ જેના નૂરથી સઘળી કુમા-રિકાઓ અંજાઇને નીચું જોતી હતી, એવા સિદ્ધાર્થ સામે આ પ્રભા-વશાલિની, દિવ્ય રૂઆબવાળી કુમારિકા નીડરપણે દૃષ્ટિ તાકે છે અને પૂછે છેઃ "મને કાંઇ હિસ્સો મળશે કે?"

"હિસ્સો?" કુમારે જવાબ આપ્યો, "અલબત્ત તમને હિસ્સો મળવો જોઇએ છે. પરંતુ સુંદરીઓની રાણી! હું તમને છેકજ ભૂલી ગયો હતો. એ ભૂલના દંડ તરીકે સુવર્ણપાત્રને બદલે લો આ કંઠનો હાર!" એમ કહી પોતાના ગળામાંનો માણેકનો હાર કાઢી તેના કંઠમાં આરોપ્યો; અને એ હાર સાથેજ હૈયું પણ અર્પાયું! ચાર આંખોના મેળાપમાંથી પ્રેમદેવ જન્મ પામ્યો! પૂર્વેનો સંબંધ ફરીથી જોડાયો–તાજો થયો!× પણ તે આટલા પૂરતોજ. તત્કાળ તે

× જ્યારે સિદ્ધાર્થ 'બુદ્ધ' થયા, ત્યારે "એકાએક યશોધરા તરફ આપનો પ્રેમ કેમ ખેંચાયો હતો?" એ સવાલના જવાબમાં

મુગ્ધા હાર લઈ પોતાને રસ્તે ગઈ અને કુમાર પોતાના કામે લાગ્યો.

રાજા શુદ્ધોદન હવે હરખાયો. તેણે કુમાર અને યશોધરા વચ્ચે થયેલા ટૂંક પ્રસંગની વાત જાણી કે તરતજ દંડપાણિ પાસે પુરોહિતને મોકલ્યો અને યશોધરાનું માગું કર્યું, પણ એ વખતમાં કાંઈ કન્યા જેવું રત્ન માગ્યુંતાગ્યું મળી જતું નહિ! શાક્ય લોકોનો રિવાજ હતો કે, જ્યારે કોઈ કુલીન ઘરની કન્યાની માગણી કરવામાં આવે, ત્યારે તે કન્યાનું માગું કરનાર શખસે બીજા સઘળા ઉમેદવારો સાથે હરીફાઇમાં ઊતરીને પોતાનું પાણી દેખાડી આપવું જોઇએ અને પોતે સર્વ યુદ્ધકલાઓમાં નિપુણ છે એમ બતાવી આપવું જોઈએ. શુદ્ધોદન જેવા રાજાના પુત્રોને માટે પણ આ નિયમ કાંઇ બદલાય તેમ ન હતો. તેથી દંડપાણિએ પુરોહિત સાથે રોકડો પ્રત્યુત્તર પાઠવી દીધો કે, "ઇક્ષ્વાકુ વંશનો ક્ષત્રિય કાંઇ વીરત્વ જોયા સિવાયજ પોતાની કન્યા કોઇને આપશે નહિ. મરદાનગીના ખેલોમાં આપના કુમાર જો બધા ઉમેદવારોને હંફાવશે, તો તેઓ અવશ્ય મારા જામાતા બનશે; પરંતુ ઘરમાં બેસી રહેવાની એમની ટેવ જોતાં એમને માટે મોટી આશા બાંધવી એ આકાશમાં મહેલ બાંધવા જેવું કામ છે."

આ ઉત્તર જ્યારે પુરોહિતે પોતાના રાજાને નિવેદન કર્યો, ત્યારે કુમાર સિદ્ધાર્થ પણ ત્યાંજ બેઠો હતો. પુરોહિતના શબ્દો સાંભળી રાજા તો શોક અને વિચારમાં ડૂબીજ ગયો. તેણે કહ્યું: "ધનુર્વિદ્યામાં દેવદત્ત જેવો કોઇ નિપુણ નથી, અશ્વવિદ્યામાં અર્જુન પ્રથમ પદ ભોગવે છે અને તલવાર ખેલવામાં તો નંદ એક્કો છે. મારા સિદ્ધાર્થને આવી સખ્ત સ્પર્ધા વચ્ચે યશોધરા પ્રાપ્ત થવી

---

તેમણે લંબાણથી પોતાના પૂર્વભવો કહી બતાવ્યા હતા અને જણાવ્યું હતું કે, તેઓ બન્ને પૂર્વભવમાં સાથે હતાં અને તેમની હમણાંની મૈત્રી કાંઇ નવી નહોતી.

ખરેજ દુષ્કર છે.”

“ પિતાજીને ચિંતા કરવા જેવું અહીં કાંઇ નથી. ક્ષત્રિયપુત્રને યુદ્ધકળા શીખવા જવી પડતી નથી; એ તો એનો જન્મ સાથેનો વારસો હોય છે. માત્ર આવી નિર્માલ્ય બાબતો માટે હું એક પ્રેમ-પાત્રને ગુમાવવા તૈયાર નથી; આપ ખુશીથી સ્પર્ધાનો સમય મુકરર કરાવો.” યોગી જેવા કુમારે ક્ષત્રિયવટ દાખવી.

પ્રતિસ્પર્ધી ઉમેદવારોને એક ઢંઢેરા દ્વારા ખબર આપીને એક મેદાનમાં એકઠા કરવામાં આવ્યા. કુમાર સિદ્ધાર્થ પણ ઘોડેસવાર થઇ ત્યાં હાજર થયો અને સુંદર પાલખીમાં યશોધરા પોતાની સખીઓ તથા પરિજનો સાથે આવી પહોંચી.

“ આ રત્નને મેળવવા સર્વોત્તમ સિવાય બીજો કોઇ લાયક નથી.” સિદ્ધાર્થે યશોધરા તરફ નજર કરીને કહ્યું અને ઉમેર્યું: “તેને મેળવવાને પોતે લાયક છે એવું બતાવવા ઇચ્છતા દરેક નવજવાનને મારું આમંત્રણ છે કે, તેણે મારી સામે હરી-ફાઇમાં ઊતરી પડવું.”

આ આમંત્રણનો સ્વીકાર નંદે પ્રથમજ કર્યો અને જવાબ વાળ્યો: “ એમજ છે તો પકડો ધનુષ્ય અને તીરબાજીમાં મારી સામે આવી જાઓ.” એમ કહેતાંની સાથેજ તેણે છ ગાઉ દૂર મૂકેલા એક ઢાલને તીરથી વીંધી નાખ્યું. અર્જુને તે પછી તેટલે-જ દૂરથી તે ઢાલને વીંધ્યું અને દેવદત્તે આઠ ગાઉથી વીંધ્યું. લોકો સઘળા આશ્ચર્યચકિત થયા અને યશોધરાએ પોતાના મુખ પર સાડી ઓઢી લીધી. હવે કુમાર સિદ્ધાર્થ રૂપેરી દોરીવાળું એક જબરજસ્ત ધનુષ્ય પકડે છે અને અસાધારણ બળવાળા માણસથી પણ મુશ્કેલીથી ખેંચાય એવું તે બાણ સહેજ ખેંચતાંજ કામઠાના બે ટુકડા થઈ જાય છે! “ અરે બાળકની રમત કરવાનું આ ધનુ-

ષ્ય અહીં લાવનાર કોણ છે? શું શાકચકુમારને યોગ્ય ધનુષ્યનો છેકજ દુકાળ પડયો છે કે?" એમ કુમાર હસતે મુખડે વદે છે અને પ્રાચીન સમયનું સિંહહાનુનું ધનુષ્ય મંદિરમાંથી મગાવવામાં આવે છે. જેને વાપરનાર આજ સુધી કોઈજ જન્મ્યો નહોતો, એવા તે પોલાદના ધનુષ્યની સોનેરી દોરી ખેંચવાને ત્રણે હરીફો તનતોડ મહેનત કરે છે અને આંચકા મારે છે; પરંતુ દોરી ખેંચાતીજ નથી! એઓ તરફ સ્મિતયુક્ત દૃષ્ટિ કરતો રાજકુમાર તરતજ તે ધનુષ્યને પકડી કાન સુધી દોરી ખેંચીને બાણુને સુસવાટા કરતું મોકલે છે અને દસ ગાઉ પર મુકાયલા ઢાલને વીંધીને છૂટેલું તીર આંખેથી દેખાય નહિ એટલે દૂર ચાલ્યું જાય છે!

થયું, એક સ્પર્ધા પૂરી થઇ. સિદ્ધાર્થના જયથી ઝંખવાણા પડેલા પણ પ્રયત્ને હિંમતને એકઠી કરતા દેવદત્તે હવે તલવારની હરીફાઇ માટે 'ચેલેન્જ' આપી અને પ્રથમ પોતે છ ઇંચ જાડા વૃક્ષને તલવારના એક ઝટકે ઉડાડી દીધું. અર્જુને સાત ઇંચ અને નંદે નવ ઇંચ જાડા વૃક્ષને 'દ્વિધાવિભક્ત' કરી મૂકયું! આવા બે સૂકાં વૃક્ષો એક જગાએ સાથેજ ઊભેલાં જોઈ સિદ્ધાર્થે બન્નેને આંખના પલકારામાં કાપીને ફેંકી દીધાં!

હવે પાણીદાર ઘોડા દોડાવવાની સ્પર્ધા ચાલી. ત્રણવાર મેદાનની પ્રદક્ષિણા કરાવીને સવારોએ પોતાના અશ્વોને પૂર જોશમાં દોડાવી મૂકયા. સિદ્ધાર્થનો અશ્વ આગળને આગળજ જતો અને તે એટલી ઝડપથી દોડતો હતો કે, તેના મુખમાંથી નીકળતું ફીણ જમીન પર પડે તે પહેલાં તો વીસ ભાલા જેટલે દૂર તે પહોંચી જતો.

નંદે આ વિજયથી ઇર્ષ્યાળુ બની કહ્યું: "કન્તક જેવા ઘોડા પર સવાર થઇને મોખરે આવવું એ કાંઈ બહાદુરી ન કહેવાય. એ ઘોડો જો અમને આપવામાં આવે તો અમે સૌથી આગળ જઇ શકીએ. ખરી પરીક્ષા કરવી હોય તો નવો, વગર પલોટેલો ઘોડો

લાવો અને પછી જુઓ કે કોનું કેટલું સામર્થ્ય છે!" આ ઉપ-રથી ત્રણ સાંકળોથી બાંધેલો, વિકરાળ આંખોવાળો, વિશાળ નસ-કોરાંવાળો અને લગામ કે જીન વગરનો એક ઉદ્ધત ઘોડો તે જ-ગાએ લાવવામાં આવ્યો. ત્રણે હરીફોએ તે ઘોડાની પીઠ પર ચડવાને ત્રણ ત્રણ વાર પ્રયત્નો કર્યા; પરંતુ દરેક વખતે તે મદો-ન્મત્ત અશ્વે તેમને ધૂળમાં પટકયા. તથાપિ અર્જુને તે ઘોડા પર સવાર થવામાં આખરે ફતેહ મેળવી. પરંતુ થોડેક દૂર જઇને તે હઠીલા અને ઝનૂની ઘોડાએ પોતાના સવારને પથ્થર જેવી જમી-ન પર પટકયો અને જો બીજાઓ મદદે ન દોડયા હોત, તો પગ તળે છૂંદી પણ નાખત. લોકો આ જોઇ ધાસ્તીમાં પડયા અને બો-લ્યા: " આ ભૂત ( અશ્વ )થી સિદ્ધાર્થ કુમાર કામ ન પાડે તો ઠીક."

પણ સિદ્ધાર્થે તરતજ તે ઘોડાને કાબૂમાં રાખવા બાંધેલી સાંકળો દૂર કરી અને તેની યાળ પકડીને તેના કાનમાં કાંઇક શબ્દો ઉચ્ચારીને ઘોડાની આંખો ઉપર પોતાનો જમણો હાથ ફેરવ્યો, પછી તે હાથ તે ઘોડાના વિકરાળ મોં તરફ લઇ ગયો અને છેવટે તેની ગરદન ઉપર હાથ ફેરવીને પીઠ ઉપર ચડી બેઠો. તે જંગલી પ્રાણી ગાય જેવું થઈને પોતાના માલિકની આજ્ઞા મુજબ ચાલવા લાગ્યું.

અને હવે સઘળા માણસો એકે અવાજે બોલી ઊઠયા: " ધન્ય છે! ધન્ય છે! સિદ્ધાર્થ કુમાર સૌથી શ્રેષ્ઠ ઠરી ચૂકયા છે. હવે વધુ પરિશ્રમની કાંઇ જરૂર નથી." હરીફોએ પણ ખુલ્લા દિલથી કુમારની શ્રેષ્ઠતા કબૂલ રાખી.

આ ઇચ્છિત પરિણામ જોઇ આનંદ તેમજ આશ્ચર્યની લાગ-ણીઓમાં દંડપાણિ ડૂબકી ખાવા લાગ્યો. આનંદ એટલા માટે કે પોતાની પુત્રીએ મનથી પસંદ કરેલા પુરુષને પોતાના જમાઇ

તરીકે તે મેળવી શકયો હતો; અને આશ્ચર્ય એટલા માટે કે, ગુલાબનાં પુષ્પોમાં અને વિચારનાં સ્વપ્નોમાં ઊછરેલા તે યુવાનમાં આટલી મરદાનગી હોવાની તેણે આશા રાખી ન હતી. જયનાદના અવાજો હજી ચાલુજ છે, એવામાં પિતાના હાથના ઈશારામાત્રથી યશોધરાએ પોતાના મુખ ઉપર કાળો સોનેરી બુરખો નાખી દીધો અને તે આસન છોડીને હાથમાં મોગરાનાં પુષ્પોથી બનાવેલા મુગટ સાથે બધા રાજપુત્રો સંમુખ થઈને ભભકભેર ચાલતી સિદ્ધાર્થ કુમાર નજદીક આવી પહોંચી.

"હે સુંદર, શૂરવીર અને સત્યપ્રેમી રાજકુમાર ! સ્વભુજાબળથી પ્રાપ્ત કરેલું–તારા હકનું આ રત્ન ગ્રહણ કર અને સુખી થા !" દંડપાણિએ કુમારને ઉદ્દેશીને કહ્યું; અને તેજ પળે યશોધરાએ પોતાનું મુખકમળ ખુલ્લું કરી નીચે નમી કુમારને નમન કર્યું અને મોગરાનો પુષ્પમુકુટ સિદ્ધાર્થના શિર પર મૂકયો. આ સઘળી મૌન ક્રિયાઓ થઈ રહ્યા બાદ તેણે એ કુમાર તરફ પ્રેમથી ઊભરાતી એક દૃષ્ટિ ફેંકી અને "મારા હૃદયના પ્રિયતમ ! મારા તરફ જો; હું આજથી તારી છું." એવા એકજ વાકયથી હૈયાનો ઊભરો ખાલી કર્યો.

ત્યાર બાદ થોડે દિવસે મેષ રાશિનો સૂર્ય હતો, ત્યારે તે બન્નેનાં લગ્ન ભારે ધામધૂમથી ઊજવવામાં આવ્યાં. અનંત આકાશમાં સ્વચ્છંદે વિચરતું પક્ષી હવે પીંજરામાં પુરાયું ! કુમારના સ્વતંત્ર પગોમાં હવે સોનાની બેડી જડાઈ !

'રાગ' રંગથી પોતાના પુત્રને રંગવાને તલપી રહેલા પિતાએ આ એકજ રંગથી સંતોષ પકડયો ન હતો. તેણે તેને બહુરંગી ફોટાની જેમ રંગી કાઢવા ઇચ્છયું અને એટલા માટે કુમાર માટે ગ્રીષ્મ, વર્ષા અને હેમંતઋતુને અનુકૂળ નવ માળનાં, સાત માળનાં અને પાંચ માળનાં 'પ્રમોદ ભવન' તૈયાર કરાવ્યાં. જેટલી રૂપવતી તેટલીજ

સંગીતશાસ્ત્રમાં પ્રવીણતા ધરાવતી વારાંગનાઓને રાજકુમારનું મન 'રાગ' માં તલ્લીન રાખવા માટે તે ત્રણે 'પ્રમોદભવન'માં રોકવામાં આવી હતી, કે જે ભવનો અથવા પ્રાસાદો, 'વિશ્રામવન' નામના—જેની જોડી આખા વિશ્વમાં ન મળે એવા મનોહર બગીચામાં બાંધવામાં આવ્યા હતા. અહીં અનેક જાતના ફુવારાઓ આંખ અને કાનને પ્રસન્ન કરવા માટે સદૈવ રૂપેરી કિરણો વરસાવી રહ્યા હતા. અનેક પ્રકારનાં પ્રાચીન ઐતિહાસિક પુરુષોનાં પરાક્રમો સૂચવતાં સુંદર ચિત્રો પ્રત્યેક દીવાલ પર આલેખવામાં આવ્યાં હતાં. પોતાની મેળેજ વાગતાં વાદ્યયંત્રો (વાજિંત્રો) કુમારના શયનગૃહમાં સ્વર્ગને ઉતારવા માટે માંહોમાંહે સ્પર્ધા કરી રહ્યાં હતાં. ટૂંકામાં એક જબરજસ્ત યતિને સંસારાસક્ત કરવાને માટે જે જે કરવું જરૂરનું હોય, તે તે સર્વ કરવામાં કોઈ જાતની કચાશ રાખવામાં આવી ન હતી. રાગમય ગીત, રાગમય વાદ્યયંત્રો, રાગમય વાર્તા, રાગમય ચિત્રો, રાગમય દેખાવો, રાગમય પત્ની સઘળું આ ભવનોમાં રાગમયજ હતું !

અને થોડા સમય સુધી તો ભવિષ્યના બુદ્ધનો—આજના સિદ્ધાર્થકુમારનો વિરક્ત આત્મા પણ યશોધરાના રાગમાં લીન થયો ! રાગના ખોળામાં પોઢેલો કુમાર એ મીઠા સ્વપ્નમાંથી રખેને જાગી ઊઠે એટલા માટે રાજાએ 'વિશ્રામવન'માં સર્વને એવો હુકમ કર્યો હતો કે, " એ હદમાં કોઈએ મરણ—વૃદ્ધાવસ્થા—દરદ—શોક કે ચિંતાની કાંઈ વાત સરખી પણ ઉચ્ચારવી નહિ. " તેણે સખ્ત ફરમાશ કરી હતી કે, " સિદ્ધાર્થની રાગમય સભામાં જો કોઈ યુવતીની આંખની કાળાશ ઓછી જણાશે અથવા તો નાચવામાં તેનો પગ જરા પણ અચકાશે, તો તે સ્ત્રીને એકદમ 'વિશ્રામવન'ની બહાર કાઢી મૂકવામાં આવશે અને કર્કશ શબ્દનો ઉચ્ચાર કરનારને મુસ્કેટાટ બાંધવામાં આવશે. નાનુંમોટું દરેક કામ તાલ-

મય–સંગીતમય થવું જોઇએ, એ હુકમને ક્ષણભર વીસરનાર નોકરને તાડન કરવામાં આવશે. ઝાડનાં સૂકાં પાંદડાંનો ખડખડાટ પણ કુંવરના કાને પડશે તો વનરક્ષકોને દેશનિકાલ કરવામાં આવશે.” આવા આવા વિચિત્ર હુકમો કાઢવા ઉપરાંત કુતૂહલ ખાતર પણ કુંમાર ‘વિશ્રામભવન’ બહાર જવા ન પામે એટલા માટે તેને ફરતા ત્રણ કોટ× કરવામાં આવ્યા હતા અને સૌથી છેલ્લા કોટના દરવાજા એવા તો મજબૂત કરવામાં આવ્યા હતા કે, સો માણસ સિવાય તે ઊઘડી શકેજ નહિ અને ઊઘડે ત્યારે તેનો અવાજ અડધા યોજન સુધી સંભળાય. અહીં વળી વિશ્વાસુ દરવાનનો મજબૂત પહેરો પણ રાખવામાં આવ્યો હતો. રાજાની પોતાની રજા સિવાય અંદર કે બહાર કોઇને પણ જવા દેનારને દેહાંતદંડની શિક્ષા કરવાનું રાજાએ કહી મૂક્યું હતું.

અહો ! પુત્ર પરનો રાગ શું નથી કરતો ?



× આત્મારૂપી બુદ્ધને પણ એવાજ ત્રણ કોટ–સ્થૂલ, તૈજસ (સૂક્ષ્મ) અને કાર્મણ (કારણ) નામનાં શરીરોરૂપી કોટની અંદર પૂરી રાખવામાં આવ્યો છે, જેમાંનો છેલ્લો કોટ (સ્થૂલશરીર નામે) તો એવો મજબૂત છે કે, સ્થૂલની પાર દષ્ટિ પણ જવી મુશ્કેલ જણાય છે !



# प्रकरण ४ थुं–संन्यासनी पूर्वावस्था

"હે જગત! ઓ વિશ્વ! હું સાંભળું છું, હું જાણું છું, હું આવું છું." મૂંગા અંધકારમાંથી એકાએક ઉચ્ચાર નીકળ્યા. યશોધરાએ ભરનિદ્રામાંથી જાગૃત થઇ ગભરાયલા વદને ચોતરફ તપાસ કરવા માંડી, પણ પોતાના પ્રાણેશ સિવાય બીજું કોઇ માણસ ત્યાં જોવામાં આવ્યું નહિ. તે સુકુમાર અને સુંદર યુવાન ભારે મખમલના બિછાનામાં પોઢેલો છે, તેનું ભવ્ય કપાળ ઝગારા મારી રહ્યું છે; તેના મોં પર દયાના શેરડા પડી રહ્યા છે, મધ્યરાત્રિ પસાર થઇ છે અને શયનગૃહમાં તેમજ બહાર સર્વત્ર શાંતિનું સામ્રાજ્ય જામેલું છે. એક વાર ફરીથી તે શાંતિમાં ભંગાણ પાડતો સ્વર સંભળાયોઃ

"હે જગત! હું સાંભળું છું, હું જાણું છું, હું આવું છું."

અને હવે યશોધરાએ પોતાના પ્રાણેશના મુખકમળ તરફ નજર કરી; કારણ કે તેજ કમળમાંથી પેલા હૃદયદ્રાવક શબ્દો નીકળતા હતા. તે નવોઢાએ પતિને પવન નાખવા માંડ્યો, આસ્તેથી કપાળ ઉપર પોતાના કોમળ હસ્તતલથી પંપાળવા માંડ્યું અને ડરતાં ડરતાં પૂછ્યું: "મારા પ્રાણેશ! આપ શું સાંભળો છો? શું જાણો છો? ક્યાં જવાનું વચન આપો છો? આપને શું થાય છે?"

સિદ્ધાર્થ તરત જાગૃત થઇ જાયછે અને જાણે કે કાંઇ બન્યુંજ

નથી એવો ખ્યાલ પત્નીને આપવા માટે અને તેની શંકાભરી આંખોમાંથી વહેતાં અશ્રુને રોકવા માટે, પોતાની પાસેની એક વારાંગનાને કહે છેઃ "બજાઓ, અચ્છી રીતે બજાઓ; વીણાના સઘળા તારને એકજ સરખો ઉચ્ચાર કરતાં શીખવો અને મારી મધુરી મોરલી–યશોધરાને તે વાદ્યના જોરથી ખૂબ નચાવો."

વીણા જાગી, કૂદી, નાચી. પોતાના માલિકની આજ્ઞા અધ્ધરથીજ ઉઠાવી લેવાનો જેને રાજા તરફથી સખ્ત હુકમ મળેલો છે, એવી તે વારાંગનાએ વીણાને એવી તો ખૂબીથી છેડી કે યશોધરાના કોમળ હૃદયને વીંધીને તેમાંના ખેદને બહાર કાઢવો એ કામ તો એને કાંઇ હિસાબમાં પણ નહોતું! તે વીણાના ચડતા ઊતરતા સૂરમાં ડૂબવા લાગી અને અંતે તે પ્રવાહના ખોળામાં પોઢી.

પરંતુ તે વીણા એકી વખતે બે કામ કરતી હતી. તેની વાણી યશોધરા માટે જુદો અર્થ ધરાવતી હતી અને સિદ્ધાર્થ માટે પણ જુદોજ અર્થ ધરાવતી હતી; કારણ કે સિદ્ધાર્થે એમાં કાંઇ અલૌકિક–અમાનુષિક–દૈવી ગીત ગવાતું સાંભળ્યું. સિદ્ધાર્થના કાને સાંભળેલા ઉચ્ચારોનું ભાષાંતર તેનું હૃદય નીચે પ્રમાણે કરતું હતુંઃ "હે માયાના પુત્ર! જ્યાં આંસુ વહેવડાવતી અનેક આંખો અમારા જોવામાં આવે છે અને જ્યાં દુઃખને લીધે હાથ ઘસતા ઘણા મનુષ્યો અમારી નજરે પડે છે, તેવા આ વિશ્વમાં અમે મદદ કરવાની ઇચ્છાવાળા પણ શક્તિ વગરના દેવો અહીંથી તહીં અને તહીંથી અહીં ભટકીએ છીએ. જગતના ઉદ્ધાર માટે જન્મેલા ઓ મહાભાગ! અમને ભટકતા જોવા છતાં આપ કેમ કરી ગુલાબી નિદ્રામાં પોઢી શકો છો? દુઃખી જગત આપની રાહ જુએ છે. આંખો વગરનું, ઠોકરો ખાતું વિશ્વ આતુરતાથી આપનો હાથ માગે છે. ઊઠો, જાગૃત થાઓ અને આરામ શોધતાં પ્રાણીઓને આરામસ્થળ બતાવો. જરા, વ્યાધિ અને દુઃખથી પીડાતાં ત્રણે

ભવનોને જીવનનું રહસ્ય સમજાવો. અનાથ થઈ પડેલા જનોના નાથ થઇ જે જિંદગીને તેઓ હઠીલાઇથી વળગી રહ્યા છે, તેની ક્ષણભંગુરતા સમજાવી અમર જિંદગીમાં પ્રવેશ કરાવો. મનુષ્યજાતિ પરના પ્રેમ સાટે રાજ્યનો ત્યાગ કરો; પીડાતી જનતાની દયા ખાતર રાગનો ત્યાગ કરો; છુટકારો ઇચ્છતા વિશ્વના કલ્યાણ ખાતર સર્વસ્વનો ત્યાગ કરો. અમો કે જેઓ આ વીણાના તારદ્વારા સંદેશો કહાવીએ છીએ તે દેવોના સાંત્વન ખાતર, ઓ બુદ્ધ પરમાત્મન્! જાગૃત થાઓ!

"સહાય કરો, સહાય કરો, ઓ દેવ! આપને પોઢેલા જોઈ કાળદેવે કાળો કેર કરવા માંડ્યો છે. લાંબા આયુષ્યવાળા અમો દેવો પોતે પણ પુણ્યક્ષીણ થયે કાળદેવના શરણ થઇએ છીએ. માટે હે મૃત્યુંજય! કાળદેવ પર જય મેળવવાની વિદ્યા દુનિયાને શીખવો. હે વીર! ઊઠો, તૈયાર થાઓ, જગતનો ઉદ્ધાર કરવા માટે ઘણા સમય પૂર્વે લીધેલી પ્રતિજ્ઞા યાદ કરો! તે કામ માટે હમણાં અનુકૂળ વખત છે. સમય આવી પહોંચ્યો છે.* ઊઠો, ચેતો, પ્રમાદને પરિહરો અને પૂર્વના બુદ્ધોની માફક જગતની વહાર કરવા નીકળી પડો!"

વાદ્યમાંથી નીકળતું ઉપરના ભાવાર્થવાળું ગીત પૂરું થયું. કુમારની રગે રગે તે ગીતના શબ્દો જડાઇ ગયા. તેના જિગરમાં તે શબ્દો કોતરાઈ ગયા. તેના સૂતેલા પ્રાણ જાગૃત થયા. જીવનની પ્રથમ પ્રતિજ્ઞાનું તેને સ્મરણ થયું. તેના જીવનનો ઉદ્દેશ જ્વલંત મૂર્તિરૂપે તેની આંખ આગળ પ્રગટી નીકળ્યો અને તેના દરેક અંગમાં વૈરાગ્યભાવના વ્યાપી રહી.

---

* જૈનોમાં પણ તીર્થંકરોને આજ પ્રમાણે લોકાંતિક દેવો શાસન પ્રવર્તાવવા અરજ કરે છે.

આ અગત્યની પળે સિદ્ધાર્થ કુમારે મન સાથે નિશ્ચય બાંધી લીધો કે, "પહેલીજ તકે મારે નીકળી પડવું, પ્રકાશ શોધી કાઢવો અને જગતને તે અર્પણ કરવો."

પરંતુ આ સર્વ બનાવથી દુનિયાનું દરેક પ્રાણી—ખુદ તેની પ્રેમમૂર્તિ યશોધરા પણ અજાણુજ હતી; કારણ કે હમણાં કૂકડો સૂર્યદેવની છડી પોકારવા લાગી ગયો હતો અને યશોધરા મધ્યરાત્રિના બનાવને તાજી નિદ્રામાં અને વીણાના મદમાતા પ્રવાહમાં ડુબાડીને જાગૃત થઇ હતી.

દિવસ ઉપર દિવસ પસાર થવા લાગ્યા. પુનઃ એક પ્રસંગ કુંવરની વૈરાગ્યવૃત્તિને પોષવા માટે આવી મળ્યો.

એક સાંજે વિવિધ વાતોથી કુમારનું મન રંજન કરવાને રાખવામાં આવેલી એક દાસી સુંદર શહેરોની, દેવતાઇ અશ્વની, રમણીય પર્વતોની, ધીમે ધીમે વહેતી નદીઓની અને જુદા જુદા સ્વભાવના મનુષ્યોની ચિત્તાકર્ષક વાતો સંભળાવતી હતી, જે સાંભળતાં કુમારને મહેલ બહારની દુનિયાની મુલાકાત લેવાની ઇચ્છા થઇ અને તેણે પોતાના સારથી ચ્યનાને ફરમાવ્યું કે, તેણે બીજે દિવસે સવારે રથ જોડી તૈયાર રાખવો.

ચ્યનાએ આ ખબર રાજાને પહોંચાડતાંજ રાજાએ નગરીમાં ઢંઢેરો પિટાવ્યો કે, "આવતી કાલે સવાર પહેલાં દરેક લત્તાના રસ્તા અને આંગણાં સાફ બનાવવાં, કોઇ પણ અમંગલ દેખાવ કે પદાર્થ નજરે ન પડે એવી કાળજી રાખવી, મકાનોનો આગલો ભાગ રંગી નાખવો, વૃદ્ધ—અપંગ—રોગીએ કાલે બહાર નીકળવું નહિ."

રાજાના આ ઢંઢેરાને માન આપીને રસ્તા સાફ કરાવવામાં આવ્યા. ભિસ્તી લોકોએ પખાલો વતી રસ્તા ઉપર છંટકાવ કર્યો.

રાજ્યહુકમ વધારે સંપૂર્ણપણે અમલમાં મૂકવાને પ્રજાજનો

હરીફાઈ કરવા લાગ્યા.

કુળવધૂઓએ ઘરને આંગણે કુંકુમ વતી સાથિયા પૂર્યા.

ઘેર ઘેર નવાં તોરણો બાંધવામાં આવ્યાં. ઘરની દીવાલો પરનાં ચિત્રો ઉપર લાગેલી ધૂળ ખંખેરી નાખવામાં આવી અને આછા પડેલા રંગને ચળકતા કરવામાં આવ્યા. વૃક્ષો ઉપર વાવટા લટકાવવામાં આવ્યા. દેવમંદિરોને પણ શણગારવામાં આવ્યાં. જોતજોતામાં શહેરને અમરાપુરીના એક ખંડ સમાન બનાવી દેવામાં આવ્યું.

બીજે દિવસે રાજકુમાર બે ઘોડાવાળા રથમાં બેસીને પોતાના પિતાના નગરનું સૌંદર્ય જોવા બહાર નીકળ્યો. સઘળાના મુખ પર આનંદ છવાઇ રહ્યો હતો. સર્વ મનુષ્યો રાજકુમારને હર્ષથી વધાવી લેતા હતા. સર્વ પુરુષોએ આજે નવા રંગબેરંગી પોશાક પહેર્યા હતા, તેથી શહેરની શોભામાં ઓર ઉમેરો થયો હતો. આ બધું જોઇ કુમાર બોલી ઊઠ્યોઃ "અહા ! આ દુનિયા ઘણી સુંદર છે; મને તે બહુ વહાલી લાગે છે. અહા ! આ લોકો કેટલા બધા ખુશી દેખાય છે ! મેં તેમને સારુ એવું શું કર્યું છે કે, તેઓ મારા પર આટલી બધી પ્રીતિ રાખે છે ? આવાં રાજ્યોમાં રાજ્ય કરવું તે કેટલું બધું સુખકારક છે ? મારી પાસે ઘણી ફાલતુ ચીજો પડી છે, જો તે મળવાથી લોકો સુખી થતા હોય તો કેવું સારું ! ચ્યના ! રથ આગળ ચલાવ કે જેથી આવા સુંદર શહેરની વિશેષ શોભા આપણે નીરખી શકીએ."

લોકો ટોળાબંધ રથ આગળ એકઠા થયા અને "જય ! રાજકુમારનો જય !" એવો જયનાદ ગાજી રહ્યો. કેટલાકોએ કુમારને પુષ્પના હારથી વધાવ્યો. આ પ્રકારે ચારે બાજુએ આનંદના નાદ થઇ રહ્યા છે અને કુમાર પણ આનંદમાં મગ્ન થયો છે, તેવામાં એકાએક એક વૃદ્ધ મનુષ્ય ત્યાં આવી પહોંચ્યો. તેણે ગાભા જેવાં

વસ્ત્ર પહેર્યાં હતાં અને તેની ચામડીમાં કરચલીઓ પડી હતી. વૃદ્ધ થયેલો હોવાથી તેની પીઠ વળી ગઈ હતી. તેની આંખોમાં ખાડા પડી ગયા હતા. તેના મુખમાંથી દાંત જતા રહ્યા હતા. તેના અવયવો ધ્રૂજતા હતા અને તેમને પડતા અટકાવી રાખવાને તેણે હાથમાં એક લાકડી પકડી હતી, છતાં તે લથડિયાં ખાતો હતો. તેના મુખમાંથી ડૂસકાં નીકળતાં હતાં. આવી સ્થિતિવાળો તે વૃદ્ધ મનુષ્ય વચમાં આવી બોલી ઊઠ્યો: "હે સાધુપુરુષો! મને ભિક્ષા આપો, મને ભિક્ષા આપો! આજકાલમાં હું મરવાનો છું." આટલા શબ્દો બોલતાં બોલતાં તેના મોંમાં કફ આવ્યો, તેથી તે વધારે બોલી શક્યો નહિ. પોતાનો હાથ તો તેણે લંબાવેલોજ રાખ્યો. આસપાસના માણસોએ તેને સંતાડવાનો પ્રયત્ન કર્યો અને બોલ્યા: "અરે બુઢ્ઢા! દૂર થા, દૂર થા! કુમાર સાહેબની દૃષ્ટિ આગળથી દૂર થા!"

કુમારની દૃષ્ટિ તેમજ કાન તે તરફ આકર્ષાયા; તેથી તેણે પોતાના સારથિને પૂછ્યું: "આ મનુષ્ય જેવો દેખાય છે તે કોણ છે? આ આટલો બધો વળી ગયેલો કેમ છે? આ દિલગીર કેમ દેખાય છે? શું મનુષ્યો કોઈ વાર આવા શરીર સાથે પણ જન્મતા હશે ખરા કે? એ કહે છે કે 'આજ કે કાલ હું મરી જઇશ' એનો અર્થ શો?"

સારથિએ જવાબ આપ્યો: "એ કોઇ નહિ પણ એક વૃદ્ધ મનુષ્ય છે. સિત્તેર વર્ષ પહેલાં તેની પીઠ સીધી હતી, તેની આંખો ચળકતી હતી, તેનું શરીર દેખાવમાં સુંદર હતું. પણ તે હવે વૃદ્ધ થયો છે અને જરાએ (વૃદ્ધાવસ્થાએ) તેના શરીરમાંનું બળ હરી લીધું છે, તેના શરીરમાંનો રસ ચૂસી લીધો છે; તેના દીપકમાંથી તેલ બળી ગયું છે અને તેથી બત્તી ઝાંખી બળે છે. આ વૃદ્ધાવસ્થાજ આવા પ્રકારની છે. પણ આવી બાબતની આપે શા સારૂ દરકાર કરવી જોઇએ?"

કુમારે પૂછ્યું: "પણ શું બધાની આવીજ સ્થિતિ થતી હશે?"

ચ્યનાએ જવાબ આપ્યો: "જો બીજા મનુષ્યો પણ ઘણાં વર્ષ જીવે તો તેમની પણ તેવીજ સ્થિતિ થાય."

કુમારે વળી પૂછ્યું: "અને હું ઘણાં વર્ષ જીવું તો શું મારી પણ એવી સ્થિતિ થાય? શું યશોધરાની પણ એવીજ સ્થિતિ થાય?"

સારથિએ પ્રત્યુત્તર વાળ્યો: "વૃદ્ધાવસ્થા રાજા અને રંક બધાને પોતાના પાશમાં ઘેરી લે છે. આપ, આપના પિતાશ્રી, પ્રિયતમા, આપનાં જ્ઞાતિજન અને બંધુવર્ગ સર્વ તેને આધીન છો. કોઇ તેનાથી મુક્ત થઇ શકે નહિ."

કુમાર ચમક્યો: "ખરેખર આપણે મૂઢ છીએ. યૌવનથી મત્ત થઈ આ શરીરના થનાર પરિણામ તરફ જરા પણ લક્ષ આપતા નથી. સારથિ! હવે જલદી રથ પાછો વાળ. જરા એક દિવસે ઘેરી લેશે ત્યારે પછી ક્રીડા કોણ કરશે?"

સારથિએ તરતજ રથ પાછો ફેરવ્યો અને કુમાર ઉદાસ ચહેરે પોતાના મહેલમાં ચાલ્યો. તે સાંજે તે બિલકુલ જમ્યો નહિ; નાચનારાઓએ તેમજ ગાનારાઓએ તેને રીઝવવાને અનેક પ્રયત્ન કર્યા, પણ તે વૈરાગ્યરંગિત મન પર બિલકુલ અસર થઇ નહિ. છેવટે યશોધરા પગે પડી અને બોલી: "હે નાથ! શું આપને મુજ દાસીથી વિશ્રાંતિ મળતી નથી? કેમ કાંઇ બોલતા નથી?"

"વિશ્રાંતિ!" પ્રેમપૂર્ણ પત્નીના મુખકમળ તરફ તાકીને કુમાર બોલ્યો: "ઓ મારી યુવાવસ્થાની વિશ્રાંતિ! આ લલિતાંગીની હાજરીમાં વિશ્રાંતિ સિવાય બીજું કાંઇ હોવુંજ શું શક્ય છે? તથાપિ, ઓ મુગ્ધે! આ અંગોનું લાલિત્ય એક દિવસ નાશ પામવાનું છે. એ વિચાર મારી વિશ્રાંતિને લૂંટી લે છે. આ યુવાની એક દિવસ કમરથી બેવડી વળેલી વૃદ્ધાવસ્માં બદલાઇ જવાની છે, એ ખ્યાલ મને ચિંતાતુર કરી દે છે. શું તું વૃદ્ધ થશે? તારા મુખ-

કમળ પર કરચલીઓ અને કમતાકાતી ભાળતાં મારું હૃદય કેવું ચિરાશે ? શું ત્યારે મનુષ્યો વૃદ્ધ થતાં અટકે એવો કાંઇ ઇલાજ અખિલ દુનિયામાં હશેજ નહિ ? જે દુનિયા આપણે માટે આટઆટલા પ્રકારનાં સુખો અને સગવડોનો ભંડાર ધરાવે છે, તે દુનિયામાં યુવાનીના રક્ષણનો ઇલાજ–હા તે એકજ ચીજ શું નહિ ઉત્પન્ન થયેલી હોય ? પ્રિયે ! તું હમણાં આરામ કર; મને મારા મનોયત્નમાં મથવા દે અને વૃદ્ધવસ્થાને અટકાવવાની અઅકસીર જડીબુટ્ટી શોધવા દે કે જેથી તને અને દુનિયાને સદૈવ સુખમાં રહેવાનું બની શકે."

ભોળી મુગ્ધા આ તત્ત્વજ્ઞાનમાં કાંઇ સમજી શકી નહિ. તેની ચિંતામાં વધારો થતો ગયો અને વિચારમાં ને વિચારમાં તે નિદ્રાવશ થઇ. કુમારે આખી રાત માનસિક ક્ષેત્રમાં જરા અટકાવવાની દવા માટે–યુવાની કાયમ રાખનારી ઔષધિ માટે ભટકયાજ કર્યું.

સવારે રાજા શુદ્ધોદનને કુમારે કહાવ્યું કે, "આજે મારે માત્ર એક સારથિ સાથેજ નગર જોવા જવું છે; માટે પહેલાંની માફક કશી તૈયારીઓ કરાવ્યા સિવાયજ મને નગરમાં જવાની રજા આપવા કૃપા કરશો."

રાજાને આ વાત ગમી તો નહિ; પણ કુમારને નારાજ કરવો એ પણ પાલવે તેમ ન હતું, તેથી છેવટે આનાકાની સાથે તેમ કરવા રજા આપી.

કુમારનો ઇરાદો એવો હતો કે, આગળથી લોકોને ખબર આપવાથી લોકો સઘળું સુંદરજ હોય એવો દેખાવ કરે અને તેથી દુનિયાનો ખરો ખ્યાલ પ્રાપ્ત થઇ શકે નહિ; માટે એકલાજ જઇને લોકો સામાન્ય રીતે કેવી હાલતમાં હોય છે અને દુનિયાનું સ્વરૂપ કેવું છે એ બાબતનો અનુભવ લેવો. તેથી પોતે એક વેપારીનો વેશ પહેરી લીધો અને સારથિને એક ગુમાસ્તા તરીકે સાથે લીધો.

બન્ને પગપાળા ચાલી નીકળ્યા.

એક ગલીમાંથી બીજી ગલીમાં અને એક સડકથી બીજી સડકે જતાં તેમને અનેક દેખાવો વચ્ચે થઇને રસ્તો કરવો પડતો. એક જગાએ સ્ત્રીઓ માથે પાણીનાં બેડાં સાથે આછો ઘૂંઘટ કાઢી હસતી, વાતો કરતી જતી હતી. બીજી જગાએ વેપારીઓ શબ્દોની મારામારી કરી રહ્યા હતા. પણે વણકરો સાળ ઉપર કામે લાગી ગયા હતા.

સામેના ઘરમાંથી આવતો ઘંટીનો અવાજ કાનને વાદ્ય સરખો આનંદ આપતો હતો. પેલો વરઘોડો લોકોનાં ટોળેટોળાં એકઠાં કરતો ચાલ્યો જતો હતો. આ બાજુએ પંડ્યાજી નાનાં બાળકોને અર્ધચંદ્રાકારે બેસાડીને ' શિખામણની વાત ' શીખવતો હતો. આ સર્વ જોતા જોતા તે વ્યાપારી અને મુનીમ આખા શહેરમાં ફરતા હતા. એવામાં રસ્તા પરથી એક અવાજ એમને કાને પડ્યો: " હે દયાળુ પુરુષો ! મને મદદ કરો, મને ઉઠાડો; નહિ તો હું ઘેર પહોંચતાં પહેલાં મરી જઈશ."

કુમાર અને સારથિ તરતજ તે અવાજની દિશામાં દોડ્યા અને જુએ છે તો એક પ્રકારની મરકીથી પીડાતો એક માણસ બૂમો પાડતો ધૂળમાં તરફડિયાં મારતો હતો. તેના આખા શરીરે વાદળી રંગનાં ચાંદાં પડ્યાં હતાં. ઊઠવાનો યત્ન કરવા જતાં, તે તરત જમીન પર પડી જતો હતો અને ચાંદાં છોલાવાથી બમણું દુઃખ થવાથી તે રડતો હતો. લોકો ટોળેટોળાં મળી તેની આસપાસ ઘણે દૂર ઊભા રહ્યા હતા; પણ કોઇ તેની પાસે જતું નહિ, તો મદદ આપવાની તો વાતજ શી કરવી ?

સિદ્ધાર્થ કુમારની આંખમાં તે દયાજનક દેખાવ જોતાંજ એક અશ્રુબિંદુ આવીને અટક્યું અને લાગલોજ તે બીમાર પાસે જઇ તેને ટટાર કરી પોતાના ઢીંચણ ઉપર માથું મૂકીને અને કોમળ હાથ વડે તેને પંપાળીને આશ્વાસન આપતો આપતો પૂછવા લાગ્યો:

"બન્ધુ! કહે, તને શું થયું છે? તારા ઉપર શી આપત્તિ આવી પડી છે? તું કેમ ઊભો રહી શકતો નથી? ઓ ચ્યના! આ બિચારો કેમ રડે છે અને ડૂસકાં ખાય છે?"

"અન્નદાતા!" ચ્યનાએ ખુલાસો કર્યો, "આ માણસને ચેપી રોગ લાગુ પડ્યો છે. તેના અવયવોમાં લોહી કૂદકા મારી રહ્યું છે. તેના હૃદયના ધબકારા વધી પડ્યા છે. તેના સ્નાયુઓમાં બળ રહ્યું નથી. તેના શરીરના સાંધા છૂટા પડી ગયા છે. જુવાનીનું સૌંદર્ય અને શક્તિ દુષ્ટ મરકીએ છીનવી લેવાથી તે રૂપહીન અને શક્તિહીન થયો છે અને થોડા વખતમાં મરી જશે. ઓ કૃપાનાથ! આ મરકીનો રોગ ચેપી છે, માટે તેને વધારે વાર આપના શરીરનો સ્પર્શ ન થવા દો, રખેને આપને તે દરદ લાગુ પડે."

"અને શું આવા દરદવાળાં બીજાં પણ માણસો છે ખરાં કે? મને જો એ દરદ લાગુ પડે તો મારે પણ આમજ તરફડવું પડે કે?"

"સ્વામિન્!" ચ્યનાએ જવાબ આપ્યો: "દરદ જે કોઇ પણ શખસને લાગુ પડે છે તે દરેકને સરખું દુઃખ ઉત્પન્ન થાય છે. રાજા કે રંગ, ગરીબ કે શ્રીમંત, સાધુ કે સંસારી, જુવાન કે બુઢ્ઢો, પુરુષ કે સ્ત્રી, કોઇ ઉપર તેની ઓછી કે વધતી અસર જોવામાં આવતી નથી; સર્વને તે એક સરખીજ પીડા કરે છે. અલબત્ત દરદનાં રૂપ ઘણાં હોય છે. કેટલાકને તાવ આવે છે, કેટલાકને મૂંઝારો થાય છે, કેટલાકને ક્ષય થાય છે, કેટલાકને શૂળ થાય છે. કેટલાકને આંચકી અને કેટલાકને આવી મરકી થાય છે. આવાં અનેક સ્વરૂપમાં 'દરદ' ગુપ્ત રીતે શરીરમાં દાખલ થાય છે અને મનુષ્યને અનેક રીતે હેરાન કરે છે."

"શું ત્યારે મનુષ્યો હમેશ રોગના ભયમાંજ રહે છે?" કુમારે પૂછ્યું.

"અન્નદાતા!" ચ્યનો બોલ્યો: "ખરેખર મનુષ્ય માત્ર રોગના

સન્ન્યમાંજ વસે છે અને તેનો ત્રાસ કઇ મિનિટે નહિ થાય તે કોઇ કહી શકતું નથી. રાત્રે તંદુરસ્ત હાલતમાં સૂતેલા આપણે સવારે તંદુરસ્તજ જાગીશું, એ વાતની ખાતરી આપવાની શક્તિ દુનિયામાં કોઇને પણ મળી નથી."

"અરે ! આવા દુઃખદાયક રાક્ષસની દાઢમાં રહેતાં માણુસો ત્યારે એક ઘડી પણ ઊંઘવા નહિ પામતા હોય ?" કુમારે વિસ્મિત થઇ પ્રશ્ન કર્યો.

"મારા માલિક ! છેકજ એમ નથી." સારથિએ ખુલાસો કર્યો: "લોકો સુભાગ્યે એટલા તત્ત્વજ્ઞાની નથી કે, દરદના ભયને લીધે આહાર, નિદ્રા અને વિષયસુખથી વેગળા રહે ! આપ ધારો છો તેથી ઊલટું, દરદનો ભય જેટલો તીવ્ર છે તેટલોજ તીવ્ર લોકોનો વિષયસુખ પ્રત્યેનો રાગ છે. એ રાગ એમને દરદની દાઢનું સ્મરણુજ થવા દેતો નથી."

કુમારે હવે પોતાના ખોળામાંના બીમારને પૂછ્યું: "કેમ ભાઇ ! તને આ દરદ આવશે એવી ખબર હતી ?"

"ઓ દયાળુ પુરુષ ! એ મને પૂછતાજ ના. મારી વાત જાણીને તમારા દયાળુ આત્માને વધારે દુઃખી કરતા ના. હું થોડા જીવતર માટે તમારો બેવડો અપરાધી બનું એ મારાથી ખમાતું નથી," બીમારે જવાબ આપ્યો.

"ના, ભાઈ ના; એમ કલ્પાંત ન કર, મારા સવાલનો ઉત્તર આપવા કૃપા કર." પૂછનારે આગ્રહ કર્યો.

"ઓ દયાળુ પુરુષ ! તમારે જ્યારે સાંભળવુંજ છે તો સાંભળો. આ રોગ મને વળગશે એવી મને સ્વપ્નમાં પણ ખબર નહોતી. બીજા હજારો માણુસોને રોગથી પીડાતા નજરે જોવા છતાં હું ડરતો નહિ અને એમજ માનતો કે, હું તો અણીશુદ્ધજ રહેવાનો. આથી મેં મૃત્યુ માટે કશી તૈયારી કરી નહિ. એક છૂપો હુમલો કરનાર

શત્રુના પાશમાં ફસાયલો માણસ જેમ પોતાનું રક્ષણ કરવાને અશક્ત બને છે, કારણ કે તે તલવાર સજે તે પહેલાં તો તેના હાથપગ જકડાઇ ગયા હોય છે; તેમજ હું મૃત્યુ માટે કાંઇ તૈયારીઓ કરું તે પહેલાં તો આ દુષ્ટ મરકીએ મને દાઢમાં ચાવવા માંડયો અને હવે હું કાંઈ પણ તૈયારીઓ સિવાય થોડાજ વખતમાં મૃત્યુને આધીન થઇશ. હે દીનબંધો ! મારા પર દયા કરજે ! મુજ પાપીના અપરાધ માફ કરજે !"

એમ કહી તે છાતીફાટ રુદન કરવા લાગ્યો અને દુઃખના જોરને લીધે બેભાન થયો.

એટલામાં સામેથી રડતુંકકળતું એક ટોળું ઉતાવળે પગલે નદીની દિશામાં જતું દેખાયું. સૌથી આગળ ચાલનારા એક યુવાનના હાથમાં બળતા અંગારાવાળું એક માટીનું વાસણ લટકતું હતું. તે ટોળાંમાંથી "રામ બોલો, ભાઈ રામ !" એવો એકસરખો ગંભીર અવાજ નીકળતો હતો. એમની વચ્ચે વાંસની બનાવેલી ઠાઠડી હતી, જેમાં એક મૃતદેહને બાંધવામાં આવ્યો હતો. ચાર માણસો એને ઉપાડીને નદીની દિશામાં ઝડપથી ચાલતા હતા.

આ ટોળાના બુમરાણથી પેલો મરકીવાળો દરદી જાગૃત થયો અને પોતાની આજ દશા થોડા વખતમાં થવાની છે એવો વિચાર આવવાથી ચમકયો અને "હા, હા, લઇ ચાલો; મને પણ લઇ ચાલો, યમદેવ મને બોલાવે છે !" એમ કહેતાંજ એના મોંમાંથી એક ચીસ નીકળી પડી અને તેનો દમ નીકળી ગયો. એની ફાટેલી કોડા જેવી આંખો, દયામણું અને ગભરાયલું મોં, ભૂત જેવું દેખાતું હાડપિંજર–આ સર્વ દેખાવે કુમારના મન પર સજ્જડ અસર કરી અને માણસજાતને આવાં ભયંકર દુઃખોમાંથી કેમ અને ક્યારે બચાવી શકાય એ બાબતની એને લે–મેલ થઈ રહી.

પેલા દરદીનાં સગાંવહાલાં એવામાં ત્યાં આવી પહોંચ્યાં અને

કુમાર તેમને તે હાડપિંજર સ્વાધીન કરીને ચાલી નીકળ્યો, ચ્યનો પણ પાછળ પાછળ મૂંગો મૂંગો ચાલવા લાગ્યો.

શહેર છોડી તેઓ થોડેક દૂર ગયા નહિ હોય ત્યાં એક વડ આવ્યો તેની નીચે તેઓ બન્ને બેઠા. પોતાની તરફ એક વિચિત્ર પુરુષને આવતો જોઈ કુમારે ચ્યનાને પૂછયું: "ભગવાં વસ્ત્ર ધારણ કરેલો, હાથમાં વિચિત્ર પાત્ર લઇ ચાલતો, આ કોણ હશે?"

"સરકાર!" ચ્યનાએ કહ્યું: "લોકો તેને 'સંન્યાસી' કહે છે. તેણે સર્વ પ્રકારની ઇચ્છાઓનો ત્યાગ કર્યો છે. તે તપસ્વી તરીકે રહે છે. આત્મસંયમને માટે પ્રયત્ન કરે છે. તેનું આચરણ વિનય-યુક્ત છે. તે ભિક્ષા વડે પોતાનું ગુજરાન ચલાવે છે. 'શાંત અને દાંત' એવો તે પુરુષ હમેશ અંતરના વિચારોમાં મશગૂલ રહે છે. જુઓ એનું વદન કેવું ગંભીર અને વિચારમાં ડૂબેલ જણાય છે!"

એટલામાં સંન્યાસી ત્યાં આવી પહોંચે છે અને તે બન્ને વટે-માર્ગુને વટાવી, થોડે દૂર એક એકાંત ઝાડ હતું તેની નીચે જઇ પદ્માસને બેસી સમાધિમાં સ્થિર થાય છે.

કુમાર તેના તરફ જોઇજ રહ્યો અને મનમાંજ બોલ્યો: "પં-ડિતો સદા સંન્યાસીની પ્રશંસા કરે છે તે વાજબીજ છે. આ સંન્યા-સથી પોતાનું તેમજ પરનું હિત થાય છે. ખરેખર શાશ્વત જીવન, સુખ તથા અમરત્વ મેળવવાનો આજ માર્ગ છે. જે યૌવનને જરા-નો ભય છે, જે આરોગ્યને વ્યાધિનો ભય છે, જે સમૃદ્ધિને અક-સ્માતનો ભય છે, જે શરીરને મૃત્યુનો ભય છે, તે યૌવન–તે આરો-ગ્ય–તે સમૃદ્ધિ અને તે શરીર પાછળ લુબ્ધ થઇ, મારા ખોળામાં સૂતેલા પેલા મરકીના દરદીના દરદની પેઠે છૂપા શત્રુ સમાન કાળ-ની બેડીમાં ઓચિંતાજ ફસાઇ જવું અને પછી પસ્તાવું એ કેટલી મૂર્ખતા છે!"

હમણાં તેનાં ચક્ષુમાં દિવ્ય દયાનાં અશ્રુ ઊભરાતાં હતાં. એક

પળ તે આકાશ ભણી નજર કરતો હતો, તો બીજીજ પળે તે પૃથ્વી સામું જોતો હતો. તે ભૂતકાળ સંભારતો હોય, જુદા જુદા બનાવો વચ્ચેની સાંકળ રચતો હોય, કાંઇક નવીન પ્રકાશ મેળવતો હોય, એમ તેના મુખ પર જુદા જુદા રંગો આવતા અને થોડી વારમાં અદૃશ્ય થતા; પણ આ બધા રંગોમાં મનુષ્યજાતિ પ્રત્યેનો અપૂર્વ પ્રેમ અને તેનું કેમ કલ્યાણ કરવું એ ભાવના પ્રથમ પદ ભોગવતાં હતાં. છેવટે આશા–કાંઇક નવીન આશા તેની આંખમાં ઝળકી રહી અને તે બોલી ઉઠયોઃ

" ઓ દુઃખી જગત! ઓ મારા જાણીતા તેમજ અજાણ્યા બાંધવો! તમે અને હું દુઃખ અને મૃત્યુના પંજામાં સપડાયેલા છીએ. આખી વસુધાને જે દુઃખ પડે છે તેની ગંભીરતા હવે હું સમજું છું અને ખરેખર મારું હૃદય તેને સારુ ચિરાય છે. જગતનાં સુખોની દુઃખગર્ભિતતા, સ્થૂલ આનંદની અનિત્યતા અને પદાર્થોની ક્ષણિકતા હું અનુભવું છું. જ્યારે સુખનો અંત દુઃખમાં આવે છે, જ્યારે યુવાવસ્થાનો અંત વૃદ્ધાવસ્થામાં આવે છે અને જ્યારે પ્રિય મનુષ્યોનો અંત મરણમાં આવે છે, ત્યારે ' આ જિંદગી શું જીવવા લાયક છે?' એ પ્રશ્ન ખરેખર ઉદ્ભવે છે. જગતના માયાવી પ્રકાશથી હું પણ અત્યાર સુધી છેતરાયો હતો. મેં આ જિંદગીમાં સુખ માન્યું હતું, મેં પણ જિંદગી જીવવા યોગ્ય અને આનંદમય ગણી હતી; પણ મને અંધકારમાં રાખનાર પડદો આજે ચિરાયો છે. હું પણ તમારા જેવોજ જરા, મરણ અને રોગને આધીન મનુષ્ય છું. લોકો દેવોની પ્રાર્થના કરે છે, પણ તેઓ પણ મરણને આધીન છે; તો પછી તેઓ આપણને અમરત્વ કેવી રીતે આપી શકે? આજે મારી આંખો ઉઘડી છે; હવે મારે વિશેષ જોવાની જરૂર નથી. હે દુઃખી જગત! તારું દરેક દુઃખ મને લાગે છે. હું તે દૂર કરવા જરૂર પ્રયત્ન કરીશ."



# પ્રકરણ ૫ મું-ગૃહત્યાગની તૈયારીઓ

સળગી! ખૂબ સળગી! વૈરાગ્યની અગ્નિ ખૂબ જોસથી સળગી અને સિદ્ધાર્થ કુમાર પોતાના સારથિ સાથે પેલા વડ નીચેથી ઊઠી મહેલમાં પાછો દાખલ થઇ ચૂકયો હતો, તે છતાં તેના મનમાં વૈરાગ્યની પ્રચંડ આગ બુઝાઇ નહિ. રૂનો ઢગલો તૈયાર હોવા છતાં-દારૂખાનાના પલીતા ટટાર કરી રાખેલા છતાં, એક નાની સરખી દીવાસળી વગર સઘળી તૈયારીઓ નકામીજ છે, તેમ સિદ્ધાર્થ કુમારના પ્રેમાળ—દયાળુ—પરોપકારી—સંસ્કારી હૃદયને માત્ર એકાદ દીવાસળી તુલ્ય બનાવનીજ વાર હતી, જેવા બનાવો હમણાં તે જોઇ ચૂકયો હોવાથી હવે તે રૂ જેવું હૃદય વૈરાગ્યની આગથી ભડભડ બળવા લાગ્યું!

પરંતુ આ મહાત્માનો વૈરાગ્ય પણ પ્રેમમય હતો! એને પોતાના કોઇ દુઃખથી વૈરાગ્ય ઊપજ્યો ન હતો, દુનિયાના દુઃખથી ઊપજ્યો હતો, કે જે દુનિયા પર પોતે પ્રેમ ધરાવતો હતો. એટલે કે, એના 'વૈરાગ્ય'નો જનક 'પ્રેમ'જ હતો. 'પ્રેમ'માંથી 'વૈરાગ્ય' જન્મ પામે એ વાત, વૈરાગ્યનો ઊંધો અર્થ જે જમાનામાં ફેલાયલો છે, તે જમાનામાં કદાચ નહિ માનવા જેવી ઘણાકને લાગશે; પરંતુ એ સંશયાત્માઓ જ્યારે 'પ્રેમ' અને 'રાગ' વચ્ચેનો તફાવત સમજશે, ત્યારે તેમનો તે સંશય આપોઆપ દૂર થશે. ખરું છે કે 'વૈરાગ્ય' એ 'રાગ' રહિત દશાનુંજ નામ છે; અને તેથી

'રાગવાળી' દશાને 'વૈરાગ્ય' કહી શકાયજ નહિ; પરંતુ 'પ્રેમ'માં વૈરાગ્ય હોઇ શકે, કારણ કે 'રાગ' અને 'પ્રેમ' એ બે ભિન્ન તત્ત્વો છે. 'રાગ' સ્વાર્થી ચીજ છે, 'પ્રેમ' નિઃસ્વાર્થી છે. 'રાગ' નાશવંત તરફ હોય છે, 'પ્રેમ' અમર તત્ત્વ પર હોય છે. 'રાગ'નાં રૂપાંતર થાય છે, 'પ્રેમ' અચલ છે. 'રાગ' દુઃખને ઉત્પન્ન કરે છે, 'પ્રેમ' આનંદને. 'રાગ' તેલ જેવો છે, જે તેલમાં સુગંધ તો થોડીજ હોય છે પણ વસ્ત્ર ઉપર ડાઘ પાડવાનો ગુણ તો અવશ્ય હોય છે; 'પ્રેમ' અત્તર જેવો છે, કે જે અત્તર થોડા પ્રમાણમાં છતાં ચોતરફ સુગંધ ફેલાવે છે અને કપડા ઉપર કિંચિત્ માત્ર ડાઘ પાડતું નથી. 'રાગ' એ એક રંગ છે અને એ રંગ ગમે તેવો પાકો હોય તોપણ 'કાળ'-નો ખોરાક છે; 'પ્રેમ'એ રંગરહિત મૂળસ્થિતિ છે, કે જેને 'કાળ' સ્પર્શી શકતો નથી. 'રાગ' ઇર્ષ્યાને ઉત્પન્ન કરે છે, દ્વેષને જન્મ આપે છે, ધિક્કારને પોષે છે; 'પ્રેમ' એ સર્વ બલાઓથી હમેશ વેગળોજ રહે છે અને દયા, મદદ તથા સ્વસ્વભાવને પોષે છે.

સિદ્ધાર્થના વૈરાગ્યનું કારણ દુનિયા પરનો નિષ્કારણ પ્રેમ એજ હોવાથી, એણે ઘર–કામભોગ–સમૃદ્ધિ—સત્તા એ સર્વ 'રાગ'-ના પદાર્થો ઉપરથી મનને ખસેડી લીધું. એને કાંઇ સ્ત્રી ઉપર કે પિતા ઉપર, રાજ્ય ઉપર કે કોઇ ઉપર કાંઇ 'દ્વેષ' ન હતો; દ્વેષથી કાંઇ એણે 'ત્યાગ' ઇચ્છ્યો ન હતો. આખી દુનિયા પરના પોતાના પ્રેમમાં સ્ત્રી, પિતા અને પ્રજા તરફનો પ્રેમ પણ એક હિસ્સા તરીકે-જ હતો; અને સર્વને સુખનો રસ્તો બતાવવામાંજ એનો 'પ્રેમ' સમાવેશ પામતો હતો.

કુમારનું મન મૂળથીજ વિરાગી તો હતુંજ. બાલ્યાવસ્થામાં પણ રમકડાં તેને આનંદ આપી શક્યાં ન હતાં! યૌવનમાં યશોધરાના સંસર્ગને લીધે ઘડીભર તેનું મન સંસારમાં રાગ પામવા શીખ્યું હતું ખરું, પણ તેણે જોયેલા બનાવોએ તે વૈરાગ્યભાવનાને

ફરીથી જાગૃત કરી. કોલસા ઉપર થોડા વખતને વાસ્તે લાગેલી રાખ ઊડી ગઇ અને ફરીથી વૈરાગ્યનો અગ્નિ પૂર્ણ જોસથી પ્રકટી નીકળ્યો! તેના મનમાં પ્રબળ તોફાન ચાલતું હતું. સંસારનો ત્યાગ કરી, એકાંતમાં જઇ, વ્યાધિ, રોગ અને મરણમાંથી છૂટવાનો ઉપાય શોધી કાઢવો એજ એના હૃદયની ઉચ્ચમાં ઉચ્ચ ભાવના હતી. જ્યારથી તેણે પેલા ભિક્ષુકને-શ્રમણને-સંન્યાસીને જોયો હતો, ત્યારથીજ તેવા થવાની પ્રબળ આકાંક્ષા તેના હૃદયમાં સ્ફુરી રહી હતી. શ્રમણના દર્શને પૂર્વે થઈ ગયેલા બુદ્ધોનું તેને સ્મરણ કરાવ્યું હતું. હજુ તે સ્મરણ ઝાંખુ હતું; છતાં ભાવના તો એવીજ પ્રબળ હતી.

આ સંસારનો ત્યાગ કરી સંન્યાસી થવામાં પિતા, અપરમાતા અને પત્નીનો પ્રેમ આડે આવતો હતો. તે વિચારતો કે, " આવા પ્રેમાળ પિતાને વૃદ્ધાવસ્થામાં શી રીતે છોડી જાઉં ? માતાતુલ્ય ગૌતમીના હૃદયને મારા ગમનથી કેટલો આઘાત લાગશે ? મારાજ આધારે જીવનારી, મારામાંજ સર્વસ્વ માનનારી યશોધરાની શી સ્થિતિ થશે ? આ બધાને દુઃખમય સ્થિતિમાં મૂકી શી રીતે જવું ?" પણ વળી તે બીજી બાજુનો વિચાર કરી બોલતો: ' લોકો જરા, વ્યાધિ અને મરણના પંજામાં સપડાયેલા છે, દુઃખી છે, કોઇ તેમને માર્ગ બતાવનાર નથી. દેશમાં ધર્મને નામે અધર્મજ ફેલાઇ રહ્યો છે. લોકો દેવોને તુષ્ટ કરવાને અજ્ઞાનતાથી અનેક નિરપરાધી પશુઓનો યજ્ઞને નામે સંહાર કરે છે અને આ રીતે ઊલટા દુઃખમાં ઉમેરો કરે છે. આ સ્થિતિમાં મારે મનુષ્યજાતને ઉગારવીજ જોઇએ."

સિદ્ધાર્થના મનની અત્યારની વૈરાગ્યમય અને અનુકંપામય સ્થિતિને ડગાવવા કોઇ સમર્થ ન હતું. તે પોતાનો સંકલ્પ ભૂલો કરે તેમ ન હતું. તેણે આ પળે જીવનનું મહાવ્રત જોયું હતું, તેમાંથી ચળાવવા કોણ શક્તિમાન થઇ શકે? તે સ્વર્ગીય બળથી આ કામ

કરવા ખેંચાયો હતો, કોણ તેમાં વિઘ્ન નાખી શકે? તે ક્યારનોએ આ સંસાર છોડી ચાલ્યો ગયો હોત; પણ પિતાની આજ્ઞા સિવાય આ કામ કરવું તે પિતાના હૃદયને શલ્યરૂપ થશે, એ વિચારથી છેવટે હિંમત ધરી પિતા પાસે ગયો અને નમ્ર ભાવે વિનયપૂર્વક પોતાના હૃદયના ભાવ પ્રદર્શિત કર્યા.

પુત્રવત્સલ પિતાએ કહ્યું: " 'સંસારનો ત્યાગ' એવા શબ્દો તું ભલો થઇ મારી સંમુખ બોલતો ના. બેટા! સંન્યાસી થવાનો હજુ તારે માટે સમય પરિપક્વ થયો નથી. તું જુવાન છે, તારી નસોમાં લોહી પૂર જોશથી વહે છે. આ વય યોગીના વેશને વાસ્તે નથી. પુષ્પના આઘાતથી જે શરીર કરમાઇ જતું હતું, તે શરીર ભિખારીનો પોષાક શી રીતે સહન કરી શકશે? તું આ રાજ્યની ધુરા ધારણ કર અને મને પ્રથમ સંન્યાસી થવા દે. તું સંસારનાં કામમાં નિપુણ થા, કીર્તિ મેળવ અને ત્યાર પછી તને ગમે તો ખુશીથી ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરજે."

કુમારે નમ્ર વાણીથી કહ્યું: "હે પિતાજી! જો આપ ચાર આપત્તિઓમાંથી મને બચાવવાનું માથે લેતા હો, તો હું સંસારનો ત્યાગ કરવાનો વિચાર માંડી વાળું. મરણ વગરનું જીવન, રોગ વગરનું આરોગ્ય, વૃદ્ધાવસ્થા વગરનું યૌવન અને નાશ વગરના જગતના પદાર્થો. જો આ ચાર વરદાન આપ દઇ શકતા હો તો મારે સંસાર છોડવાનો કશો વિચાર નથી."

શુદ્ધોદન રાજાએ કહ્યું: "આવી વાતો ઉચ્ચારતો નહિ. આ ચાર બાબતોને અટકાવવા આખા વિશ્વમાં કોણ સમર્થ છે? આજ પછી આવી વાતો જો તું બીજે સ્થળે બોલીશ તો લોકો તને હસી કાઢશે. કુમાર! ભલો થઈ આ 'સંસારત્યાગ' કરવાના વિચાર મૂકી દે અને આનંદમાં રહે."

કુમારે વિનયપૂર્વક કહ્યું: "પિતાજી! જો આપ મારી આ ચાર

માગણીઓ પૂરી પાડી ન શકતા હો, તો હું આજીજી કરીને કહું છું કે મને જવા દો, મને સંસાર છોડવાની રજા આપો; આપનો પુત્ર એક બળતા ઘરમાં રહે છે, તેનો ત્યાગ કરવાની રજા આપવામાં શું આપ પુત્રવત્સલ પિતા વિલંબ કરશો? ખરેખર, આ જરા, મરણ અને વ્યાધિથી આપણે સર્વે ઘેરાયલા છીએ; તેમાંથી છૂટા થવાનો માર્ગ શોધવા મને રજા આપો, કે જેથી આખું વિશ્વ કલ્યાણનો માર્ગ પામી શકે.”

રાજાએ કાંઇ પણ જવાબ ન આપ્યો. પુત્ર પોતાના નિશ્ચયમાં અડગ છે, માટે તેને વધારે કહેવામાં લાભ નથી એમ ધારી તેણે મૌન ધારણ કર્યું; પણ તેની આંખમાંથી અશ્રુની ધારા વહેવા લાગી. પિતાની આવી સ્થિતિમાં શું કરવું તે ન સૂઝવાથી સિદ્ધાર્થ કુમાર આ બાબતનો વિચાર કરવા પોતાના વિશ્રામભવન તરફ ચાલ્યો.

વિશ્રામભવનમાં કુમાર આવ્યો ત્યારે તેને આનંદ આપવાને યશોધરાએ તથા દાસીવર્ગે પોતાની સઘળી શક્તિ અજમાવી. પણ આજે કુમારના ચહેરા પર કાંઇક જુદોજ રંગ જણાતો હતો. આજે કોઇ તેના મનને આનંદ પમાડવા સમર્થ નહોતું. યશોધરા તેના મનને સાંત્વન આપવા અનેક પ્રયત્ન કર્યા છતાં ન ફાવવાથી અંતે સૂઇ રહી. અર્ધી રાત્રિ ચાલી ગઇ હશે, તેવામાં એકાએક યશોધરા સ્વપ્નમાં બોલી ઊઠી: “હે નાથ! જાગો, જાગો, મને બોલાવો, મને શાંતિ આપો!”

“પ્રિયતમે! શું છે? કેમ ગભરાય છે? હું પાસેજ ઊભો છું” એમ કહી કુમાર તેને સાંત્વન આપવા લાગ્યો. પણ આ શબ્દોનો જવાબ આપે તે પહેલાં ફરીથી તેના તે શબ્દો તેણે ઉચ્ચાર્યા અને પછીથી બોલી: “આજે હું સુખમાં સૂતી હતી તેવામાં મેં ત્રણ ભયંકર સ્વપ્ન જોયાં, તેથી ગભરાટથી મારી આંખો ઊઘડી ગઇ અને હજુ પણ તે ભયને લીધે મારું હૃદય ધડક્યા કરે છે. આજે

મેં એક મહાન વૃષભ જોયો. તેના મસ્તક પર ચંદ્રકાંત કે સર્પના મણિ જેવું રત્ન ચળકતું હતું. તે નગરના રસ્તાઓમાં થઇને કિલ્લા ભણી જતો હતો. આકાશમાંથી અવાજ થયો કે, 'જો તેને તમે નહિ રોકો તો નગરની શોભા ચાલી જશે,' છતાં કોઇ તેને રોકી શકયું નહિ. હું મોટેથી રડી, મેં મારા હાથ તેની ગરદનની આસપાસ નાખ્યા અને નોકરોને શહેરના દરવાજા બંધ કરવા આજ્ઞા આપી. પણ તેણે એક ખૂંખારો કર્યો અને મારા હાથને ધીમેથી છૂટા કરીને તે નાઠો–લોખંડના સળિયા તોડીનાખીને દરવાનોને હડસેલીને નાઠો. તે પછી બીજું સ્વપ્ન આ પ્રમાણે આવ્યું. ચળકતી આંખોવાળા અને સુંદર દેખાવના ચાર મહાન દેવો બીજા લાખો દેવો સહિત આપણા નગરમાં આવ્યા. તેઓએ શહેર પર જૂનો વાવટો હતો તે ઉખેડી નાખ્યો અને નવો વાવટો સ્થાપન કર્યો. તે વાવટાનું કપડું વિવિધ રંગથી ચળકતું હતું. તે અનેક રત્ન અને હીરાઓથી જડેલું હતું. તેમાંથી જે કિરણો નીકળ્યાં તે ગંભીર શબ્દો અને મહાન વાકચોરૂપે ફેરવાઇ ગયાં! તે શબ્દો અને વાકચો સાંભળીને જગતનાં મનુષ્યો ઘણો આનંદ પામ્યાં; અને પૂર્વમાંથી પવન ફુંકાયો તેથી તે વાવટો ચારે બાજુએ ઊડચો અને દૂર દેશનાં મનુષ્યોએ પણ તે શબ્દો સાંભળ્યા. તે વખતે આકાશમાંથી એકાએક આપણી વાડીમાં કદાપિ ઊગેલાં નહિ એવાં જથાબંધ પુષ્પો પડયાં."

સિદ્ધાર્થે સસ્મિત કહ્યું: "ઓહો! આ તો ખરેખર આનંદદાયક સ્વપ્ન!" યશોધરાએ આગળ ચલાવ્યું: "હે નાથ! પણ આ સ્વપ્નનો છેવટનો ભાગ ઘણો ભયંકર હતો. 'સમય સમીપ છે! સમય સમીપ છે!' એવા શબ્દો મારે કાને પડયા અને તરતજ ત્રીજું સ્વપ્ન મારી દૃષ્ટિએ પડયું. મેં તમને શોધવા માંડયા. પણ પથારી પર ઓશીકું દબાવ્યા વિનાનું પડેલું હતું, શાલ ખાલી

પડી હતી, બધી વસ્તુઓ એમની એમ હતી! હે હૃદયના નાથ! તમે કે જે મારું જીવન છો, મારો પ્રકાશ છો, મારા રાજા છો, મારું વિશ્વ છો, મારું સર્વસ્વ છો, તે ત્યાં ન હતા, હું ફરીથી ઊંઘી ગઈ અને વળી જાગીને જોઉં છું તો મારો રત્નનો હાર સર્પરૂપ થઇ ગયો હતો, મારા પગનાં સાંકળાં પગમાંથી નીકળી પડચાં હતાં, મારી સોનાની બંગડીઓ જુદી પડી ગઇ હતી, મારા માથામાંનું જાસૂદનું પુષ્પ ધૂળ ભેગું રોળાઇ ગયું હતું; આ આપણો પલંગ જમીન પર પડી ગયો હતો અને પલંગની આસપાસનો પડદો ચિરાઇ ગયો હતો. તેવામાં ઘણે દૂરથી આવતો તે વૃષભનો નાદ મેં સાંભળ્યો; ઘણે દૂર વાવટો વીંઝાતો સાંભળ્યો. પણ 'સમય સમીપ છે! સમય સમીપ છે!' એ બૂમ ફરીથી મારે કાને પડી, તે બૂમથી હજુ પણ મારું હૃદય ધડકે છે, તે બૂમને લીધે હું જાગી ઊઠી. હે નાથ! આ સ્વપ્નનો શો હેતુ હશે? મને ભય લાગે છે કે, કાં તો મારા પ્રાણ દૂર થશે અગર તો મારા પ્રાણેશ્વર મારો ત્યાગ કરશે."

અત્યંત ગભરાયલી, દિલાસાની સંપૂર્ણ જરૂર ધરાવતી પોતાની તે ધર્મપત્નીને દયાના સાગર સિદ્ધાર્થ કુમારે અત્યંત દિલસોજીથી અને પ્રેમાર્દ્ર અવાજથી સાંત્વન આપવા માંડયું: "શાંત થા, મારી મધુરી! શાંત થા. તું પાપી નથી; માત્ર પુણ્યાત્માજ આવું સ્વપ્ન જોઇ શકે છે. કદાચ તારાં સ્વપ્ન ભવિષ્યમાં બનનાર બનાવના પડઘારૂપ હોય, કદાચ દેવોનાં આસનો ચળ્યાં હોય અને કદાચ આખું વિશ્વ મદદ મેળવવાના માર્ગની સમીપમાં હોય—અને તારે કે મારે માથે ગમે તેવી આપત્તિ આવી પડે, છતાં એટલો વિશ્વાસ ધરજે કે, હું તને ચાહતો હતો અને ચાહું છું. આ દુઃખી જગતને કેવી રીતે બચાવવું તેને સારુ કેટલાક મહિનાથી હું રાતદિવસ વિચાર કરું છું તે તું સારી રીતે જાણે છે. જો મારો આત્મા બીજા અજાણ્યા આત્માઓને સારુ તલસતો

હોય અને જે જે દુ:ખો મારાં દુ:ખ નથી, તેને માટે હું દુ:ખી થતો હોઉં, તો પછી હે પ્રિયે! મારા ઉચ્ચ વિચારો મારી પ્રિયતમાના કલ્યાણને વાસ્તે કેટલા વધુ ઘોળાતા હોવા જોઇએ, તેનો તુંજ ખ્યાલ કર. આ પછી ગમે તે બનાવ બને અને કદાચ તે ‘વૃષભ’ ચાલ્યો જાય, અથવા તો ‘વાવટો’ દૂર ઊડતો દેખાય, છતાં આટલો વિશ્વાસ રાખજે કે હું તને ચાહતો હતો અને ચાહું છું. જે ચીજ હું આખા જગતને સારુ શોધું છું, તે તારે માટે તો વિશેષ કરીને શોધું છું અને કદાપિ તારે માથે દુ:ખ આવી પડે તોપણ આપણા દુ:ખથી જો જગતને શાંતિનો માર્ગ જડતો હોય તો તે વિચારથી આશ્વાસન પામજે. બીજાઓ જે બાબત નહિ જાણી શકે તે હું તને જણાવું છું કે, હું તને સૌ કરતાં વધારે ચાહું છું; કારણ કે હું સઘળાં જીવતાં પ્રાણીને ચાહું છું. માટે હે મનવલ્લભે! તું હવે સૂઇ જા અને હું જાગતો બેસીશ અને તારું રક્ષણ કરીશ.”

પતિનો પ્રેમ એજ જેનું સર્વસ્વ છે એવી તે વિશ્વાસુ આર્યબાળા ડૂસકાં ખાતી ખાતી પોઢી અને નિદ્રાવશ થઇ ગઇ; તથાપિ જુઓ ઊંઘમાં પણ તે ડૂસકાં ખાય છે અને લવે છે, “ સમય સમીપ છે! સમય સમીપ છે!”





# प्रकरण ६ ठुं—त्याग (महाभिनिष्क्रमण)

આજે ચંદ્ર કર્ક રાશિનો છે. આજે તારાઓ સિદ્ધાર્થ કુમારને પ્રબોધતા હતા કે, "બે માર્ગમાંથી એકની પસંદગી કરવાનો આ છેલ્લો વખત છે. આજે ને હમણાંજ માનનો માર્ગ લો, કાં તો ભલાઇનો માર્ગ અંગીકાર કરો. આજે ને હમણાંજ ચક્રવર્તી રાજા થવાનો માર્ગ પકડો, અગર તો વિશ્વના કલ્યાણ અર્થે 'અનગાર'નો–'સંન્યાસી'નો માર્ગ સ્વીકારો. હવે ચાહે તે પસંદગી કરવાનો આ છેલ્લો સમય છે."

અને દેવો પણ આજે સિદ્ધાર્થ કુમારનો છેલ્લો નિશ્ચય જાણવાને ટોળાંબંધ એકઠા થયા હતા, કે જ્યાં રાજકુમાર પોતાની સૂતેલી પત્નીની બાજુએ, છેવટનો માર્ગ નક્કી કરતો પલંગ પર બેઠો છે. મધ્યરાત્રિ પસાર થઈ ગઈ છે. ચોતરફ શાંતિ ફેલાયલી છે. કુમારના અત્યંત ગંભીર અને ખિન્ન વદન ઉપર, એક ખૂણાની ઝાંખી બત્તી ફિક્કું તેજ નાંખી એને વધારે ફિક્કાશ આપે છે. એક બારીક ધોતી અને એવાજ બારીક બદિયાનભેર ખુલ્લે માથે બેઠેલો કુમાર જાણે કે સઘળી સાહેબીને છેલ્લી વારનો નિહાળી લેતો હોય એમ ચોતરફ દૃષ્ટિ ફેરવે છે.

જો! હમણાં એની દૃષ્ટિ મીંચાયલી આંખોવાળી પોતાની મનવલ્લભાના ચહેરા પર પડે છે. દૃઢ નિશ્ચયબળને એકઠું કરી ત્યાંથી તે દૃષ્ટિ પાછી ખેંચે છે અને ઘડીભર પોતાની આંખો આગળના અવ-

કાશમાં જગતના બુઢ્ઢાઓ, દરદીઓ અને મુડદાંઓનો દેખાવ કલ્પના-દેવીની મદદથી ઉત્પન્ન કરે છે અને તે જોતાંજ તે બોલી ઊઠે છેઃ

"જઈશ, જરૂર જઇશ; સંસારનો ત્યાગ કરીશ. 'સમય આવી પહોંચ્યો છે'! હે સૂતેલી પ્રિયે! આપણે જેથી જુદાં પડીએ, પણ આખું વિશ્વ જેથી બચે તે તરફ મારા વિચારો દોરાય છે. આ આકાશમાં પણ હું તેજ સંદેશો વાંચું છું. મારો જન્મ પણ તેજ વાસ્તે હતો. આ પસાર થયેલા બધા દિવસો અને રાત્રિઓએ પણ મને તેજ કરવા પ્રેર્યો છે. જે રાજ્યો મેળવવાને તલવારો ખુલ્લી કરવી પડે, અનેક નિરપરાધી મનુષ્યોનાં રુધિર વહેવરાવવાં પડે અને અનેક પશુઓનો સંહાર થાય, તે રાજ્યો તથા તેથી મળતી કીર્તિ મારે નથી જોઇતી. હું ધરતી ઉપર શાંતિથી પગ મૂકવા ઇચ્છું છું. પૃથ્વી મારી પથારી થશે અને જંગલો મારી રહેવાની ભૂમિ થશે. હું ભિખારીના જેવો પોશાક પહેરીશ અને દયાળુ પુરુષો જે કાંઈ ખાવાનું આપશે તે પર મારો નિર્વાહ કરીશ અને બીજાં અનેક દુઃખો હું સહન કરીશ; કારણ કે જગતનાં દુઃખોનો પોકાર મારે કાને પડે છે; અને મારું હૃદય તે જગતનાં દુઃખોની બૂમથી દયાથી ઊભરાય છે અને ચિરાય છે. જો તે દુઃખ દૂર કરવાનો માર્ગ જડશે, તો તે માર્ગ વડે હું તે દુઃખ દૂર કરવા પ્રયત્ન કરીશ. મારા સર્વ-સ્વનો ત્યાગ કરીશ. મારો સઘળો પુરુષાર્થ આ કામમાં વાપરીશ.

"મને મારે માટે દુઃખ થતું નથી, પણ આખી મનુષ્યજાતિ માટે દુઃખ થાય છે. સત્યની શોધ ખાતર મેં સર્વસ્વ અર્પણ કર્યું છે અને જરા, વ્યાધિ અને મરણમાંથી મુક્ત થવાનો માર્ગ સ્વર્ગમાં હશે તો ત્યાંથી પણ હું શોધીશ; નરકમાં હશે તો ત્યાંથી પણ હું શોધીશ. મારા આત્મામાં સ્ફુરણ થાય છે કે, 'ખરા સત્યશોધક આગળ માયાનો પડદો અદૃશ્ય થશે. જેને ખાતર જગતનો ત્યાગ કર્યો તે માર્ગ જડશે અને મરણનો વિજેતા હું થઇશ.' આ હું

કરીશજ; કારણ કે મારાં જાણીતાં તથા મારાથી અજાણ્યાં સવ હૃદય માટે મારા આત્મામાં દુઃખ થાય છે. આ મારા 'સ્વાર્થ ત્યાગ' થી–મારા 'પ્રેમ'થી લાખો જીવ મારા થશે. હે તારાઓ હું આવું છું. હે દુઃખી જગત! તારે માટે અને તારા ઉપર રહેલ જીવો માટે હું આ યૌવન, રાજ્ય, સુખ, વૈભવ, મહેલ અને જેને ત્યાગ કરવો અશક્ય છે, તેવી સ્ત્રીનો પણ ત્યાગ કરું છું. હે પ્રિયે જગતનો ઉદ્ધાર કરવા જતાં તારો પણ હું ઉદ્ધાર કરીશ; કારણ કે તું જગતમાંની એક છે. હે બાળક! તને આશ્વાસન આપવા રહું તે મારા નિશ્ચયમાં ડગી જાઉં, માટે તારું આઘેથીજ કલ્યાણ ઇચ્છું છું

"હે પ્રિયે! હે પુત્ર! હે પિતા! હે લોકો! વિશ્વને ખાતર જગતના કલ્યાણ ખાતર થોડો વખત વિયોગદુઃખ સહન કરો કે જેથી પ્રકાશ ઝળકી ઊઠે અને આખું જગત સત્ય ધર્મને જાણે હવે મારો દૃઢ નિશ્ચય થયો છે. હવે હું જાઉં છું અને જ્યાંસુધી હું જે શોધું છું તે નહિ જડે, ત્યાંસુધી હું પાછો નહિજ ફરું."

*. * * * * *

હવે સિદ્ધાર્થ કુમાર ઊભો થયો. પોતાની પ્રિય પત્નીની સામે જોયું. તે દીન મક્ષિકા જેવી પડી હતી. વિશ્વાસથી તેની પાંપણે મીંચાઇ હતી. તે પલંગની આસપાસ, જાણે કે તે કોઈ દેવની મૂર્તિ ન હોય તેમ તેણે ત્રણ વાર પ્રદક્ષિણા કરી. ત્રણ વાર પલંગ તજી બારણા તરફ ગયો અને ત્રણ વાર તે પાછો આવ્યો. તેનું સૌંદર્ય એટલું મોહક હતું, તેનો પ્રેમ એટલો વિશાળ હતો છેવટે તે પલંગ તરફ જોઇને બુદ્ધે વિચાર કર્યો: "મારાં વહાલ સ્વજનો! તમે મને પ્રિય લાગો છો. તમારો ત્યાગ કરવો બહુ કઠણ લાગે છે. પણ જો હું તમારો ત્યાગ ન કરું તો આપણા બધાં ની શી સ્થિતિ થશે? વૃદ્ધાવસ્થા પોતાનું કામ કરશે અને મરણ પોતાની જાળ પાથરશે, તેમાંથી આપણે શી રીતે મુક્ત થઇ શ

કીધું ? જ્યારે દીપકમાંથી તેલ જતું રહેશે ત્યારે જ્યોત શી રીતે બળશે ? જ્યારે ગુલાબ કરમાઇ જશે, ત્યારે તેની સુગંધ અને શોભા ક્યાં રહેશે ? અંતે હે સ્વજનો ! તમારો ને મારો વિયોગ થવાનોજ છે; તો તે વિયોગ સહન કરીને પણ મરણ, જરા અને વ્યાધિના પંજામાંથી સર્વને છૂટા કરવાનો માર્ગ કેમ ન શોધું ? હવે વધારે વિચાર કરવાથી વધારે ગભરાઉં છું. આ તરફનો પ્રેમ અને વિશ્વ તરફનો પ્રેમ—આ બેની મારામારી અસહ્ય છે. પણ હવે તો:—

સઉ પ્રાણી દુઃખમય ભાસે, જનતા પીડાતી જગ આંખે:
તે સહુની પીડા દૂર કરવા, કલ્યાણ જગતમાં ભરવા;
થઈ પ્રબુદ્ધ ગૌતમ આજે, થઇ તપસ્વી તપ ગુરુ માંડે;
જગના સહુ આધિ વ્યાધિ, હરવા નવી બુદ્ધિ સાધી.
એ તપમાં બુદ્ધ તપાશે, નવી યજ્ઞ—વેદિ મંડાશે;
પશુ માત્ર હવે ઊગરશે, મુજ પ્રીતિ એ હોમે પડશે.
મુજ પ્રીતિ એકલી હોમાશે, બીજું જગત જીવી સુખી થાશે.×

“ હે તાત ! હે પ્રિયા ! હે પુત્ર ! હે માતા ! તમે સર્વ મને વહાલાં છો. મનુષ્ય અને પશુઓનું કલ્યાણ કરવાનો ભગીરથ યજ્ઞ મેં આરંભ્યો છે, તેમાં હું મારી પ્રીતિનું બલિદાન આપું છું. એ યજ્ઞમાંથી જે કાંઈ ફળ પ્રાપ્ત થશે તે આખા જગતને હું આપીશ. આ યજ્ઞ તેમને માટેજ છે અને યજ્ઞનું ફળ પણ તેઓને માટેજ છે. જે સ્નેહમાં ભંગ થવાનો ભય છે, તે સ્નેહબંધનમાં હવે વધારે વાર પડી રહેવાથી આ ભગીરથ કામ પડ્યું રહેશે.”

તે મહાત્મા એકાએક ઊભો થયો અને મનમાં બાંધેલા નિશ્ચયને અમલમાં મૂકવા તૈયાર થયો. પણ જુઓ, તેની ઊંઘતી કુમુદિની જરા હાલે છે અને રાજયોગીની દૃષ્ટિ તે તરફ જાય છે, “પ્રિયે ! ઊંઘ, નિરાંતે ઊંઘ ! તારા જેટલીજ પ્રિય એવી આ દુનિયાના ઉદ્ધાર

× સરસ્વતીચંદ્ર ભાગ ૪ થો.

અર્થે હું જાઉં છું. એ જો અપરાધજ થતો હોય તો તે માટે ક્ષમાની ભીખ માગવા એક દિવસ હું તારી પાસે જરૂર આવીશ! તારા અને જગતના સુખનો રસ્તો શોધવા માટે હું જાઉં છું–અનંત પ્રકાશ મેળવવા માટે જાઉં છું–હૃદયમાંના છૂપા પ્રેમને આકારમાં મૂકવા માટે જાઉં છું. હૃદય! ચાલ, મજબૂત થા!"

હમણાં શ્રીસિદ્ધાર્થનું વદન ઉચ્ચ પ્રેમ, દયા અને નિશ્ચયના રંગોથી છવાઇ ગયું હતું. આવી ભવ્યતા કોઈ મોં પર ભાગ્યેજ જોવામાં આવી હશે!

અને હવે તે પોતાના સારથિ ચ્યનાને બોલાવે છે અને પોતાનો કંતક નામનો અશ્વ સજ્જ કરવા તેને ફરમાવે છે. ચ્યનો આશ્ચર્યમાં અને ગભરાટમાં લીન થઇ જાય છે અને છેવટે બોલે છે;

"ઓ રાજપુત્ર! રાજપુત્ર! શું આપ જ્યોતિષીને પણ જૂઠોજ પાડવા ઇચ્છો છો? શું આપને રાજ્યોની માલિકી છોડી ભિક્ષાપાત્ર અંગીકાર કરવુંજ ઘણું ગમે છે? કુમાર! પિતાની દિલગીરીનો કાંઇક તો વિચાર કરો!"

"ધીમો બોલ, ધીમો બોલ" કુમારે કહ્યું: "આવો કાંચા મનનો ન થા! બુદ્ધનો સારથિ કદાપિ કાયર હોઇ શકે શું? સાંભળ, જ્યોતિષીના કહેવા મુજબ હું રાજ્યોનો નહિ પણ વિશાળ વિશ્વરાજ્યનો રાજા થવા અને રક્ષક થવા જાઉં છું અને પિતાની દિલગીરી તો કેવળ 'રાગ'ને આભારી છે. 'સ્વાર્થી પ્રેમ' અથવા 'રાગ'માંથી દિલગીરી સિવાય બીજી કઇ ચીજ ઉત્પન્ન થઈ શકવાની હતી? તથાપિ ચ્યના! હું ખરેખરા પ્રેમથી પિતાજીને ચાહું છું અને એમને તથા સર્વ પ્રેમીપાત્રોને કદાપિ દિલગીરી થવા ન પામે એવો ઇલાજ કરવા માટેજ હમણાં તત્પર થયો છું. તું જો ખરો રાજભક્ત હો તો ચાલ, વિલંબ મા કર, કંતકને લાવ!"

ચ્યનાને આ પળે દેવોએ આધ્યાત્મિક બળ દીધું, તેણે તરત-

જ અશ્વને સજ્જ કરી કુમાર પાસે હાજર કર્યો. કુમારે તેના પર હાથ ફેરવીને કહ્યું: "પ્રિય કંતક! શાંત થા, શાંત થા! કદી નહિ કરેલી એવી મુસાફરી આજે આપણે કરવાની છે, માટે શાંત થા! મારે જે ચીજ શોધવાની છે, તે ક્યાં અને ક્યારે મળશે તે કોઇ જાણતું નથી અને એ શોધમાં તારી હિંમત અને વફાદારીની મારે ઘણી જરૂર છે. રસ્તામાં હજારો ખુલ્લી તલવારો સામી મળે છતાં તું જરા પણ અચકાતો નહિ. મજબૂત કિલ્લો કે ખાડી વચ્ચે આવે તોપણ તું બેધડક આગળ વધજે. હું તારા કાનને પકડીને કહું કે, 'કંતક, ચાલ!' તે વખતે તારે એવી ઝડપથી દોડવું કે પવનનું મોટું તોફાન પણ તને પહોંચી વળવા ન પામે. આજે તારે એક મહાન કર્તવ્ય બજાવવાનું છે. આખા વિશ્વને જેથી સહાય મળે એવી જાતના એક કામમાં ભાગ લેવાનો મહદ્ લાભ આજ તને મળવાનો છે. કેવળ મનુષ્યોને માટેજ નહિ, પણ જે અવાચક છે અને જે મનુષ્યોને હાથે રિબાય છે, તેવાં પ્રાણીઓને વાસ્તે પણ–સર્વ જીવોને વાસ્તે દુઃખમુક્તિ મેળવવાનો ઇલાજ કરવા હું હમણાં તારી પીઠ ઉપર સવાર થાઉં છું; માટે ચાલ, રસ્તે પડ!"

સત્યનો બહાદુર શોધક ઘોડેસવાર થયો, કે તરતજ તે અશ્વરત્ને પ્રયાણ શરૂ કર્યું. દેવોએ સર્વ પેહેગીરોને નિદ્રા મૂકી હતી, તેથી પથ્થરની જમીન પર થતો કંતકની નાળનો અવાજ પણ તેઓ સાંભળી શક્યા નહિ; બલકે જે દરવાજો ખોલવાને સો મનુષ્યની જરૂર પડતી હતી અને જેનો અવાજ અર્ધા યોજન સુધી સંભળાતો હતો, તે દરવાજાનાં દ્વાર પણ ખુલ્લાંજ પડયાં હતાં!

કુમાર, સારથિ ચ્યનો અને અશ્વરત્ન એ ત્રણ સિવાય કોઇ હમણાં જાગતું ન હતું. ત્રણે આ લાભ લઇ આગળ ને આગળ વધતા વધતા કપિલવસ્તુ નગરથી પિસ્તાળીસ કોશ દૂર અનોમા નદીને કિનારે આવી પહોંચ્યા. અહીં કુમારે અશ્વને ઊભો રાખ્યો,

તે રત્નના મુખ ઉપર પ્રેમભર્યો હાથ ફેરવ્યો અને પછી ચ્યનાને કહ્યું: “ નિમકહલાલ ચ્યના ! તેં જે સેવા બજાવી છે, તેનો તને તેમજ આખા વિશ્વને સારો બદલો મળશે.હવે તું આ અશ્વને અને મારાં આભૂષણોને લઇને પિતાજી પાસે જા. આ સુંદર મુગટ, રાજવંશી પોશાક, વહાલી તલવાર અને આ રત્નજડિત મ્યાન સર્વને લઈ તું હવે જા. મારે આમાંનું કાંઇજ કામનું નથી. પિતાને કહેજે કે હું કૃતઘ્ન નથી થયો; મારી શોધ પૂરી થયા પછી જરૂર હું તેમનાં અશ્રુ લૂછવાને હાજર થઇશ. યશોધરાને પણ દિલાસો આપજે. હવે વિલંબ ન કરીશ, જા, જલદી ઘેર જા. હું સત્યનો પ્રકાશ મેળવવા ભમીશ અને જો એમાં વિજયી થઇશ તો આખું વિશ્વ મારું થશે. જો મનુષ્ય મનુષ્યો માટે પ્રયત્ન નહિ કરે તો બીજું કોણ કરશે ? ”





# प्रकरण ७ मुं– सत्यनी शोधमां

સારથિ ગયો. સિદ્ધાર્થ કુમારનું મન શાંત થયું. હવે તેણે પોતાના માથાના વાળ કાપી નાખવા ઇચ્છયું; કારણ કે તે સુંદરતાની તેને હવે કાંઇ જરૂર નહોતી તથા રેશમી વસ્ત્રોને બદલે ભિક્ષુક દશાને ઉચિત ભગવાં પહેરવા ઇચ્છયું. બરાબર તેજ વખતે જીર્ણ કાષાય વસ્ત્રો (ભગવાં) વાળો એક પારધી* હાથમાં તીરકામઠાં સાથે આવતો દેખાયો. તેને પોતાનાં રેશમી વસ્ત્રો આપી તેનાં કાષાય વસ્ત્રો કુમારે પોતે પહેરી લીધાં અને તેની પાસેની છરીથી પોતાના માથાના વાળ કાપી નાખ્યા. પછી પોતે એકલાએજ મુસાફરી આગળ લંબાવી.

ચાલતાં ચાલતાં આ યુવાન રાજયોગી રાજગૃહી નગરી નજદીક આવી પહોંચ્યા. આ નગરી તે સમયે મગધદેશની રાજધાની હતી. ગંગા નદીની પૂર્વ ખીણમાં મગધરાજાની આણ વર્તતી હતી, ત્યાંનો રાજા બિંબિસાર મહાપ્રતાપી હતો.

રાજગૃહી નગરી વિંધ્યાચલ પર્વતની પાંચ ટેકરીઓ ઉપર આવેલી હોવાથી એની રમણીયતા સ્વાભાવિક રીતેજ અસાધારણ હતી. તે ટેકરીઓ કુદરતની અનેક સુંદરતાઓથી વિભૂષિત હતી. મનુષ્યના સંસર્ગથી દૂર રહેવા ઇચ્છતા અનેક સંન્યાસીઓ–શ્રમ-

* બૌદ્ધધર્મશાસ્ત્રો કહે છે કે, આ કોઇ સામાન્ય પારધી ન હતો પરંતુ પારધીનું રુપ ધારણ કરેલો કોઇ દેવ હતો.

જેઓ ભિક્ષુકો–સાધુસંતો કાયકલેશ, તપ અથવા દેહકષ્ટ ક્રિયાઓ કરવાને અને અનેક સાધુસંતો ધ્યાનમાં મગ્ન રહેવાને આ ટેકરીઓ પર વાસ કરતા હતા. આ પાંચ ટેકરીઓમાંની એક–રત્નગિરિ નામથી ઓળખાતી ટેકરીને સિદ્ધાર્થે પોતાનું નિવાસસ્થાન બનાવી.

યોગી સિદ્ધાર્થ ભિક્ષા ઉપર નિર્વાહ કરતા હતા. રાત્રીએ સૂકા ઘાસ ઉપર પડયા રહેતા અને ઘણી વખત તો બિલકુલ સૂતાજ નહિ, ઊંઘતા ત્યારે પણ ઘણુંજ થોડું ઊંઘતા અને સૂર્યોદય અગાઉ ઘણા વહેલા ઊઠી સૂર્યોદય થતાં સુધી 'ધ્યાન' કરતા અને પછી દેહશુદ્ધિ બાદ નગરીમાં જતા.

રાજકુટુંબમાં જન્મેલા અને સુંદર આકૃતિવાળા આ યુવાન ઋષિરાજને ભિક્ષાપ્રાપ્તિમાં મુદ્દલ પરિશ્રમ પડતો નહિ; કારણ કે જેવા તે પોતાની ટેકરી પરથી નીચે ઊતરી નગરીમાં પ્રવેશ કરતા, તેવાજ લોકો તેમનો ભવ્ય ચહેરો જોવા ટોળાંબંધ એકઠા મળતા અને કેટલાક તો "અમારું અન્ન ગ્રહણ કરો, દેવ! અમને અપૂર્વ લાભ આપો!" એમ કાલાવાલા કરતા નજરે પડતા હતા. પરંતુ જિહ્‌વાને જેણે કાબૂમાં રાખી છે, એવા તે યુવાન યોગી માત્ર થોડા અને શુષ્ક અન્નથીજ સંતોષ માનતા અને તરતજ પોતાની ટેકરીએ ચડી જતા. એમના અપૂર્વ રૂપને જોઇ કુમારિકાઓ મોહિત થતી, એ જાણી યોગીરાજ ઘડી પણ નગરીમાં વિનાકારણ થોભતા નહિ.

તેઓ બીજી ટેકરીઓ ઉપર પણ ભટકતા અને જુદી જુદી માન્યતાઓ ધરાવતા સંતોનો ઉપદેશ સાંભળવામાં આનંદ માનતા. પોતાની રત્નગિરિ ટેકરી (જેનું બીજું નામ પાંડવશૈલ છે તે) ઉપર જતાં રસ્તામાં શહેરની બહારની બાજુએ કેટલાક એવા સંન્યાસીઓ રહેતા હતા, કે જેઓ શરીરને શત્રુ સમાન ગણતા હતા. જ્યાંસુધી શરીરમાં દુઃખની લાગણી તદ્દન બહેર મારી જાય, ત્યાંસુધી શરીરને અનેક પ્રકારનાં આસનોથી અને અનેક પ્રકારની

ક્રિયાઓથી કષ્ટ આપવું, એ તેમનો સિદ્ધાંત હતો. તે સિદ્ધાંતને અનુસરી કેટલાકે પોતાનો જમણો હાથ રાતદિવસ ઊંચો રાખ્યો હતો, કે જે હાથમાં લોહીનું ફરવું બંધ થવાથી તે અક્કડ વૃક્ષની ડાળી જેવો બન્યો હતો, કેટલાક ખીલાવાળી પાવડી પર ચાલતા હતા, કેટલાક શરીરમાં જંગલના કાંટા ઘોચતા હતા, કેટલાકે શરીર ઉપર કાદવ અને ધૂળ ચોળ્યાં હતાં, કેટલાકોએ શ્મશાન-ભૂમિનું સેવન કર્યું હતું, કેટલાકની આંખો ઊંડી ગયેલી હતી, કેટલાક કેવળ દરરોજ હજાર બાજરીના દાણા એક પછી એક ખાતા હતા. કેટલાક રસના–ઇન્દ્રિયની મીઠાશનો નાશ કરવાને કડવાં પાદડાંજ ચાવતા હતા. કેટલાકોએ તો પોતાની વિવિધ ઇન્દ્રિયોજ કાપી નાખી હતી અને આંધળા, જીભ વગરના, બહેરા, લંગડા તથા ચિહ્ન વગરના બન્યા હતા.

આ સઘળો ત્રાસદાયક દેખાવ જોઇ અને તે પણ ભવિષ્યમાં મળનારા સુખને માટે ધર્મનિમિત્તે થતો જોઇ, આ ટોળાના ઉપરી-ને મળી સિદ્ધાર્થે કહ્યુંઃ "હું ઘણા મહિનાથી આ પાસેની ટેકરી પર રહું છું અને હું પણ સત્યની શોધમાંજ છું. આ મારા બંધુ-ઓને જોઉં છું, ત્યારે તેમને પોતાની મેળે દુઃખ પામતા જોઇ મને દયા આવે છે. આ જીવન જે મૂળેજ દુઃખમય છે, તેને વિશેષ દુઃખમય શું કરવા કરો છો?"

તપસ્વીઓના ગુરુએ જવાબ આપ્યોઃ "શાસ્ત્રોમાં એવું લખેલું છે કે, જો મનુષ્ય પોતાના શરીરને એટલું બધું કષ્ટ આપે કે જીવન દુઃખમય થાય અને મરણ શાંતિરૂપ થાય, તો તેનાં પાપ ધોવાઇ જાય અને તેનો આત્મા દુઃખની ભઠ્ઠીમાં વિશુદ્ધ થઇને શુદ્ધ થાય અને સ્વર્ગમાં ચાલ્યો જાય."

સિદ્ધાર્થ કુમારે યાને શાક્યમુનિએ જવાબ આપ્યોઃ "સૂર્યના

તાપથી તપેલું પેલા દરિયાનું પાણી ઊંચે ચડી વાદળરૂપ બને છે, પણ તે પાછું જમીન પર વરસાદરૂપે પડે છે; અને તે ટીપાં એકઠાં થઈ નદીમાં ભળે છે અને છેવટે તે નદી સમુદ્રને મળે છે. આ રીતે જ્યાંથી તે ઉદ્ભવ્યું ત્યાંજ તે આવીને મળે છે. ધારો કે તમારા આ પ્રયત્નથી સ્વર્ગ મળ્યું; તોપણ તેનું ફળ પૂરું થયું એટલે પાછા તમારે અહીં ને અહીં આવવાનું અને ફરીથી આ પ્રયત્ન આરંભવાનોજ કે ?"

ઋષિએ જવાબ આપ્યો: "કદાચ આરંભવો પડે. અમે આ કશું સમજતા નથી. પણ રાત્રિ પછી દિવસ આવે છે અને તોફાન પછી શાંતિ આવે છે; અને આ શરીર બંધનકારક છે, આત્માને ઊંચો ઊડતાં અટકાવે છે, માટે અમે તે શરીરને ધિક્કારીએ છીએ, કષ્ટ આપીએ છીએ અને દેવોની સાથે સુખ મેળવવા ઇચ્છા રાખીએ છીએ."

શાક્યમુનિએ કહ્યું: "તે સ્વર્ગનાં સુખ ગમે તેટલાં વર્ષો સુધી ચાલ્યા કરે, તોપણ તેનો અંત તો અવશ્ય છેજ. પણ એવું કોઈ જીવન છે કે જે શાશ્વત હોય ? બોલો, શું તમારા દેવો પણ શાશ્વતકાળ ટકી શકે છે ?"

યોગીએ કહ્યું: "ના, તેમની પણ અવધ હોય છે અને તે અવધ પૂરી થયે તેઓ પણ મરે છે."

આ શબ્દો સાંભળી સિદ્ધાર્થનું હૃદય પીગળ્યું અને તેમણે કહ્યું: "હે ઋષિઓ ! તમે પવિત્ર છો અને મજબૂત મનના છો. માટે હવે જરા ડહાપણ વાપરો અને આ શરીરને કષ્ટ આપવાનું છોડી દો. આથી કદાચ તમને માયાવી લાભ થશે, પણ તેનોય અંત આવશે. આ શરીરરૂપી મકાન કે જેની બારીઓદ્વારા કાંઇક પણ ઝાંખો પ્રકાશ આવી શકે છે, તેને તોડી પાડવા શા સારુ પ્રયત્ન કરો છો ?"

તેઓએ જવાબ આપ્યો: "અમે આ માર્ગ પસંદ કર્યો છે અને મરણ સુધી તે માર્ગેજ જઇશું. આ માર્ગે ચાલતા જગતના તમામ પથરા કદાપિ સળગતા કોયલારૂપ થઈ જાય, તોપણ અમે તો આ માર્ગેજ ચાલીશું. અય નવજવાન! આથી વધારે સારો માર્ગ તું જાણતો હોય તો બોલી દે; નહિ તો તારે રસ્તે જા."

શ્રમણ સિદ્ધાર્થે કાંઇ પણ જવાબ ન આપ્યો, પણ પોતાને માર્ગે આગળ ચાલ્યા અને રસ્તામાં આ બિચારાની સ્થિતિ પર દયા લાવતા હતા કે, "અહા! કેટલું અજ્ઞાન! શું આ અજ્ઞાન-માંથી આ લોકોને મુક્ત કરવાનો માર્ગ નહિ જડે? અરે, જરૂર તે હું શોધીશ."

આ પ્રમાણે વિચાર કરતા સિદ્ધાર્થ યોગી ચાલ્યા જાય છે, તેવા-માં કેટલાંક ઘેટાં અને બકરાંને હાંકી જતા કેટલાક ભરવાડો તેમની નજરે પડયા. પોતાના પર ગુજરવાના જુલમનો પડછાયો જેણે જોયો હતો, એવાં તે ઘેટાંઓ આમતેમ નાસી જતાં હતાં અને તે ભરવાડો મહામહેનતે તેમને હારમાં લાવતા હતા. એક ઘેટાના બચ્ચાને પગમાં કાંઇ ઇજા થઇ હતી, તેથી તે મહામહેનતે વેદના ભોગવતું ચાલતું હતું, જયારે બીજાં ઘેટાંઓ કૂદકા મારતાં ચાલ્યાં જતાં હતાં. શ્રમણ સિદ્ધાર્થને આ બચ્ચાની ઘણીજ દયા આવી અને તેને ઊંચકીને પોતાના ખભા ઉપર મૂકતાં મૂકતાં તે બોલ્યા: "હે નિરાધાર પશુ! તું શાંત થા; જ્યાં આ ભરવાડો બધાં ઘેટાંને લઇ જશે, ત્યાં હું પણ તને ઊંચકીને આવીશ. પેલી ગુફાઓમાં બેસીને જગતનાં દુઃખ ઉપર વિચાર કર્યા કરવો તે જેટલું ઉત્તમ કામ છે, તેટલુંજ ઉત્તમ કામ એક પશુને શાંતિ આપવાનું છે."

પછી તે ભરવાડો તરફ વળીને કહ્યું: "હે મિત્રો! અત્યારે ખરા બપોરે આવા સખ્ત તાપમાં આ જાનવરોનાં ટોળાંને કયાં

લઇ જાઓ છો ?"

તે ભરવાડોએ જવાબ આપ્યો: " આજે અમારો રાજા તેના દેવો નિમિત્તે મોટો યજ્ઞ કરવાનો છે અને તે યજ્ઞમાં પાંચ કોડી ઘેટાં અને પાંચ કોડી બકરાં હોમવાનાં છે; માટે તે રાજાને માટે અમે આ ઘેટાં તથા બકરાં લઈ જઇએ છીએ."

"ચાલો, હું પણ તમારી સાથે આવું છું" એમ કહી સિદ્ધાર્થ યોગી તે ઘેટાને ખભા ઉપરજ રાખીને તપેલી રેતીમાં અને સખ્ત તાપમાં તે ભરવાડો સાથે શાંતિથી ચાલવા લાગ્યા.

સંધ્યાકાળ થવા આવ્યો હતો અને દૂર વહેતી સોના નદી પર આથમતા સૂર્યનો પ્રકાશ પડી ચૂક્યો હતો. શ્રમણ સિદ્ધાર્થ અને તે ભરવાડો ઘેટાં તથા બકરાં સાથે નગરમાં દાખલ થયા. દરવાજા આગળ ઊભેલા દ્વારપાળોએ જ્યારે યોગીને ઘેટું ઊંચકીને આવતા જોયા, ત્યારે તેઓ એકદમ પાછા હઠી ગયા. તેમનું નમ્ર વદન જોવાને વેપારીઓએ શબ્દોની મારામારી છોડી દીધી. લુહારે એરણ ઉપર ઠોકવાને ઉપાડેલો હથોડો એમ ને એમ તેના હાથમાં રહી ગયો. વણકરે વણવાનું અને લખનારે લખવાનું છોડી દીધું. પૈસા ગણનાર તેનો હિસાબ ચૂકી ગયો. તે વખતે કણિયાના ચોખા એક આખલો ખાવા મંડી ગયો. દૂધ વેચનારે લોટો ભરાઇ ગયો તોપણ દૂધ રેડયા કર્યું. તે સિદ્ધાર્થ યોગીનું વદન એટલું નમ્ર તથા એટલું પ્રતાપી-કાંતિમાન હતું કે, સર્વ કોઇ પોતાનો ધંધો છોડીને આ મહાત્માને જોવા તલ્લીન બન્યા. સ્ત્રીઓ તો બારણામાં એકઠી થઇને માંહોમાંહે વાતો કરવા લાગી કે, " આવો સુંદર અને ભવ્ય દેખાવનો પુરુષ યજ્ઞનિમિત્તે આહુતિ લાવનાર કોણ હશે ? તેની જાત શી હશે ? એની આંખો કેવી રમ્ય લાગે છે ? ઇન્દ્ર, ચંદ્ર કે કામદેવ તો મનુષ્યરૂપે નહિ આવ્યા હોય ?"

આ સઘળો સમય શ્રમણ સિદ્ધાર્થ તો એજ વિચાર કરતા હતા કે, "આ બધાં 'ઘેટાં' છે, પણ કોઇ તેમનો 'ભરવાડ' નથી. તેઓ 'રાત્રિમાં' આમતેમ ભટકે છે, પણ તેમને દોરનાર કોઇ નથી. ઘેટાંઓ જેવી રીતે છરી ગળા ઉપર મુકાય, ત્યારે બેં બેં કરે છે, તેજ રીતે આ અજ્ઞાન મનુષ્યોના રૂપમાં 'મોટાં ઘેટાંઓ' પણ મરણની છરી તળે રડીને રહે છે."

આ સમયે કોઇકે રાજા બિંબિસારને ખબર આપી કે, "એક પવિત્ર યોગી અત્રે આવેલા છે અને યજ્ઞને ઊજવવાને જે ઘેટાંની જરૂર હતી તે સાથે લાવેલા છે." રાજાએ તે યોગીને યજ્ઞવેદિ પાસે (કે જ્યાં પોતે બેઠો હતો ત્યાં) બોલાવરાવ્યો.

રાજા બિંબિસાર હમણાં વેદિ પાસે બેસીને યજ્ઞની સઘળી તૈયારીઓ પર નજર રાખતો હતો. તેની બન્ને બાજુએ શ્વેત વસ્ત્રવાળા બ્રાહ્મણો પંક્તિમાં ગોઠવાઈ ગયા હતા અને અગ્નિમાં ઘૃત હોમીને તેને સતેજ કરતા હતા. મંત્રોચ્ચારની સાથે જેમ જેમ તેઓ ઘી, ઔષધિઓ તથા સોમરસ અગ્નિમાં હોમતા હતા, તેમ તેમ અગ્નિની જ્વાળા બહુ જોરથી આકાશ તરફ ઉછાળા મારતી હતી.

એક બાજુએ પશુઓનાં ટોળાં ગોઠવાયલાં હતાં, જેમાં એક ડાઘાવાળા બકરાનું મુખ મુંજ નામના ઘાસથી સીવી લેવામાં આવ્યું હતું. એકાએક પેલો વૃદ્ધ બ્રાહ્મણ ઊભો થાય છે અને નિર્દોષ બકરાના ગળાની સમીપમાં છરો ધરીને મંત્રોચ્ચાર કરે છે. જુઓ! તે દેવોને આ ખૂનના સાક્ષી થવા બોલાવે છે!

"ઓ દેવો! અદ્યાપિપર્યંત કરાયલા અનેક યજ્ઞોમાં સૌથી મોટો એવો આ યજ્ઞ રાજા બિંબિસાર તરફથી કરવામાં આવ્યો છે. આ અગ્નિકુંડમાં રેડાતા લોહીથી અને શેકાતા માંસની ગંધથી તમે તૃપ્ત થાઓ—તુષ્ટ થાઓ—પ્રસન્ન થાઓ! રાજાનાં સઘળાં

પાપો આ હોમાતા બકરા પર પડો! અને તે બકરા સાથેજ રાજાનાં તે પાપો ભસ્મ થાઓ!"

અને તેણે ઝગમગતો છરો ઉગામ્યો અને સઘળાની આંખો તેના તરફ ખેંચાઇ અને તેના છરાની ગતિની રાહ જોવા તૈયાર થઈ! સઘળા પ્રેક્ષકોએ આ ભયંકર દેખાવ જોવાને દમ ખેંચ્યો અને બ્રાહ્મણે ફરી મંત્રોચ્ચાર કરી છરો ઉગામ્યો!

પરંતુ સબૂર! એક બ્રાહ્મણની મગદૂર નહોતી કે એક મહાત્માની છાયામાં ઊભેલા પ્રાણીનો વાંકો વાળ કરી શકે! એકાએક તે શાંત વદનવાળા, જેના મોં ઉપર કશો ગભરાટ કે ધાસ્તીનું ચિહ્ન નહોતું એવા શાક્યમુનિ—દયાના સાગર સિદ્ધાર્થ રાજર્ષિ પેલા બકરા પાસે જઇ પહોંચે છે, સઘળાની સમક્ષ તેનું બંધન છોડે છે અને બ્રાહ્મણના સામે આવીને તેને કહે છેઃ "ઓ પરમાત્માના અંશ! ખુશીથી તારો આ છરો મારી ખુલ્લી છાતીમાં કે ગરદન પર અજમાવી લે. હું અને આ બકરો એકજ છીએ."

બ્રાહ્મણ સ્તબ્ધ બની ગયો. તેનો ઉગામેલો હાથ એવીજ સ્થિતિમાં સ્થિર રહ્યો. મંડળીમાંથી કોઇ પણ ચૂં કે ચાં બોલીજ શક્યું નહિ, એટલો બધો તે દયાળુ પુરુષના ભવ્ય ચહેરાનો પ્રતાપ હતો!

અને હવે તે રાજા બિંબિસાર તરફ નજર કરે છે અને સઘળા સાંભળે તેમ મોટે અવાજે પોતાની અમર વાણીનો પ્રવાહ ચલાવે છેઃ "ઓ રાજન્! ઓ બ્રાહ્મણો! તમે શું જાણતા નથી કે, આ જીવનની કિંમત આંકવા કોઇજ સમર્થ નથી? આ એક એવી ચીજ છે કે જે છીનવવાની શક્તિ હરકોઇ ધરાવે છે, પણ જે બક્ષવાની શક્તિ ચક્રવર્તીમાં પણ નથી. આ દુનિયામાં જેઓ જીવે છે તેઓ દયાથીજ જીવે છે અને દયા માટેજ જીવે છે. પરમ દયાળુ પરમા-

ત્માની દયા સિવાય એક ક્ષણુ પણુ જીવવું અશક્ય છે, એ વિચાર-
ની જેઓ કદર કરી શકતા હોય, તેઓ એજ પરમાત્માની પ્રજાને
રિબાવવાની હિંમત ધરી શકેજ નહિ; કારણુ કે આ દુનિયામાંથી
'દયા'નું તત્ત્વ દૂર જતાં દુનિયા વસવા જેવીજ રહેતી નથી. ઓ
મનુષ્યો! તમે આ અવાચક પ્રાણીઓના દેવ છો; તમારા દેવો
તમને સુખ આપે એમ ઇચ્છનારા તમે, તમને દેવ માનનારા પ્રાણી-
ના ગળા પર છરી ફેરવવા જેટલીજ ભલાઇ બતાવી શકો છો કે?
લોહી રેડવાથી જે દેવો તુષ્ટ થાય તેને દેવો કહેવાયજ કેમ? જે
પ્રાણીઓ પોતાની આખી જિંદગી તમારી સેવા બજાવવામાં ગુજારે
છે અને જે જ્યારે તમે તેને છરો મારવા ધાઓ છો, ત્યારે પણુ
તમારા હાથ ચાટવા જેટલોજ પોતાનો બચાવ કરી શકે છે, એવાં
તે તમારા વિશ્વાસે પડેલાં અવાચક પ્રાણીઓનો મૂર્ખતાથી સંહાર
કરતાં તમને શરમ પણુ નથી આવતી શું? ઓ આર્યો! તમારા
જિગરમાંથી દયા અને પ્રેમ ક્યાં ઊડી ગયાં, કે જેથી તમે ધર્મ નામ-
થી પણુ નિર્દય અને દ્વેષયુક્ત કાર્યો કરવા પ્રેરાઓ છો? ચોક્કસ
માનજો કે, લોહીથી આત્મા ધોવાઈ શકતો નથીજ. આ વિશ્વનું
ગણિત નિયમસર ચાલે છે અને દરેક મનુષ્યને તેમજ દેવને પ્રેમ
વિરુદ્ધ તેણે કરેલી દરેક ભૂલ માટે દંડ ભરવોજ પડે છે. તમે જે
દુઃખોથી મુક્ત થવા દેવોને આવી રીતે પ્રસન્ન કરવા ધારો છો, તે
દુઃખો કોઇ તમારાંજ અસદ્ કાર્યનો, અસદ્ શબ્દનો કે અસદ્
વિચારનો પડઘો માત્રજ છે, એ તમે નથી જાણુતા શું? તમે તે
દુઃખને ઉત્પન્ન કરવાની ભૂલ કરી અને હમણાં વળી તે ઉત્પન્ન કરેલા
રાક્ષસને પોષવા તૈયાર થયા છો! એને દૂર કરવાની તાકાત દેવમાં
કે દેવોના દેવમાં પણુ નથી. એ શક્તિ તમેજ મેળવી શકો અને
વાપરી શકો અને એ શક્તિ તે બીજી કોઇ નહિ પણુ 'દયા'
અથવા 'પ્રેમ' છે. પ્રાણીમાત્ર તરફ કોમળ ભાવ રાખતાં શીખો,

સઘળાને આત્મવત્ પ્રેમથી જોતાં શીખો, એટલે તમારી અંદરનાં દુઃખનાં બીજ આપોઆપ બળી જશે અને તમે સુખી–સુખી થશો."

શાક્ય મુનિએ પેલા બકરાને પોતાના ખભા ઉપર ઊંચકી લીધું અને પોતાનું કથન પૂરું થતાંજ ચાલવા માંડયું. પરંતુ રાજા બિંબિસાર આ શબ્દોની અસરથી એટલો તો ભક્તિવશ થઇ ગયો હતો કે, તેણે ઊઠીને તેમને સાષ્ટાંગ દંડવત્ કરી રસ્તો રોકયો.

"દયાળુ દેવ! અમને ક્ષમા કરો; અમે અજ્ઞાનના અંધકારમાં ભટકતા હોઇ જે કાંઇ અપરાધ કરતા આવ્યા છીએ, તે સર્વ માટે અંતઃકરણથી દિલગીર છીએ અને આજથી મારા રાજ્યમાં પશુનો ભોગ કોઇ પણ શખસ નહિ આપી શકે. ઓ કૃપાળુ મહાત્મન્! આપ શાંત થાઓ, થોભો અને અમારાં હૃદયને બરાબર પવિત્ર કરવા કૃપા કરો." એમ કહી રાજા ઊભો થયો અને બે હાથનો સંપુટ કરી ભક્તિવશ ચહેરા સાથે ઊભો. બીજા બધાએ પણ રાજાનું અનુકરણ કર્યું.

દયા, અનુકંપા, પ્રેમ અને સત્યનું તેજ જેના મોં ઉપર અને આંખોમાં ઝળકી રહ્યું હતું એવા તે રાજર્ષિએ પ્રસંગ વિચારી આગળ ચલાવ્યું: "અહો સુજ્ઞ નરપતિ! તમારા વિચારોમાં થયેલો આ ઉત્તમ ફેરફાર જોઇ મને સંતોષ થાય છે અને જ્યારે તમારો આટલો બધો આગ્રહ છે તો સાંભળો."

દયાની સાક્ષાત્ મૂર્તિ તુલ્ય શાક્ય મુનિના આ શબ્દો સાંભળતાંજ રાજા તેમના પગમાં પડયો અને પૂજારીઓએ યજ્ઞકુંડને બૂઝવી દીધો. રાજાએ કહ્યું: "હે દેવ! આપના પધારવાથી અમને જે અનુપમ લાભ મળ્યો છે, તેનો યત્કિંચિત્ બદલો વાળવાની તક આપવા માટે આપ થોડા દિવસ અમારા પરોણા બનો. આ હાથ કે જે રાજ્યદંડને યોગ્ય છે, તેને હવે વધારે વાર ભિક્ષાના શ્રમમાં ન ઉતારો એવી અમારી પ્રાર્થના સ્વીકારો. આ શરીર કે જે રાજ-

વંશી પોશાકને લાયક છે, તેને આ જીર્ણ વસ્ત્રોથી અશોભનીય ન બનાવવાની અમારી અરજ મંજૂર કરો. અમારી સાથે ચાલો, અમારા મહેલમાં વસો અને આનંદમાં દિવસ નિર્ગમન કરવા સાથે ક્વચિત્ રાજ્યમાં જ્ઞાનનો ઉપદેશ આપો. આપના આજના ઉપદેશથી હું એવા ઠરાવ પર આવ્યો છું કે, મારા આખા રાજ્યમાં કોઇ પ્રાણીહિંસા ન કરે એવો હું કાયદો કરીશ અને આપની વધુ સ્થિરતાથી વધુ ઉત્તમ કાર્યોમાં આપ મને પ્રેરી શકશો."

"હે રાજન્!" શાક્ય મુનિએ જવાબ વાળ્યોઃ "તમારા આમંત્રણમાં સમાયલા પ્રેમભાવની કદર ન બૂજી શકું એટલી બધી બુઠ્ઠી લાગણીવાળો હું નથી; તથાપિ મેં જે કોઇ માર્ગ અંગીકાર કર્યો છે, તે સમજીનેજ કર્યો છે. તમારા જેવીજ સાહેબી મારી પાસે હતી; પરંતુ 'ત્યાગ' માંજ મને આનંદ જણાયાથી આ રસ્તો મેં અંગીકાર કર્યો છે. તમે મને થોડા દિવસ અત્રે રોકાવાનું જે સુંદર કારણ આપ્યું તે ઠીક છે; પરંતુ જેની શોધમાં હું નીકળ્યો છું, તે ચીજ ન મળે ત્યાંસુધી વિશ્રાંતિ લેવી–પ્રમત્ત દશામાં પડવું એ મને છાજતું નથી. પ્રકાશની શોધમાં હું અવશ્ય ફતેહ મેળવીશ, એમ મારું મન સાક્ષી પૂરે છે અને જ્યારે મને તે મળશે ત્યારે તમને જરૂર મળીશ. દરમિયાનમાં, હે દયાળુ નરેશ! મારો આટલો ઉપદેશ ગ્રહણ કરો. તમારા રાજમાં કોઇ માણસ પોતાના પેટને પ્રાણીઓની કબર ન બનાવે એવો બંદોબસ્ત કરો. 'નિર્બળનું સબળે રક્ષણ કરવું' એ પવિત્ર કાનૂનનો ભંગ કરી સબળજ નિર્બળનું ભક્ષણ કરે એ ખરેખર હેવાનિયતભરેલું અને પૃથ્વી ઉપર નરક ઉતારવા સરખું કામ છે. ધન્ય છે તે પવિત્ર ભૂમિને કે જ્યાં વસતા તમામ મનુષ્યો લોહી વગરનો અને શુદ્ધ ખોરાક જમી શુદ્ધ વિચારો અને શુભ ભાવનાઓમાં રમણ કરતા હશે! એ ભૂમિ ખરેખર સ્વર્ગભૂમિ છે. હે દયાળુ

નરેશ! તમારા રાજ્યને એવું અહિંસક અને પવિત્ર જોવાનો શુભ અવસર તમને ક્યારે પ્રાપ્ત થશે?"

બિંબિસારે ખાતરી આપી કે, આ સઘળા ઉપદેશનો તે બનતી તાકીદે અમલ કરશે અને પછી તેણે તેમનું નામ–ઠામ વગેરે જાણવા ઇચ્છયું. જ્યારે તેના જાણવામાં આવ્યું કે, આ યોગી તે બીજો કોઇ નહિ પણ રાજા શુદ્ધોદનનો પુત્ર થાય છે, ત્યારે તેને ઘણોજ આનંદ થયો; કારણ કે જો કે તેને શુદ્ધોદનના પુત્ર સાથે કદાપિ મેળાપ થયો ન હતો, તથાપિ તેઓ બાલ્યાવસ્થામાંથી પરસ્પર પ્રીતિનાં ચિહ્‌ન તરીકે ઘણીએક ભેટો મોકલી ચૂકયા હતા.

પિછાન તાજું થવાથી તેણે મહાત્માને રોકવા ઘણોએ પ્રયત્ન કર્યો; પરંતુ મહર્ષિએ જવાબ આપ્યો: "સ્નેહબંધનમાં ફસાવું મારે માટે જોખમભર્યું છે, માટે હવે પિછાન નીકળતાં તો મારે તાકીદે રવાના થવું જોઇએ, મને ક્ષમા કરો; મારી શોધ પૂરી થયેથી હું તમને જરૂર મળીશ અને તેનો લાભ તમને જરૂર આપીશ."

એમ કહી શ્રમણ સિદ્ધાર્થ રસ્તે પડયા અને થોડી વારમાં જંગલ ભણીના રસ્તે અદૃશ્ય થયા.

શ્રમણ મહાત્માનો ઉપદેશ નકામો ગયો ન હતો. તેમના બાળમિત્ર અને શિષ્ય એવા બિંબિસાર રાજાએ પાછળથી નીચે મુજબ શિલાલેખ તૈયાર કરાવ્યો અને એક ઢંઢેરો પિટાવીને રાજ્યમાં તેનો પૂરેપૂરો અમલ કરાવરાવ્યો. તે શિલાલેખ આ મતલબનો હતો:–

"મગધ દેશના રાજા બિંબિસારની આવી ઇચ્છા છે; યજ્ઞ નિમિત્તે અત્યાર સુધી પશુવધ કરવામાં આવતો હતો અને ખોરાકનિમિત્તે પશુઓને કતલ કરવામાં આવતાં હતાં; પણ દિવસે દિવસે જ્ઞાન વધતું જાય છે, સર્વ જીવો સરખા છે અને દયા કરનારને દયા મળે છે–આ સિદ્ધાંતોને લીધે કોઇએ યજ્ઞનિમિત્તે

પશુનો વધ કરવો નહિ, તેમજ ભોજનનિમિત્તે પશુ કે પક્ષીનો સંહાર કરવો નહિ."

બિંબિસાર પાસેથી ચાલીને સિદ્ધાર્થ યોગી નદી આગળ આવી પહોંચ્યા. અહીં એક સુંદર યુવતી આંખોમાંથી ચોધારાં આંસુ વહેવડાવતી અને માથાના છૂટા કેશને ટૂંપી કાઢતી આવી અને નમસ્કાર કરી સિદ્ધાર્થ યોગીને કહેવા લાગી: "હે પ્રભો! કાલે જે મને તપોવનમાં મળ્યા હતા અને મારા પર દયા બતાવી હતી, એજ આપ છો. હું થોડે છેટે એક ઝૂંપડામાં એકલી પડી રહેતી હતી અને મારા એકના એક બાળકને ઉછેરતી હતી. તે છોકરો પાસે ઊગેલા ફૂલના છોડવાઓમાં રમતો હતો, તેવામાં ત્યાં એક સર્પ નીકળ્યો અને તે છોકરાને કાંડે લપેટાઇ ગયો. તે છોકરો તો હસતો હતો અને તેણે રમતમાં તે સર્પનું મોં પહોળું કર્યું અને પોતાનો હાથ તે મુખમાં નાખ્યો. પણ અફસોસ! ઝાઝો વખત થયો નહિ એટલામાં તો તે રમતો બંધ થઈ ગયો. તે ફિક્કો પડી ગયો અને તેણે ધાવવાનું પણ બંધ કર્યું. મેં લોકોને તે બાળક બતાવ્યું, ત્યારે કોઇકે કહ્યું: 'તેને ઝેર ચડયું છે.' એક જણે કહ્યું: 'તે મરી જશે.' પણ અરે! મારો તે પુત્ર મરે અથવા મારાથી જુદો પડે એ વિચાર મને અસહ્ય લાગ્યો. આ બાળકની આંખમાં ફરીથી પ્રકાશ આવે અને તે મને મા કહીને બોલાવે, એવી દવા વાસ્તે હું જ્યાંત્યાં ફરવા લાગી, પણ કોઇએ મને તે દવા ન આપી. છેવટે એક શખસે મને એવી સલાહ આપી કે, 'પેલી ટેકરી ઉપર એક પવિત્ર મહાપુરુષ વસે છે, તે કાષાય વસ્ત્ર પહેરે છે, તેમને જઇને પૂછ અને જો તેમની પાસે કાંઇ દવા હશે તો જરૂર તારા છોકરાનું દુઃખ દૂર કરવા તે આપશે.' તે ઉપરથી હું ધ્રૂજતી ધ્રૂજતી આપની પાસે આવી, રડી, મારા બાળક પરથી વસ્ત્ર ખેંચી લઇને આપને તે બતાવ્યું અને આ બાળકમાં જીવન આવે તેને વાસ્તે આપની

પાસે દવા માગી. હે પ્રભો! આપે બીજાઓની માફક મને ધિક્કારી કાઢી નહિ, પણ દયાભરી આંખોથી તે બાળક તરફ જોયું અને કોમળ હાથથી તેનું શરીર તપાસ્યું; પછી તે બાળક પર વસ્ત્ર ઢાંકવાની મને આજ્ઞા આપી અને કહ્યું કે, 'બહેન! એક ઉપાય છે. જો તું, હું જે દવા કહું છું તે લાવી આપીશ તો આ દરદ મટશે. વૈદો પાસે દવા કરાવવી હોય તો વૈદ જે કહે તે પદાર્થ લાવી આપવા જોઇએ. માટે હું તને કહું છું કે, એક તોલો સરસવના દાણા મને લાવી આપ; પણ એટલું યાદ રાખજે કે, જે ઘરમાં બાપ, મા, બાળક, અથવા નોકર વગેરે કોઈ પણ ન મરી ગયું હોય એવા ઘરમાંથી તે લાવજે.' હે પ્રભો! આ રીતે આપે મને કહ્યું હતું."

સિદ્ધાર્થ શ્રમણે દયા લાવીને કહ્યું: "પ્રિય કીશોગોતમી! હા, મેં એમજ કહ્યું હતું. પણ શું તને તે દાણા મળ્યા?"

"હે દેવ! મારા ખભે બાળક રાખીને હું અહીં જંગલમાં તેમજ શહેરમાં ઝૂંપડે ઝૂંપડે અને ઘેરઘેર ફરી અને દરેક જગાએ જઇને હું પૂછી વળી કે, 'મારા આ બાળકને સારુ દવામાં એક તોલો સરસવના દાણા જોઇએ છે તે મહેરબાની કરીને આપો અને જેમની પાસે તે હતા, તે સર્વેએ મને તે આપ્યા; કારણ કે ગરીબ લોકો, ગરીબ લોકો તરફ બહુ દયાળુ હોય છે. પણ જ્યારે હું પૂછતી કે, 'અહીં તમારા ઘરમાં કોઇ મરી ગયું છે? પિતા, માતા, સ્ત્રી, બાળક કે નોકર કોઈ મરી ગયું છે?' ત્યારે તેઓ કહેતા કે, 'બહેન! આ શું પૂછે છે? જીવતાની સંખ્યા બહુ થોડી છે, પણ મરેલાની સંખ્યાનો પાર નથી.' આ શબ્દો સાંભળી હું તેમનો ઉપકાર માની તે દાણા પાછા આપતી અને બીજે ઘેર જતી અને ઉપર પ્રમાણેજ માગણી કરતી; ત્યારે જવાબ મળતો કે,

'દાણા આ રહ્યા, પણ અમારો નોકર મરી ગયો છે.'

'દાણા આ રહ્યા, પણ અમારો ભલો દાદો મરી ગયો છે.'

'દાણા આ રહ્યા, પણ તેનો વાવનાર તે ઊગે તે પહેલાં તો ચાલ્યો ગયો છે.'

"હે પ્રભો! હું ઘેરઘેર ભટકી, પણ કોઈ એવું ઘર મને ન મળ્યું કે જ્યાં કોઇને કોઈ મરી ગયું ન હોય. આ ઉપરથી જે મારું બાળક ધાવતું ન હતું, તેમ હસતું પણ ન હતું, તે બાળકને ઝરા આગળ દ્રાક્ષના વેલાઓમાં મૂકીને આપને શોધવા આવતી હતી, એવામાં આપ માર્ગમાંજ મળ્યા. બધા લોકો કહે છે કે, 'તારું બાળક મરી ગયું છે' અને મને પણ ખાતરી થાય છે કે, તે મરી ગયું હોવું જોઇએ. પણ જો તે ન મરી ગયું હોય, તો મને એવું ઘર તમે બતાવો કે જ્યાં મરણ ન થયું હોય અને સરસવના દાણા મળી શકે."

શ્રમણ સિદ્ધાર્થે ઉપદેશ આપવાનો આ યોગ્ય વખત છે, એમ વિચારીને બોધ ચલાવ્યો: "વહાલી બહેન! તેં શોધ કરીને બીજાઓ જે નથી શોધી શકતા તે શોધી કાઢ્યું છે. મારે તને જે કડવો પ્યાલો પાવાનો હતો, તે તેં જાતેજ શોધી કાઢ્યો છે. જે બાળકને તું ચાહે છે, તે ગઈ કાલેજ મરણ પામેલું હતું. આજે તને ખબર પડી કે, તારા જેવાજ દુઃખથી આખું જગત દુઃખી છે. જે દુઃખને ભોગવનાર ઘણા હોય તે દુઃખનો ડંખ ઓછો થાય છે. જો તારાં આંસુ રોકી શકાતાં હોય અને મરણના પંજામાંથી છૂટવાનો માર્ગ જડતો હોય, તો મારું લોહી રેડવાને પણ હું તૈયાર છું. પણ બહેન! તે સત્ય હજુ મને જડયું નથી. હું તેની શોધમાં છું. જા તારા બાળકને અગ્નિદાહ દે."

આ પ્રમાણે બોધિજ્ઞાન ઉત્પન્ન થયા પહેલાં પણ શ્રમણ સિદ્ધાર્થે ઉપદેશ આપવાનું અને જગતનું દુઃખ દૂર કરવાનું કામ આરંભી દીધું હતું; કારણ કે શક્તિ હો વા ન હો, પરંતુ ઉદાર દિલના પુરુષો દુઃખીનાં દુઃખ જોઇ શકતા નથી.

---



# प्रकरण ८ मुं–बुद्धत्वनी शोधमां

રાજગૃહી નગર છોડી શાક્ય મુનિએ વૈશાલિનો માર્ગ લીધો, કે જ્યાં આરાડ કાલામ અને ઉદ્રક રામપુત્ર એ નામના બે પંડિત બ્રાહ્મણ સંન્યાસીઓ પોતાના અનેક શિષ્યો સાથે રહેતા હતા. પ્રથમ તે આરાડ કાલામ પાસે ગયા, જે સાંખ્યમતસ્થાપક કપિલનો શિષ્ય હતો અને તે વખત ચાલતા ધર્મના મતો સંબંધી વાદવિવાદમાં અતિ નિપુણ હતો. શાક્ય મુનિ તેની પાસે ગયા, ત્યારે તેણે અને તેના શિષ્યોએ શાક્ય મુનિનું રૂપ, ગંભીરતા તથા મુખની પ્રતાપી કાંતિ જોઇ સારી રીતે તેમનો આદરસત્કાર કર્યો, યુવાવસ્થામાં રાજપાટ વગેરે છોડવા માટે તેમની ઘણી સ્તુતિ કરી અને સત્યની શોધમાં આખર સુધી મંડ્યા રહેવાનો આગ્રહ કર્યો.

શાક્ય મુનિએ ઘણા વિનયપૂર્વક કહ્યું: "હે મહાત્મન્! આપના નામની કીર્તિ સાંભળી હું આપની પાસે સત્ય શોધવાનો માર્ગ જાણવા આવ્યો છું. જન્મ, મરણ અને વ્યાધિના પંજામાંથી શું મુક્ત થઇ શકાય? અને થવાય તો તેનાં સાધનો કયાં છે? તેના વાસ્તે કેવું જીવન ગાળવું જોઇએ? આખરની સ્થિતિ કેવી થાય છે? આ સત્યો હું જાણવા માગું છું અને તે જાણવાને માટેજ હું આપની પાસે આવ્યો છું; કૃપા કરી મને તે સમજાવો."

આરાડ ઋષિએ કહ્યું: "આ પ્રશ્નો ઘણા ગહન છે; પણ તમારી તે જાણવાની ઇચ્છાજ છે તો સાંભળો. ઊંચામાં ઊંચી સ્થિતિ તે

બ્રહ્મ છે. બ્રહ્મ અમૂર્ત છે, અક્રિય છે, નિર્વિકારી છે, નિર્ગુણ છે, સચ્ચિદાનંદસ્વરૂપી છે. તે બ્રહ્મ જડવસ્તુઓથી ભિન્ન છે. જેવી રીતે મુંજ ઘાસ તેના ઉપરના છોતરામાંથી છૂટું કરવામાં આવે છે, અને જેવી રીતે પક્ષી પાંજરામાંથી ઊડી જાય છે, તેવી રીતે જડ વસ્તુઓમાંથી દૂર ભાગવાથી બ્રહ્મની સ્થિતિ મળે છે. તેજ મુક્તિ છે. મુક્તિનાં સાધનોમાં મુખ્ય શ્રદ્ધા× છે. 'આત્મા નિર્વિકારી છે' એવી શ્રદ્ધા રાખવાથી મનુષ્ય નિર્લિપ્ત રહે છે અને પરમપદ પામે છે."

આ શબ્દો શાક્ય મુનિને ડહાપણભરેલા લાગ્યા, પણ તેથી તેમની ભૂખ ભાગી નહિ. સત્યનો જે માર્ગ તે શોધતા હતા, તે જડયો નહિ. તેમજ તે સત્ય મેળવવાનાં સાધનો પણ પ્રાપ્ત થયાં નહિ. તેથી થોડા દિવસ તે ઋષિ પાસે રહી, તેમની રજા માગી પોતે ઉદ્રક રામપુત્ર પાસે ગયા.

ઉદ્રક રામપુત્રે પણ આરાડ કાલામના જેવોજ સિદ્ધાંત પ્રતિપાદન કર્યો અને વિશેષમાં જણાવ્યું કે, કર્મ પ્રમાણે મનુષ્યની ગતિ થાય છે, માટે મુક્તિ ઇચ્છનારે કર્મથી છૂટા થવું જોઇએ. જે મનુષ્ય કર્મથી છૂટો થાય છે, તે શાશ્વત સ્થાન મેળવે છે. પણ કર્મથી શી રીતે મુક્ત થવું તે માર્ગ તે જણાવી શકયો નહિ. શાકય મુનિએ આ બધું શાંત ચિત્તથી સાંભળ્યું, પણ તેમના આત્માને તેથી દિલાસો મળ્યો નહિ. મંદિરોમાં જે બ્રાહ્મણો ક્રિયા કરાવતા હતા, તેમની પાસે તે ગયા; પણ ત્યાં આગળ તો પશુઓનો વધ થતો જોઇ શાકય મુનિના દયામય સ્વભાવને જરા પણ રુચિ થઇ નહિ. તે બ્રાહ્મણોને, બિંબિસાર રાજાને ત્યાં આપ્યો હતો તેવો ઉપદેશ આપીને પોતાનાં પાપ ધોવાને માટે કરવામાં આવતો પશુવધ નિરર્થક છે અને નીતિના નિયમોને માન આપ્યા સિવાય કદાપિ શુદ્ધ ધર્મ પાળી શકાયજ નહિ એમ સમજાવ્યું.

× શ્રદ્ધા—દૃઢ માન્યતા, સમજપૂર્વક નિશ્ચય.

સત્યનો આ અડગ શોધક હવે મગધ દેશમાં ગયાની પાસે આવેલા ઉરુબિલ્વ નામના જંગલમાં જ્યાં ઉદ્રકના પાંચ પ્રતાપી શિષ્યો ઉગ્ર તપશ્ચર્યા કરતા હતા, ત્યાં આવી પહોંચ્યો. આ પાંચ-માં કૌણ્ડાયન મુખ્ય હતો. આ પાંચ સંન્યાસીઓ પોતાની ઇન્દ્રિયોને કાબૂમાં રાખતા હતા, નીતિના નિયમો સારી રીતે પાળતા હતા અને નૈરંજના (હાલમાં તેને ફલ્ગુ કહે છે) નદીને કિનારે આવેલા તપોવનમાં ભારે તપ કરવામાં મગ્ન થયા હતા. તેઓના ઉત્સાહ અને ધૈર્ય એટલાં બધાં હતાં કે, શાક્ય મુનિના મન પર તેની ભારે અસર થઇ અને સત્યની શોધમાં આ સાધન કેટલે દરજ્જે ઉપયોગી છે, તે અજમાવવાનો તેમણે સંકલ્પ કર્યો. તે પાંચ સંન્યાસીઓની પાસે એક સ્થાન પસંદ કરીને શાક્ય મુનિએ પણ ઉગ્ર તપશ્ચર્યા કરવા માંડી અને જુદા જુદા સિદ્ધાંતો વિષે વિચાર કરવા માંડ્યો. કેટલીક વાર તો મરણ, વ્યાધિ અને જરામાંથી મુક્ત થવાના માર્ગ પર વિચાર કરતાં કરતાં તે એટલા બધા ધ્યાનમગ્ન થઇ જતા હતા કે ભોજનનો અવસર પણ ચૂકી જતા.

સઘળા પ્રકારના મનોવિકારોને તેમણે વશ કર્યા હતા તે ઇંદ્રિયોને સંપૂર્ણ કાબૂમાં રાખતા હતા. કોઇ પણ સંસારી પુરુષ ન પાળી શકે, તેવા ઉપવાસ સંબંધી સખ્ત નિયમો તે પાળતા હતા, આવી ક્રિયા તેમણે લાગલાગટ છ વર્ષ સુધી કરી; કેટલાક દિવસ સુધી તો આખા દિવસમાં અનાજનો ફક્ત એકજ દાણો તે ખાતા હતા. આથી શરીરસૌંદર્ય નાશ પામ્યું અને અવયવો શિથિલ પડી ગયા. મહાપુરુષને જણાવનારાં બત્રીસ લક્ષણો પણ શરીરમાં-થી ભૂંસાઇ જવા લાગ્યાં. છતાં જેમ કુમુદની ગંધ ચારે બાજુએ ફેલાય છે, તેમ તેમના આ તપની કીર્તિ સર્વત્ર વ્યાપી ગઇ. સૂકી ડાળી જેવું થઇ ગયેલું તેમનું શરીર જોવાને લોકો દૂર દેશથી આવવા લાગ્યા. આમ છ વર્ષ વીતી ગયાં, પણ તૃષ્ણાનો વિચ્છેદ

કરનારું અને સત્ય જ્ઞાનનું પ્રકાશક ઉચ્ચ ધ્યાન તે પ્રાપ્ત કરી શક્યા નહિ.

આવી ઉગ્ર તપશ્ચર્યા કરવાથી તે તપસ્વી શાક્ય મુનિ એક દિવસ મૂર્છા આવવાથી જમીન પર પડી ગયા. તેમનામાં ચાલવાની શક્તિ રહી ન હતી. શરીરમાંથી લોહી તદ્દન ઊડી ગયું હતું અને ઘા વાગવાથી કોઇ પડે તેમ તે તદ્દન બેશુદ્ધ થઈ ગયા. શાક્ય મુનિને આવી સ્થિતિમાં પડેલા જોઇ એક ભરવાડનો છોકરો કે જે ઘેટાં લઇ ચરાવવા જતો હતો તેને દયા આવી. સૂર્યનો તાપ તે સમયે બરાબર શાક્ય મુનિના મુખ પર પડતો હતો. જંગલી જમરૂખના ઝાડની ડાળીઓ કાપી લાવી તે ભરવાડના છોકરાએ આ પવિત્ર મુખ ઉપર સૂર્યનો તડકો ન પડે તેમ ઊંચે ગૂંથીને બાંધી અને ઘેટીના આંચળમાંથી તે પવિત્ર મુખમાં દૂધની ધાર પાડી; કારણ કે આવા પવિત્ર મનુષ્યને અડકવાથી મહાપાતક થઇ બેસે એવા ભયથી તે કંપતો હતો. "આ કોઇ દેવ છે," એમ ધારી તેમની પ્રાર્થના કરતો તે થોડી વાર ત્યાંજ બેઠો. આ દૂધ મુખમાં જવાથી શાક્ય મુનિના શરીરમાં ચેતના આવી અને તેમણે તે ભરવાડના છોકરા પાસે લોટામાં દૂધ માગ્યું.

તે છોકરાએ કહ્યું: "હે દેવ! હું આપને તે મારા લોટામાં આપી શકું નહિ; કારણ કે આપ જુઓ છો કે હું શૂદ્ર છું અને મારા સ્પર્શથી તમે અપવિત્ર બનો." તે વખતે શાક્ય મુનિએ આ ભોળા ભરવાડના છોકરા તરફ દયા લાવીને કહ્યું: "દયા અને તંગી સઘળા જીવોને એક બનાવે છે. લોહીમાં કાંઇ જાતિ નથી, કારણ કે લોહી તો સર્વ મનુષ્યોનું એક રંગનું હોય છે; તેમ આંસુમાં પણ જાતિ નથી, કારણ કે સઘળા પુરુષોનાં આંસુમાં ખારાશ હોય છે. તેમજ માણસ જન્મે છે ત્યારે કપાળમાં તિલક કે ગળામાં જનોઈ લઇને જન્મતો નથી. જે સારાં કામ કરે છે તે દ્વિજ છે

અને જે ખરાબ કામ કરે છે તે શૂદ્ર છે; માટે મને તારા લોટામાં દૂધ આપ; જ્યારે મારી શોધ પૂરી થશે ત્યારે તને પણ લાભ થશે.” આ શબ્દો સાંભળવાથી તે ભરવાડના છોકરાનું હૃદય એટલું પ્રફુલ્લિત થયું કે તે વર્ણવવાને શબ્દો નથી. તરતજ તેણે દૂધ કાઢી આપ્યું અને પછી પોતાને માર્ગે ચાલ્યો ગયો.

બીજે દિવસે પાસેના શહેરમાં ઇન્દ્રનિમિત્તે મોટો મહોત્સવ થનાર હતો, તે વાસ્તે કેટલીક નાચનારીઓ ત્યાં થઇને આ પ્રમાણે બોલતી બોલતી જતી હતીઃ “ જ્યારે સતારના તાર બરાબર ખેંચવામાં આવ્યા હોય, ત્યારે નાચવાનું કામ બહુ સારી રીતે થાય છે. અમારે માટે સતારના તારને હદબહાર ખેંચતા નહિ, તેમ ઓછા પણ ખેંચતા નહિ. જો આ પ્રમાણે બરાબર તાર ખેંચવામાં આવ્યા હોય તો મનુષ્યોનાં હૃદયો ખેંચવાનું સામર્થ્ય અમારામાં છે. જો તાર હદબહાર ખેંચવામાં આવે તો તે તૂટી જાય છે. જો તે તાર ઓછા ખેંચવામાં આવ્યા હોય તો તે ઢીલા પડી જાય છે અને ગાયન બંધ પડે છે; માટે તારને વધારે કે ઓછા ખેંચશો નહિ.” આ શબ્દો તે સ્ત્રીઓ આનંદથી બોલતી ચાલી જતી હતી. પાસેના વૃક્ષ નીચે બેઠેલા શાક્ય મુનિને કાને તે શબ્દો પડ્યા અને તે બોલી ઊઠ્યાઃ “ અહા! ઘણી વાર અભણ મનુષ્યો જ્ઞાનીઓને પણ બોધ આપે છે. મેં પણ આ શરીરના તારને હદબહાર ખેંચ્યા છે, તેથી તેમાંથી ગીત નીકળતું નથી; એટલુંજ નહિ પણ તેને તૂટી જવાનો પણ મોટો ભય છે. મારું શરીરબળ ઘટી ગયું છે. જો આ શરીર તૂટી જશે તો અનેકોની આશાનો આધાર પણ તૂટી જશે; માટે હવે શરીરને હદબહાર તપશ્ચર્યામાં નહિ વાપરતાં મધ્યમ માર્ગ ગ્રહણ કરવો જોઇએ. શરીર એ ઉપયોગી સાધન છે, માટે તેને મારી નહિ નાખવું જોઇએ, પણ તેને અંકુશમાં રાખવું જોઇએ.”

આવો વિચાર કરી શાક્ય મુનિ પોતાના આસનેથી ઊઠ્યા. પાસે આવેલી નેરંજના નદીમાં સ્નાન કર્યું અને બહાર આવવા પ્રયત્ન કર્યો, પણ તે નદીમાં પડી ગયા. મહામહેનતે પાસે ઊગેલા વૃક્ષની ડાળી પકડીને તે બહાર આવ્યા અને એક વડવૃક્ષ નીચે આસન વાળી ધ્યાનમાં બેઠા.

આ સમયે એક પૈસાદાર અને ધર્મિષ્ઠ ગોવાળ તે નદીની પાસેના નાના ગામમાં રહેતો હતો. તેને એક સ્ત્રી હતી, જેનું નામ સુજાતા હતું. તે ઘણી નમ્ર સ્વભાવની, દયાળુ અને શુદ્ધ અંતઃકરણવાળી હતી. તે, તે ગામમાં પોતાના માયાળુ સ્વભાવને તેમજ ઉદારતાને લીધે અતિ લોકપ્રિય બની હતી. તેને કાંઈ પણ સંતતિ ન હતી, તેથી તેણે વનના અધિષ્ઠાતા દેવની માનતા માની હતી કે, “જો મને પુત્રપ્રાપ્તિ થાય તો ચૈત્ર મહિનાની પૂનમને દિવસે ખીરખાંડનું ભોજન વડ તળે પધરાવીશ.” ભાગ્યયોગે સુજાતાની આકાંક્ષા પૂર્ણ થઈ હતી. આજે ત્રણ માસનો પુત્ર તેના ખોળામાં રમતો હતો. તે આજે એક હાથમાં તે બાળક અને બીજા હાથમાં ખીરખાંડનું ભરેલું પાત્ર લઈ તે વનદેવને ધરાવવા આવતી હતી. આ સુજાતાને આ પુત્રજન્મથી એટલો બધો આનંદ થયો હતો કે, તેણે સારા શરીરવાળી એક હજાર ગાય પસંદ કરી હતી; તેઓનું દૂધ તેણે પાંચસો ગાયોને પીવરાવ્યું; તેઓનું દૂધ બસોપચાસ ગાયોને પીવરાવ્યું; એ રીતે જ્યારે છજ ગાયો રહી, ત્યારે તે છ ગાયોનું દૂધ લઇને આજે તેની ખીર બનાવી હતી; તે ખીરમાં તેણે અણીશુદ્ધ મોતી જેવા ચોખા અને અનેક પ્રકારના સુગંધીદાર તેજાના પણ નાખ્યા હતા અને પોતાની દાસી રાધાને (જેનું બીજું નામ પૂર્ણા હતું) વડના ઝાડ તળે અગાઉથી કચરો વાળવા મોકલી હતી; તે દોડતી દોડતી સામે આવી અને પોતાની શેઠાણીને કહેવા લાગી: “આશ્ચર્ય! આશ્ચર્ય! વડ નીચે તો વનદેવતા પોતે

આવીને બેઠેલા છે. તેમણે આસન વાળીને ઘૂંટણ પર હાથ મૂકેલા છે. તેમના કપાળની આસપાસ તેજ ઝળકી રહ્યું છે. તેમની આંખો દેવ જેવી છે. દેવોને મળવું તે શું ભાગ્યોદયની વાત નથી?"

સુજાતા એકદમ ઊભી થઇ અને ઉતાવળી વડ તરફ ચાલી. શાક્ય મુનિ પદ્માસને ધ્યાનમાં બેઠા હતા ત્યાં આવી અને તેમના ભિક્ષાપાત્રમાં તે હાથીદાંત જેવી ઉજ્જ્વળ ખીર રેડી તથા મુનિના શરીરે ઊંચામાં ઊંચું અત્તર છાંટીને હાથ જોડી દૂર ઊભી રહી. શાક્ય મુનિએ કાંઇ પણ બોલ્યા વિના તે ખીરનું ભોજન કર્યું કે તરતજ તે પૌષ્ટિક ખોરાકના પ્રતાપે તે છ વર્ષના તપસ્વીમાં નવું બળ આવ્યું, તેમના શરીરમાં નવી સ્ફુર્તિ આવી અને કોઇ તાપથી તપેલા પક્ષીને ઝરાનું જળ પીવાથી જે આનંદ થાય તેવો આનંદ તેમના મુખ પર છાઇ રહ્યો. બોધિ (કેવળજ્ઞાન) મેળવવાને તે યોગ્ય શરીરસ્થિતિમાં આવ્યા. શાક્ય મુનિના મુખ પર આ આનંદ અને તેજ જોઇ સુજાતા વધારે ભક્તિ બતાવવા લાગી અને છેવટે તેણે ધીમેથી પૂછ્યું:"શું દેવશ્રીને મારી માનતા પહોંચી ચૂકી?"

શાક્ય મુનિ પોતાની કાંબળમાંથી હાથ બહાર કાઢીને તે બાળકના શિર પર મૂકીને બોલ્યા: "તું ચિરકાળ સુખી થજે અને આ જીવનનો બોજો સુખેથી ઉઠાવજે! કારણ કે હું કે જે એક દેવ નથી, પણ તારો ભાઈ છું, તેને તેં મદદ કરી છે. હું એક ભટકતો યોગી છું અને છેલ્લાં છ વર્ષથી જગતનાં દુઃખો જેથી ટળે તેવો પ્રકાશ શોધું છું. મને વિશ્વાસ છે કે તે મને જરૂર મળશે. હમણાં થોડા સમય પરજ તે પ્રકાશની ઝાંખી થવા લાગી હતી; પણ મારું શરીર નિર્બળ થઇ ગયું હતું. સુભાગ્યે મળેલા તારા સાત્ત્વિક ખોરાકે તે શરીરને બળ આપ્યું છે; તને આ સેવા માટે મોટો લાભ થશે."

"હે પ્રભો! આપ તે પ્રકાશ મેળવો!" એવી પ્રાર્થના કરીને

સુજાતા ચાલી ગઈ.

જ્યારે તેની સાથેના પાંચ ભિક્ષુકોએ આ બનાવ જોયો ત્યારે તેઓએ ધાર્યું કે, આ શાકય મુનિનો ધર્મઉત્સાહ મંદ પડી ગયો છે અને તેઓ તેમને વ્રતભંગ કરનાર તરીકે ગણવા લાગ્યા; કારણ કે તે તેમના વિચાર પ્રમાણે ઉગ્ર તપશ્ચર્યા પાળી શકયા ન હતા. શાકય મુનિએ વિચાર કર્યો કે, કેવળ ઉપવાસ કરવાથી આ સાધ્યબિંદુની સમીપમાં અવાતું નથી, પણ ઊલટું શરીર નિર્બળ થતું જાય છે અને તેની સાથે મન પણ નિર્બળ થાય છે; અને જેનું શરીર તથા મન નિર્બળ હોય તે કેવી રીતે ધ્યાનની પરાકાષ્ઠાએ પહોંચી શકે ? આ વિચારથી તેમણે ઉગ્ર તપશ્ચર્યા કરવી છોડી દીધી. શરીરની ગુલામી કે શુશ્રૂષા ન ગણાય એટલી હદે સંરક્ષણ કરવા માંડયું અને આત્મનિરીક્ષણ અને ધ્યાનનો આશ્રય લીધો.

તે સ્થળેથી ઊઠીને તે શાકય મુનિએ એક લાકડાં કાપનાર પાસેથી ઘાસ માગી લીધું અને બોધિવૃક્ષ નીચે તે પાથર્યું. તેનું યોગાસન બનાવ્યું અને તે ઘાસ ઉપર પદ્માસન વાળીને બેઠા. તે વખતે મન સાથે દૃઢ નિશ્ચય કર્યો કે, " આ આસનમાં મારું શરીર શુષ્ક થાય તથા ચામડી, હાડકાં અને માંસ નાશ પામે, પણ જ્યાંસુધી દુર્લભ પરમજ્ઞાન પ્રાપ્ત નહિ થાય, ત્યાંસુધી આ આસન જરા પણ ડગશે નહિ."

આ વખતે તે વૃક્ષ ઉપર વિવિધ પક્ષીઓનો મધુર કલરવ થઈ રહ્યો હતો. સઘળા દેવો અને દેવીઓ એકે અવાજે પ્રાર્થના કરી રહ્યાં હતાં કે, " હે પ્રભો ! હે મિત્ર ! હે જગદુદ્ધારક ! ક્રોધ અને અભિમાન ઉપર વિજય મેળવનાર અને કામ, શંકા તથા ભયને હઠાવનાર હે ગુરો ! આપ હવે બોધિવૃક્ષ તરફ પધારો. આખું દુઃખી વિશ્વ આપને આજે આશીર્વાદ આપે છે. અમારા ખાતર આ આપનો છેલ્લો પ્રયત્ન આરંભો ! હે રાજન્ ! હે જિતેંદ્રિય

મહાપુરુષ! સમય સમીપ છે! ઘણાં વર્ષોથી જે રાત્રિની અમે રાહ જોઇ રહ્યા હતા, તે આજની રાત્રિ છે.”

રાત્રિ પડી અને શાકય મુનિ જે થોડા સમયમાં બોધિજ્ઞાન મેળવવાના છે, તે બોધિવૃક્ષ નીચે આસન વાળીને બેઠા છે. આજે અખિલ બ્રહ્માંડમાં આનંદ વ્યાપી રહ્યો છે; કેવળ મારદેવનું મુખ ઉદાસી ભાસે છે! તેના મુખ પર શ્યામતા ઢળેલી દેખાય છે. મારદેવ મનથી વિચારે છે, “આ શાકય મુનિ થોડા સમયમાં બુદ્ધ થશે, બોધિજ્ઞાન મેળવશે અને તે જ્ઞાન વડે આખા વિશ્વને મારા પંજામાંથી મુક્ત કરવા ભગીરથ પ્રયત્ન આરંભશે. મારી સત્તા નાશ કરવાનો આ તેનો માર્ગ છે. તે જો સત્ય શોધવામાં વિજયી નીવડશે તો મારું સઘળું બળ નાશ કરી શકશે. જો તે પ્રયાસ પોતાને માટેજ હોત તો મને ઝાઝી દરકાર કરવાની રહેત નહિ; પણ તે તો મને જડમૂળથી ઊખેડી નાખવાને માટે સત્યનો બોધ આપવા ઇચ્છે છે. હું પણ ખરો કે આજે તેનો પરાજય કરું. હે સૈનિકો! હે મારા સુભટો! હે સેવકો! આજે તમે બધા તમારા પૂર્ણ આવેશમાં તૈયાર થાઓ. આજે એક મહાસમર્થ રિપુની સાથે આપણે લડવાનું છે. જો તેમાં નહિ ફાવીએ તો આપણો સદાને માટે નાશ સમજજો. માટે આજે ખરેખરું વીરત્વ દાખવવાનો પ્રસંગ છે. આ વીર બહુ બળવાન છે, માટે તમારે જરા પણ ચૂક કરવી નહિ અને તમારો સઘળો પુરુષાર્થ વાપરવો. હજુ તેનાં જ્ઞાનચક્ષુ ખૂલ્યાં નથી, ત્યાંસુધી આપણા રાજ્યને નિરાંત છે; માટે તે ખૂલે તે અગાઉ ચાલો આપણે આપણાથી બનતું કરી લઇએ.”

આ આજ્ઞા મળતાંજ મારરાજાની ત્રણ પુત્રીઓ ÷રતિ, અરતિ અને તૃષ્ણા, તેમજ ક્રોધ, માન, માયા, લોભ, અહંકાર, અજ્ઞાન વગેરે તેના સુભટો (જે નરકના દૂતો જેવા લાગતા હતા) તે સઘ-

÷ રતિ=રાગ; અરતિ=દ્વેષ.

ળાએ આ શાકય મુનિને ગભરાવવાને પોતાનું સઘળું બળ વાપર્યું. તેઓ તેમની તરફ અનેક પ્રકારનાં ભયંકર તીરો ફેંકવા લાગ્યા, પવનનાં મોટાં વાવાઝોડાં ઉત્પન્ન કરવા લાગ્યા, આકાશમાં વીજળીઓના ભયંકર ઝબકારારૂપે કૂદાકૂદ કરવા લાગ્યા, અનેક સુંદર આકૃતિઓવાળી સ્ત્રીઓના રૂપમાં હાવભાવ કરી પોતાનાં મોહક અંગો ખુલ્લાં કરી નૃત્ય કરવા લાગ્યા. આ સર્વ પ્રાથમિક તૈયારીઓનું દર્શન કરાવ્યા પછી મારદેવ પોતે પોતાનાં પાંચ તીરો અને અનેક દાસદાસીઓ સાથે આવી પહોંચ્યો અને સમાધિમાં બેઠેલા શાકય મુનિ પાસે જઇ, ડાબા હાથમાં ધનુષ્ય લઇને અને જમણા હાથમાં તીર રાખીને આ પ્રમાણે કહેવા લાગ્યો: "હે ક્ષત્રિય! ઊઠ! હવે ભય ધારણ કર! હવે તારું આવી બન્યું છે. તારું ધર્માનુષ્ઠાન કરી લેવાનો આ છેલ્લો સમય છે. લોકોને બચાવવાનો ફાંકો છોડી દે. ધર્મ જ કરવો હોય તો ખુશીથી દાન આપ અને જપતપ કરી તેનો બદલો સ્વર્ગમાં ભોગવ! એજ જાણીતો અને પ્રસિદ્ધ માર્ગ છે. ગરીબાઇનો અને ભિક્ષા માગવાનો આ તારો માર્ગ તને કશા કામમાં આવનાર નથી, બલકે દુ:ખી તો જરૂર કરશેજ. મારી સલાહ નહિ માને તો મારો કોપ વહોરવો પડશે એ નક્કામાં સમજજે. અનેક ઋષિમુનિઓને તોબા પોકરાવનાર એવો જે હું, તેને શું તું નથી પિછાનતો? આજકાલનો તું મારી શી ગણતરીમાં છે? જો, આ તીર તૈયાર છે; તે કેવું ઝેરી છે? જો, મેં તે તારા પર તાકયું છે. માટે હવે ઊઠ! હઠીલાપણું છોડ! શું તું આ તીરથી નથી બીતો કે?" આ રીતે ઘણીએ ધમકી મારદેવે આપી પણ શાકય મુનિએ તે કશા પર લક્ષ સરખું આપ્યું નહિ. તેમના મનમાં જરા પણ ભય ન હતો. તરતજ મારદેવે તે તીર ફેંકયું, જેમાંથી ત્રણ શક્તિઓ ઉત્પન્ન થઇ! શાકયસિંહ હજી પોતાના ધ્યાનમાં દૃઢ રહ્યા છે એમ જોઇ મારદેવ ચિંતાતુર થયો.

મારદેવે હવે પોતાનું આખું સૈન્ય એકઠું કરીને સામટું બળ અજમાવ્યું. તેના લશ્કરના દરેક સુભટે પોતાના સ્વભાવ પ્રમાણે સ્થૂલરૂપ ધારણ કર્યું. કેટલાકે હાથમાં તલવાર લીધી, કેટલાકે તબલાં લીધાં, કેટલાકે મોટાં વૃક્ષ લીધાં, ત્યારે કેટલાકે વજ્ર અને અનેક જાતનાં હથિયારો ગ્રહણ કર્યાં, કેટલાકે ડુક્કરના, ઘોડાના, વાઘના, સિંહના જેવાં મુખ કર્યાં, કેટલાકે મોટાં પેટ કર્યાં, કેટલાકે ઘણી આંખો કરી, ત્યારે કેટલાકે મોં ઉપર ફક્ત એકજ આંખ રાખી, કેટલાકે હાથી જેવા કાન કર્યા, પર્વત જેવી ખૂંધ કરી, કેટલાકે પોતાના આખા શરીરે સર્પ વિંટાળ્યા, કેટલાકે કમરે ઘંટડીઓ બાંધી, કેટલાક ભયંકર ચીસો પાડનારા રાક્ષસ બન્યા અને કેટલાક આખી પૃથ્વીને ધ્રુજાવે તેવી બૂમો પાડનારા થયા. પવન અને અગ્નિ, જળ અને ધૂળનાં જુદાં જુદાં રૂપો તેઓએ ધારણ કર્યાં અને આવું અનેક પ્રકારનો ભય ઉપજાવનારું સૈન્ય લઈ મારદેવ ફરીથી શાકય મુનિની સામે લડવા ચાલ્યો.

આ વખતે ધર્માનુરાગી દેવો અને નાગરાજો આ મારદેવ ઉપર અત્યંત ગુસ્સે થયા અને આ મહાત્મા પુરુષને નિરર્થક હેરાન કરે છે, તેથી અનુકંપાને લીધે તેમની આંખમાંથી લોહીનાં આંસુ ઝરવા લાગ્યાં.

બધું સૈન્ય શાકય મુનિ પાસે આવ્યું. તેઓ અનેક પ્રકારની ચીસો પાડવા લાગ્યા અને તેમના વિકરાળ સ્વરૂપથી બીવરાવવા લાગ્યા; પણ સત્યની શોધમાં તલ્લીન થયેલા શાકય મુનિનું ચિત્ત જરા પણ અસ્થિર થયું નહિ. અનેક પશુપંખીઓ સિંહ આગળ રમતાં હોય કે બરાડા પાડતાં હોય, પણ તે સિંહને જરા પણ અસર કરી શકતાં નથી, તેમ આ પર્વત તુલ્ય એકાગ્ર ચિત્તવાળા શાકય મુનિના મનની શાંતિનો ભંગ થવા પામ્યો નહિ. મારદેવના સૈન્યના દરેક સુભટે તે રાત્રિએ પોતાનું વીરત્વ બતાવવામાં

ખામી રાખી નહિ. તે સુભટો શાક્ય મુનિ સામું ભયંકર દૃષ્ટિથી જોતા હતા, દાંતિયાં કરતા હતા, આમતેમ દોડતા હતા અને દરેક પળે તેમનો નાશ કરવાની તૈયારીમાં હોય એવો દેખાવ કરતા હતા; પણ શાક્ય મુનિને આ સર્વ બાળક્રીડા જેવું લાગતું હતું. મારદેવની એક માસી હતી, જે અતિ રૂપવતી હતી. તેણે પણ અનેક પ્રકારના હાવભાવ, કટાક્ષ અને શરીરનાં અંગોપાંગનું પ્રદર્શન કરી શાક્ય મુનિને લોભાવવા બનતું કરી લીધું અને બીજાઓએ પણ તેમને ગભરાવવા અનેક પ્રકારનો કોલાહલ કરી મૂક્યો, પણ જગદ્‌ગુરુનો વાળ સરખો પણ હાલ્યો નહિ. આથી મારરાજાનું સૈન્ય નાસીપાસ થઇ ગયું અને મારરાજા, શું કરવું તે ન સમજાવાથી ગભરાઇ જઇ આમતેમ દોડવા લાગ્યો.

આ વખતે મારદેવના દશ મોટા દૂતો આગળ નીકળી આવ્યા. તેઓનાં નામઃ–આત્તવાદ, શંકા (વિચિકિત્સા), શીલવ્રતપરામર્શ, કામ, પ્રતીઘ (દ્વેષ), રૂપરાગ, અરૂપરાગ, માન, સ્વાભિમાન અને અવિદ્યા (અજ્ઞાન). આ દશ દૂતોએ પોતાનું સ્વરૂપ બતાવી શાક્ય મુનિને ફસાવવા પ્રયત્ન કર્યા. આ બધા દૂતો પૈકી કામદેવે પોતાનું બળ બતાવવામાં સૌથી વધારે પરિશ્રમ લીધો હતો. તેણે પોતાની જાદુઇ લાકડી હલાવી કે અપ્સરાઓનું ટોળું નાચતું–કૂદતું, હાવભાવ પ્રદર્શિત કરતું આવી ઊભું. શાક્ય મુનિને દરેક અપ્સરા કહેવા લાગીઃ "હે નાથ! મને અંગીકાર કરો, મને અંગીકાર કરો!" પણ જ્યારે તે મહામુનિનું મન ચલિત ન થયું, ત્યારે એક અપ્સરાએ યશોધરાનું રૂપ ધારણ કર્યું. તેની આંખમાંથી આંસુની ધાર ચાલવા લાગી અને તે પ્રેમભર્યા હાથ શાક્ય મુનિ તરફ લંબાવી કહેવા લાગીઃ "હે નાથ! તમારા વિના હું મરણ પામું છું; રોહિણી નદીને કાંઠે આપણા વિશ્રામવનમાં જે સુખ તમને મળતું હતું, તેમાંનું કયું સુખ અહીં મળે છે કે જેથી આપ

બેસી રહ્યા છો ? હું આટલાં વર્ષ થયાં એકલી તમારા વિના ઝૂરી ઝૂરીને મરું છું. હે સિદ્ધાર્થ ! વહાલા સિદ્ધાર્થ ! હવે ઘેર પાછા આવો ! મારા ઓષ્ઠ આપની રાહ જુએ છે. ”

પણ શાક્ય મુનિએ કહ્યું: “ હે માયાવી આકાર ! યશોધરાનો ઢોંગ કરનાર હે માયાવી રૂપ ! તારું માયાવી સ્વરૂપ હું સમજું છું. જા, વીખરાઇ જા અને તારા દ્રવ્યમાં ભળી જા. ” આ શબ્દો ઉચ્ચારતાંજ તે બધાં રૂપો વીખરાઇ ગયાં. સદ્‌ગુણરૂપી દીવાલોથી બંધાયેલા કોટમાં શાક્ય મુનિ અડગ બેસી રહ્યા. આ બધા તોફાનમાં બોધિવૃક્ષ પણ અચળ રહ્યું.

રાત્રિનો પ્રથમ પ્રહર વીતી ગયો. દુર્ગુણોરૂપી દુષ્ટ નિશાચરો ન ફાવવાથી પોતપોતાને સ્થાને ગયા. પૃથ્વી શાંત થઇ. તે વખતે શાક્ય મુનિ પ્રથમ ‘સમસંબુદ્ધ’ થયા. તેમનાં દિવ્યચક્ષુ ઊઘડી ગયાં, જેના બળથી પાછળ ને પાછળ છેક પોતાના પાછલા પાંચસો ભવ દેખાયા, ત્યાંસુધી તે દૃષ્ટિ દોડી અને તેની સાથે છેક હલકી સ્થિતિમાંથી તે ‘બુદ્ધ’ની સ્થિતિ સુધી જીવનનાં પગથિયાં એક-બીજા સાથે શી રીતે સંકળાયેલાં છે, તે પણ તેમના જ્ઞાનની દૃષ્ટિ-મર્યાદામાં આવી ગયું. પૂર્વભવોમાં વાવેલાં બીજ તે પછીના ભ-વોમાં ફળ આપે છે, દરેક ભવમાં સારાનું ફળ સારું આવે છે અને ખરાબનું ફળ ખરાબ આવે છે, મરણ તે લેણાદેણાનો હિસાબ કરવાનો વખત છે, આ ગણતરી એવી ચોકસાઇથી ચાલે છે કે, એક રતિ માત્રનો તેમાં ફેર પડતો નથી—આ સર્વ મહાન સિદ્ધાં-તોનું શાક્ય મુનિ—બુદ્ધ ભગવાનને પ્રથમ અનુભવયુક્ત જ્ઞાન થયું.

હવે રાત્રિના બીજા પ્રહરમાં શ્રીશાક્યસિંહને આખા વિશ્વના જીવોના ભવોનું જ્ઞાન થયું અને મનુષ્યજાતિ ભણી નજર કરતાં તેમને લાગ્યું કે, પ્રાણીઓ તેમજ મનુષ્યો, નરકના જીવો તેમજ દેવતાઓ બધા દુઃખથી રિબાય છે, પીડાય છે, વેદના ભોગવે છે,

પણ તે બધા આમ થવાનું કારણ ન સમજવાથી ફરી ફરીને દુઃખ ઉત્પન્ન કરનારાં કારણોને જન્મ આપે છે અને દુઃખી થાય છે. આ જન્મમરણનું ચક્ર નિયમિત રીતે ચાલ્યા કરે છે અને તે ચક્ર તળે પ્રાણીમાત્ર આવી જાય છે.

રાત્રિના ત્રીજા પ્રહરમાં આ જન્મમરણ શાથી ઉત્પન્ન થાય છે, તેનું નિદાન શોધી કાઢયું. પ્રથમ તો વૃદ્ધાવસ્થા અને મરણ શાથી આવે છે, તેનો વિચાર કરતાં જણાયું કે, જ્યાં શરીર છે ત્યાં વૃદ્ધાવસ્થા અને મરણ એ તો તેનો ધર્મજ છે. ત્યારે શરીર શાથી આવ્યું ? તેનો વિચાર કરતાં દિવ્યચક્ષુથી ભગવાન બુદ્ધે જોયું કે, પૂર્વજન્મમાં કરેલાં કાર્યો, વચનો અને વિચારોને લીધે આ શરીર મળ્યું. ત્યારે પૂર્વભવમાં શા સારુ કર્મો કર્યાં ? તે કર્મો કરાવનાર ઉપાદાન છે. ઉપાદાન શાથી ઉત્પન્ન થયું ? તૃષ્ણાથી. તૃષ્ણા ક્યાંથી ઉત્પન્ન થઇ ? વેદનાથી. વેદના છ પ્રકારના સ્પર્શથી ઉત્પન્ન થાય છે.*

સ્પર્શ શાથી ઉત્પન્ન થાય છે ? નામરૂપથી. નામરૂપ ક્યાંથી ઉત્પન્ન થાય છે ? વિજ્ઞાનથી. વિજ્ઞાન ક્યાંથી ઉદ્ભવે છે ? અવિદ્યાથી માટે વૃદ્ધાવસ્થા અને મરણનું અંતિમ કારણ અવિદ્યા છે. આ સિદ્ધાંતનો બુદ્ધ ભગવાનને સાક્ષાત્કાર થયો.

---

* જુદા જુદા પ્રહરોમાં બુદ્ધદેવને થયેલા સાક્ષાત્કારો સામાન્ય વાચકોને ગમે તેવા નિર્માલ્ય કે સામાન્ય જણાય; પરંતુ બે વાતનો ખ્યાલ ભૂલવો જોઇતો નથી. એક તો જે સત્યો આપણે પુસ્તકોમાંથી અને વિદ્વજ્જનોના મુખથી શીખીએ છીએ તેની આપણને કાંઇ કિંમત હોતી નથી, પણ તેજ સત્યો જો આપણે આપબળથી શોધી કાઢીએ અને તેનો સાક્ષાત્કાર કરીએ તો આપણને અપૂર્વ આનંદ મળે; બીજી વાત એ છે કે, મહાત્મા બુદ્ધદેવને જે જે સૂક્ષ્મ બાબતોનું જ્ઞાન થયેલું તે બધું કાંઇ સ્થૂળ ભાષામાં મૂકી શકાય નહિજ અને તેને ઝીલનાર પણ તેમના જેવા અધિકારી હોય તોજ ઝીલી શકે. માટે આ પુસ્તકમાં લખ્યું છે તેટલુંજ જ્ઞાન મળ્યું હશે એમ ન સમજવું.

હવે આ દિવ્ય રાત્રિના ચોથા અને છેલ્લા પ્રહરમાં બુદ્ધ ભગવાને ચાર ઉમદા સત્યો શોધી કાઢયાં. દુઃખ છે, દુઃખનું કારણ છે, દુઃખનો નાશ છે અને તે નાશ કરવાના ઉપાયો પણ છે.

બીજા દિવસનો પ્રાતઃકાળ થતાં પહેલાં શાકય મુનિના મનનાં દ્વાર પૂરી રીતે વિકસેલા કમળની માફક ખુલ્લાં થઇ ગયાં! શાકય મુનિ ‘બુદ્ધ’ થયા; જગદુદ્ધારક મહાપુરુષ વિજયવંત થયા, સર્વજ્ઞ થયા, ત્રિકાળજ્ઞાની થયા, સત્યનો પ્રકાશ અનુભવવાની વચમાં આવતાં આવરણોથી મુક્ત થયા!

જે સમયે શાકય મુનિ ‘બુદ્ધ’ થયા તે સમયે આખા વિશ્વની કેવી સ્થિતિ થઇ, તેનું વર્ણન કરતાં અહંત્ અશ્વઘોષ જણાવે છે કે, “આખું વિશ્વ આજે શાંત અને પ્રકાશમાન હતું. સઘળા દેવો, નાગરાજાઓ અને બીજા દિવ્ય શક્તિધારકો આકાશમાં દિવ્ય દુંદુભિ વગાડવા લાગ્યા અને તેઓના નિયમો પ્રમાણે પુષ્પ વગેરેની વૃષ્ટિ કરવા લાગ્યા. પ્રાણીઓ પરસ્પર વિરોધ ભૂલી શાંતિમાં રહેવા લાગ્યાં. તે વખત ભય અને ત્રાસ તદ્દન અદૃશ્ય થયા. કોઇનામાં દ્વેષનો વિચાર રહ્યો નહિ. દુઃખ અને ગરીબાઇ ઓછાં થવા લાગ્યાં. જ્ઞાનનો સૂર્ય વિકસિત થવા લાગ્યો. દેવોને તે સમયે એટલો બધો આનંદ થયો કે, તેમના આનંદનો પડઘો મનુષ્યોએ ઝીલ્યો અને મનુષ્યો પણ આનંદસાગરમાં ડૂબવા લાગ્યાં. તે પ્રાતઃકાળમાં એટલી બધી શાંતિ આખા વિશ્વમાં વ્યાપી રહી કે, કસાઇએ પોતાનો છરો સંતાડયો; ચોરે પોતાની લૂંટ પાછી મૂકી; વેપારીને દગો કરવા તરફ અભાવ થયો; ક્રૂર હૃદયો નમ્ર બન્યાં અને નમ્ર હૃદયવાળા વિશેષ નમ્ર બન્યા; લડવાને તૈયાર થયેલા રાજાઓએ શાંતિનું કહેણુ મોકલ્યું; માંદા મનુષ્યો હસતા હસતા પથારીમાં કૂદી ઊભા થયા અને મરવાની તૈયારીવાળા મનુષ્યો પણ આ શુભ પ્રાતઃકાળ ઉદય થયો છે એ વિચારથી આનંદ પામ્યા. સિદ્ધાર્થ

કુમારની પથારી પાસે ઉદાસ ચહેરે બેઠેલી યશોધરાના હૃદયમાં પણ આનંદના ફુવારા ફૂટવા લાગ્યા. દેવોએ કહ્યું: "કામ પૂર્ણ થયું છે, કામ પૂર્ણ થયું છે!" અને એ શબ્દોના રણકારાએ જગતના લોકોને જણાવ્યું કે, "આજે મોટો ચમત્કારિક અને આનંદજનક બનાવ બનવા પામ્યો છે."

તે બોધિવૃક્ષ તળે બુદ્ધ ભગવાન સાત દિવસ ને સાત રાત્રિ સુધી જરા પણ હાલ્યાચાલ્યા સિવાય ધ્યાનગ્રસ્ત દશામાં સ્થિર બેસી રહ્યા. તેમનું મન શાંત હતું. કોઈ પણ પ્રકારની આશા–તૃષ્ણા હવે રહી ન હતી. જે પ્રાપ્ત કરવા યોગ્ય હતું તે મળી ચૂક્યું હતું અને તેમના જીવનનો ઉચ્ચમાં ઉચ્ચ જે ઉદ્દેશ હતો તે પણ આજે પૂર્ણ થયો હતો. તે વખતે પ્રથમ તેમના મુખમાંથી આ ઉદ્ગાર નીકળ્યા:

"હું લાંબા વખતથી આ શરીરરૂપી ઘરમાં કેદ પુરાયો છું. આ દુઃખરૂપ કેદખાનું બનાવનારને હું હમેશ શોધતો હતો; મારો પ્રયત્ન મહાન હતો, પણ અત્યાર સુધી તે વૃથા ગયો હતો. પરંતુ આજે તો, હે શરીરને રચનાર! આજે તો મેં તને ઓળખી કાઢ્યો છે. આ દુઃખરૂપી દીવાલો તું કદાપિ ફરીથી ઊભી કરી શકીશ નહિ. આજે આ તારું ઘર ભાગી ગયું છે. તેના પાયા જડમૂળથી ઊખડી ગયા છે. અવિદ્યાએ બાંધેલું ઘર જ્ઞાનથી વિલય થયું છે. હવે હું તે ઘરમાંથી મુક્તિ તરફ ચાલ્યો જાઉં છું."





# प्रकरण ९ मुं–धर्मप्रचार (धर्मचक्र प्रवर्तन)

બુદ્ધ ભગવાને હવે આખા વિશ્વ તરફ દૃષ્ટિ ફેરવી અને તેમને આખું વિશ્વ દુઃખના મહાસાગરમાં ડૂબેલું જણાયું. આથી તેમનો દયામય જાતિસ્વભાવ પૂર્ણ જોસમાં સ્ફુરી નીકળ્યો. આ સદ્‌જ્ઞાનથી લોકોનું કલ્યાણ કરવાની સ્વાભાવિક વૃત્તિ પણ થઈ. જગતના નિષ્કારણ બંધુ એવા બુદ્ધ ભગવાનને, આ જગતનું અજ્ઞાનરૂપી અંધકાર દૂર કરી જ્ઞાનપ્રકાશ આપવા સિવાય બીજું શું સૂઝે ? આ સર્વ દુઃખનો સંહાર કરનાર ધર્મ ફેલાવવાની ભાવના વ્યાપી રહી, પણ આંજુબાજુના લોકોની સ્થિતિ જોઈ તેમણે વિચાર્યું કે, લોકો પ્રાયશ્ચિત્ત, બલિદાન, ક્રિયાકાંડ અને મંત્રતંત્રમાં આસક્ત થયેલા છે, તેઓ શું આત્મસંયમ અને ભૂતદયા ઉપર રચાયેલા આ ધર્મને અંગીકાર કરશે ? મનુષ્યો આ ધર્મનું માહાત્મ્ય સમજશે કે નહિ તેવો પ્રશ્ન ઊઠ્યો. પણ બુદ્ધ ભગવાનની દયા અનુપમ હતી. નરનારીનું અને પશુપંખીઓનું દુઃખ વિચારી છેવટે ધર્મનો બોધ કરવાના નિશ્ચય ઉપર તે આવ્યા.

પ્રથમ તો પોતાના પ્રાચીનગુરુ આરાડકાલામને નવા ધર્મમાં દીક્ષિત કરવાનો નિશ્ચય કર્યો; પરંતુ તે તો આ લોક છોડી ગયા છે, એમ સાંભળી ઉદ્રક રામપુત્ર પાસે પોતાનો ઉપદેશ કરવા ઇચ્છયું. પણ તે પણ આ લોકમાં નથી, એવા સમાચાર મળવાથી પ્રથમના

પોતાના પાંચ સહાધ્યાયીને આ નવા સત્યનો બોધ આપવાનું ધારી કાશીથી ઉત્તરે ત્રણ માઇલ ઉપર આવેલા મૃગદાવ× તરફ બુદ્ધ ભગવાન ચાલ્યા. કાશી તરફ જતાં ઉપક નામના એક દિગંબર જૈનસાધુ બુદ્ધ ભગવાનને મળ્યા. તે બુદ્ધ ભગવાનની અપૂર્વ કાંતિ અને આનંદિત મુખ જોઈ ચકિત થયા અને પૂછવા લાગ્યા: "તમારા ગુરુ કોણ છે? તમે કોને હાથે દીક્ષા લીધી?"

બુદ્ધ ભગવાને જવાબ આપ્યો: "મારો કોઇ ગુરુ નથી, મને શાંતિ મળી છે. ધર્મનું સામ્રાજ્ય સ્થાપન કરવાને હું કાશી તરફ જાઉં છું. જેઓ પાપ અને મૃત્યુનાં અંધકારમાં દટાયલા છે, તેમને માટે હું ત્યાં જીવનનો દીપક પ્રકટાવીશ."

ઉપકે પૂછ્યું: "શું તમે આખા જગતને જીતનાર 'જીન છો?" બુદ્ધ ભગવાને જવાબ આપ્યો: "જેઓએ આત્મા અને મનોવિકારો ઉપર જય મેળવ્યો છે તેઓ 'જીન' છે. જેઓ વિકારોને જીતે છે અને પાપથી દૂર રહે છે, તેઓજ ખરા 'જીતનારા' છે. મેં 'હુંપણા' પર જય મેળવ્યો છે અને સઘળાં પાપોનો નાશ કર્યો છે; એ અપેક્ષાએ મને 'જીન' કહેતા હો તો હા, હું 'જીન'જ છું."

પછી તે કાશી ગયા, જ્યાં મૃગવન(અપરનામ ઇસીપટન)માં કોંડાયન અને તેના ચાર સોબતીઓને જોયા. તેઓએ બુદ્ધ ભગવાનને પોતાની તરફ આવતા જોઈ પરસ્પર વિચાર કર્યો કે, "આ મનુષ્યે વ્રતભંગ કર્યો છે, માટે તેને ગુરુ તરીકે સંમાન આપવું નહિ અને તેનું નામ દઇને બોલાવશો. તે આવે ત્યારે આપણે ઊભા થવું નહિ, તેને નમસ્કાર કરવા નહિ અને તેનો આદરસત્કાર કરવો નહિ." આ પ્રમાણે પરસ્પર વિચાર કરીને તેઓ પોતપોતાના આસને

× આ જગાએ ઇ. પૂ. ત્રણસો વર્ષ ઉપર અશોકે એક મંદિર બનાવ્યું હતું. હાલ તેનાં ભાગેલાં ખંડેરો જણાય છે. એ જગ્યાને હાલ સારનાથ કહે છે.

બેઠા. હવે બુદ્ધ ભગવાન ધીમેથી તેમના તરફ આવવા લાગ્યા. આ પાંચે જણ પોતાની પ્રતિજ્ઞા વિરુદ્ધ એકાએક ઊભા થયા અને તેમને આસન આપ્યું, વંદન કર્યું અને ગુરુને યોગ્ય સર્વ પ્રકારનું સંમાન આપ્યું; પણ તે બુદ્ધ ભગવાનને તેઓએ ગોતમ કહીને બોલાવ્યા. તે સમયે બુદ્ધ ભગવાને તેમને કહ્યું: " મારા ખાનગી નામથી મને બોલાવતા નહિ; જે 'અર્હંત્' થયા હોય તેમને ખાનગી નામથી બોલાવવા તે અસભ્ય કહેવાય. લોકો મને માન આપે કે ન આપે તે બાબત મારું મન ઉદાસીન છે, અર્થાત્ મને તેવી બાબતની કાળજીજ નથી; પણ જે મનુષ્ય સર્વ જીવો ઉપર સમભાવદૃષ્ટિથી જુએ છે, તેને તેના ખાનગી નામથી બોલાવવો તે લોકોને માટે સભ્ય ગણાય નહિ. બુદ્ધો આખા વિશ્વના ઉદ્ધારનો માર્ગ દર્શાવે છે, માટે જેવી રીતે બાળકો પોતાના પિતાને માન આપે છે, તેવી રીતે બુદ્ધોને માન આપવું જોઇએ." એમ કહી બુદ્ધ ભગવાને પૂર્ણ અનુકંપાબુદ્ધિથી આ પાંચ શિષ્યોને ઘણો બોધ આપ્યો; પણ અભિમાન અને અજ્ઞાનને લીધે તેઓએ તે ઉપદેશ લક્ષમાં લીધો નહિ. તેઓએ કહ્યું કે, " પ્રથમ તમે તપશ્ચર્યા કરતા હતા, પણ પાછળથી તે મૂકી દીધી; તો પછી મન, વચન અને શરીર ઉપર સંયમ રાખ્યા સિવાય તમે કેવી રીતે 'બુદ્ધ' થયા?" બુદ્ધ ભગવાને શિષ્યોની આશંકા દૂર કરવા આ પ્રશ્નનો લાંબો જવાબ આપ્યો. આ જવાબ એજ બુદ્ધદશા પ્રાપ્ત થયા પછી કરાયલો પહેલવહેલો ઉપદેશ હતો. તેમણે શાંતિથી જવાબ વાળ્યો: " હે સત્યશોધકો! આ વિશ્વમાં બે માર્ગ છે. કેટલાક કેવળ તપશ્ચર્યા કરી શરીરને સૂકવી નાખે છે અને ખરું કહીએ તો શરીરને મારી નાખે છે; જ્યારે બીજા કેટલાક ખાન-પાનમાં અને ઇન્દ્રિયોના વિલાસના ઉપભોગમાં મગ્ન રહે છે. આ બન્ને માર્ગ સદ્જ્ઞાનનો અભાવ સૂચવે છે અને આ માર્ગથી કદાપિ મુક્તિ મળી શકે નહિ. શરીરથી જીર્ણ બનેલો ભક્ત શરીરને વિશેષ

કષ્ટ આપે છે અને તેથી તેનું મગજ પણ નિર્બળ બને છે, જેથી તેના વિચારો ગૂંચવણભરેલા થાય છે. આથી તેને સાંસારિક બાબતોનું પણ જ્ઞાન મળતું નથી; તો પછી ઇન્દ્રિયો પર જય મેળવવાનું જ્ઞાન તો ક્યાંથીજ મળે? જે મનુષ્ય જળના દીપકથી અંધકારનો નાશ કરવા મથે છે, તે કદાપિ ફતેહમંદ થતો નથી; તેજ રીતે ઘસાઈ ગયેલા શરીરથી જ્ઞાનદીપક પ્રકટાવવા ઇચ્છનાર પણ વિજયવંત થતો નથી; તેમજ તેનું અજ્ઞાન પણ નાશ પામતું નથી. જ્ઞાન મેળવવામાં આ તપશ્ચર્યા એ કાંઇ એકનું એકજ સાધન નથી પણ આ સાથે એ પણ સ્મરણમાં રાખવું જોઇએ કે ઇન્દ્રિયોના વિષયોમાં તલ્લીન રહેવું તે પણ ખોટું છે. જ્ઞાનના પ્રકાશ સામે આ એક મોટી આડી દીવાલ છે. વિષયી મનુષ્ય સૂત્ર કે શાસ્ત્ર પણ ન સમજી શકે તો દુર્જય તૃષ્ણાનો નાશ કરવાનો માર્ગ તો સમજેજ ક્યાંથી? કોઇ અજીર્ણના રોગથી પીડાતો મનુષ્ય દુઃખ મટાડવા ન પચે તેવો ખોરાક ખાય છે અને પોતાના દુઃખમાં ઉમેરો કરે છે, તેવી રીતે વિષયોના ઉપભોગથી વિષયનો નાશ કરવા ઇચ્છનાર પણ તેવાજ પ્રકારની ભૂલ કરી વિશેષ દુઃખી થાય છે. આ બન્ને એકદેશીય માર્ગનો ત્યાગ કરી મેં મધ્યમ માર્ગ ગ્રહણ કર્યો છે. આથી સર્વ દુઃખનો અંત આવે છે અને પરમ શાંતિ મળે છે. આથી સઘળું અજ્ઞાન નાશ પામે છે અને સૂર્ય કરતાં પણ અધિક પ્રકાશવાળું જ્ઞાન સ્ફુરી નીકળે છે. જન્મમરણના ચક્રમાંથી મુક્ત થવાને મેં ઉમદા અષ્ટવિધ માર્ગ શોધ્યો છે. સદ્‌શ્રદ્ધા, સદ્‌વિચાર, સદ્‌વચન, સદ્‌વર્તન, ગુજરાનનાં સદ્‌સાધનો, સદ્‌ઉદ્યમ, સત્‌સ્મૃતિ અને સત્‌સમાધિ એ આઠ પ્રકારે ધર્મ થાય છે. જેઓ આ માર્ગ અંગીકાર કરે છે, તેઓ દુઃખના પાશમાંથી હમેશને માટે છૂટા થાય છે. તૃષ્ણાનો અંત આણવાને આ માર્ગ જેવો બીજો કોઇ ઉત્તમ માર્ગ નથી. જે ચાર મહાન સત્યો આખા જગતે જાણવા યોગ્ય

છે તે આ છેઃ–દુઃખ છે, દુઃખનું કારણ છે, દુઃખનો નાશ થઇ શકે છે, અને નાશ કરવાનાં સાધનો છે. જરા, વ્યાધિ અને મરણ દુઃખરૂપ છે. જીવનતૃષ્ણા અને ઇન્દ્રિયજન્ય તૃષ્ણા એ દુઃખનાં કારણો છે. આ તૃષ્ણાનો નાશ કર્યાથીજ દુઃખનો નાશ થાય છે અને તે તૃષ્ણાનો નાશ કરવાનો ઉપર જણાવેલો અષ્ટવિધ માર્ગ છે. આ ચાર ઉમદા સત્યો ગુરુના ઉપદેશથી અથવા શાસ્ત્રશ્રવણથી જાણવામાં આવ્યાં નથી, પણ તેનો અનુભવ થયો છે; તેનું દર્શન થયું છે.*" આ ધર્મોપદેશ સાંભળીને કૌંડાયનનાં જ્ઞાનચક્ષુ ખૂલ્યાં. મહાન સત્યોનું તેને દર્શન થયું, તેના સઘળા સંશયો નાશ પામ્યા અને તે બુદ્ધ ભગવાનનો પ્રથમ શિષ્ય થયો. જ્યારે કૌંડાયનને શિષ્ય થયેલો જોયો અને તેના મુખ પર આ નવીન ધર્મ જાણવાથી આવેલો પ્રકાશ તથા આનંદ જોયો, ત્યારે ધીમે ધીમે તેના બીજા ચાર સોબતીઓ ભદ્ર, મહાનામ, અશ્વજિત અને વાશ્પ પણ બુદ્ધ ભગવાનના શિષ્યો થયા. આ પાંચે શિષ્યો મહા પ્રતાપી નીવડ્યા. આ વખતે કાશીના એક સદ્‌ગૃહસ્થનો પુત્ર સંસારથી વૈરાગ્ય પામી રાત્રે ઘરમાંથી નાસી જતો હતો. તે બોલતો હતો કે "અફસોસ! અફસોસ! આ જગતમાં કેટલી મોટી દુઃખની પરંપરા છે!" બુદ્ધ ભગવાન, જે રાત્રે પણ જાગતા હતા, તેઓ બોલી ઊઠ્યાઃ "દુઃખ શું ? અહીં આવ, અહીં વિશ્રાંતિની જગ્યા છે – અહીં દુઃખમાંથી મુક્ત થઇ નિર્વાણ પદે પહોંચવાનો માર્ગ છે." તે તેમની પાસે ગયો અને આ તથાગતના મુખનો ઉપદેશ સાંભળી શાંતિ પામ્યો. તે જ્યારે રાત્રે ઘરમાંથી બહાર નીકળ્યો, ત્યારે તેણે જે આભૂષણો પહેર્યાં હતાં, તે બધાં શરીર પરજ હતાં, પણ તેનું મન

* બુદ્ધ ભગવાનના આ પ્રથમ વ્યાખ્યાનને 'ધર્મચક્રપ્રવર્તન'નું નામ શાસ્ત્રકારોએ આપેલું છે. સદ્‌ધર્મના ચક્રને ગતિમાં મૂકવાથી તે નામ યથાર્થ છે.

અત્યારે આ ઉપદેશ સાંભળી ખરેખરું તૃષ્ણાના પાશથી છૂટું બનેલું હતું. બીજા ભવમાં વાવેલા પુણ્યના ફળરૂપે તે થોડા સમયમાં અર્હંતદશા પામ્યો અને ધર્મ સાંભળતાંજ તે સમજી ગયો. તેણે બુદ્ધનો ધર્મ સ્વીકાર્યો, પણ તેના શરીર પર હજુ આભૂષણો હતાં તેથી તે શરમાયો. બુદ્ધ ભગવાન તેના મનનો આશય સમજી ગયા અને તેને આ પ્રમાણે કહ્યું. "મનુષ્યે આભૂષણો પહેર્યાં હોય, છતાં સઘળા જીવો ઉપર સમભાવવૃત્તિ રાખીને તેના હૃદયે ઇન્દ્રિયો પર જય મેળવ્યો હોય તો તે શ્રમણ બની શકે છે. આવી સ્થિતિમાં બાહ્ય દેખાવને લીધે ધર્મમાં અસર થતી નથી અને શરીર શ્રમણનો વેશ ધારણ કરે, છતાં હૃદય સાંસારિક વિચારોમાં લીન હોય એ પણ બનવા જોગ છે. મનુષ્ય જંગલમાં રહે છે, છતાં જો દુનિયાની વસ્તુઓની ઇચ્છા કર્યા કરે તો તે સંસારીજ છે. વેશ સંસારી હોય છતાં તેનું મન ઉચ્ચ વિચારોમાં રમતું પણ હોય. 'હુંપણાનો' વિચાર દૂર કરવામાં આવે ત્યાં સંસારી તેમજ શ્રમણ બન્ને એકસરખા છે. પણ જો હૃદય વાસનાઓથી લપટાયેલું હોય તો બાહ્ય ફેરફારથી લાભ શો? જે લશ્કરી ચાંદ પહેરે છે, તે એમ સૂચવે છે કે તેણે શત્રુઓને હરાવ્યા છે, તેમ જે શ્રમણનો વેશ પહેરે છે તેણે પણ દુઃખરૂપ શત્રુને હરાવેલો હોવો જોઈએ." આ શબ્દો બોલીને બુદ્ધ ભગવાને તેને દીક્ષા લેવા સૂચવ્યું. તરતજ તેનાં આભૂષણો વગેરે બદલાઈ ગયાં અને અંદરથી જેવો તે શ્રમણ હતો તેવો બહારથી પણ થઇ ગયો.

આ યશને તેની જુવાનીના વખતમાં ચોપન હલકા મિત્રો હતા. તેઓએ યશને શ્રમણના વેશમાં જોયો ત્યારે તેઓ પોતાના દુર્ગુણોનો ત્યાગ કરીને ધીમે ધીમે બુદ્ધના શિષ્યો થયા અને જ્ઞાન મેળવવા લાગ્યા. જ્યારે વર્ષાઋતુ પૂરી થઇ અને જુદે જુદે સ્થળે વિચરવાનો સમય આવ્યો, ત્યારે બુદ્ધ ભગવાને આ સાઠ શિષ્યો

એકઠા કરીને આ પ્રમાણે ઉપદેશ આપ્યો: "હે ભિક્ષુકો! તમે જન્મમરણના ચક્રમાંથી મુક્ત થવાનો માર્ગ જાણ્યો છે; નિર્વાણ સુધી વહેતા ઝરામાં તમે પગ મૂક્યો છે. તમે હવે કલ્યાણને સારુ વિશ્વ તરફની દયા ખાતર, દેવતાઓ અને મનુષ્યોના લાભ માટે દેશેદેશ વિચરો! હે ભિક્ષુકો! જે સિદ્ધાંત આદિમાં પ્રકાશિત છે, મધ્યમાં પ્રકાશિત છે અને અંતમાં પણ પ્રકાશિત છે, તેનો ઉપદેશ કરો! પરમ પવિત્ર અને સંપૂર્ણ શુદ્ધ જીવન ગાળવાને લોકોને જણાવો. એવા ઘણાએક પુરુષો છે કે જેમનાં જ્ઞાનચક્ષુ ઉપર થોડુંજ અંધકારનું પડળ રહ્યું છે, પણ જો તેમને આ ઉત્તમ સિદ્ધાંતનો ઉપદેશ ન આપવામાં આવે તો તેઓ રક્ષણ કરનારા જ્ઞાનથી બેનસીબ રહી જાય. તેવાઓ આ સિદ્ધાંત જાણવા–સમજવા પામે એટલા માટે તમે સર્વે જુદી જુદી દિશામાં કેવળ દયાભાવથી વિચરો, અને હું પણ ઉરુબિલ્વ જંગલ પાસે આવેલા સેનાની ગામ તરફ જાઉં છું."

આ શબ્દોથી ઉત્તેજિત થઈ તે સાઠ શિષ્યો જુદા જુદા દેશ તરફ ઉપદેશ આપવા નીકળી પડ્યા અને ઉરુબિલ્વના જંગલ તરફ બુદ્ધ ભગવાન ગયા. ત્યાં કાશ્યપ નામના પવિત્ર બ્રાહ્મણઋષિ પોતાના પાંચસો શિષ્યો સાથે રહેતા હતા, જેઓ અગ્નિહોત્ર આદિ ક્રિયાકાંડમાંજ મગ્ન રહેતા હતા. તેમને વેદસંબંધી જ્ઞાન પણ પુષ્કળ હતું, તેથી તે સઘળા પ્રદેશોમાં તેમની કીર્તિ વ્યાપી રહી હતી. બુદ્ધ ભગવાન તે મહાન ઋષિને સદ્બોધ આપવાના હેતુથી તેના નિવાસસ્થાન તરફ આવ્યા. આ ઋષિના આશ્રમની પાસે એક અગ્નિકુંડ હતો, જ્યાં પ્રચંડ શક્તિવાળો એક મહા નાગ રહેતો હતો. બુદ્ધ ભગવાને એક રાત્રિ પડી રહેવાની તે કાશ્યપ પાસે જગા માગી. ત્યારે કાશ્યપે જવાબ આપ્યો: "રાત્રે તમને પડી રહેવા આપવાને મારી પાસે જગા નથી; ફક્ત આ એક અગ્નિકુંડની જગા છે, જે

તદ્દન શીતળ અને રહેવાને વાસ્તે યોગ્ય છે, પણ એક ભયંકર સર્પ ત્યાં રહે છે, જે મનુષ્યોને તેની દૃષ્ટિમાંથી નીકળતી જ્વાળાના જોરથી મારી નાખે છે." બુદ્ધ ભગવાને જવાબ આપ્યોઃ "મને ત્યાંજ રહેવાની જગ્યા આપો; હું ત્યાંજ પડયો રહીશ." કાશ્યપ ઋષિએ ઘણી રીતે બુદ્ધ ભગવાનને સમજાવવા પ્રયત્ન કર્યો, પણ બુદ્ધ ભગવાને તો તે ને તેજ માગણી કરી. છેવટે કાશ્યપે કહ્યુંઃ "હું તકરાર કરવા માગતો નથી, મને તો ભય લાગે છે તેથી કહું છું, છતાં તમને જેમ યોગ્ય લાગે તેમ કરો." બુદ્ધ ભગવાન તે અગ્નિકુંડવાળી જગ્યામાં ગયા અને ધ્યાન કરવા બેઠા. તે વિકરાળ નાગે બુદ્ધ ભગવાનને જોઇને પોતાનું સઘળું બળ અજમાવ્યું અને તેની દૃષ્ટિમાંથી વિષ કાઢયું તેમજ મુખમાંથી અગ્નિની જ્વાળાઓ બહાર ફેંકી, પણ બુદ્ધ ભગવાનને એથી બિલકુલ અસર થઇ નહિ. અગ્નિએ ચારે પાસે પોતાનું કામ કર્યું અને સઘળું મકાન બળી ગયું. જેમ કલ્પાંત કાલના અગ્નિની વચમાં બ્રહ્મા સ્થિર અને અચળ રહે છે, તેમ આ ચારે પાસે નીકળતી અગ્નિની જ્વાળામાં બુદ્ધ ભગવાન સ્થિર અને અડગ રહ્યા. જ્યારે નાગે બુદ્ધ ભગવાનના મુખ પર પરમ શાંતિ જોઇ અને આ જ્વાળાઓથી પણ તેમને અસર ન થયેલી જોઇ, ત્યારે તે નાગ શાંત થયો, તેણે પશ્ચાત્તાપથી પોતાનું માથું નમાવ્યું અને વંદન કર્યું.

આ તરફ કાશ્યપ ઋષિ જ્વાળાઓથી લાગેલી આગને જોઇને ચિંતા કરવા લાગ્યા કે, સાંજે આવેલો પ્રતાપી પુરુષ જરૂર બળી ગયો. પ્રાતઃકાળમાં તે ઋષિ અને તેમના શિષ્યો તે જગ્યા ઉપર આવ્યા, જ્યાં તેમણે બુદ્ધ ભગવાનને સમાધિમાં બેઠેલા જોઇ અને તે પ્રચંડ શક્તિવાળા નાગને પાત્રમાં રમતો જોઇ અત્યંત સાનંદાશ્ચર્ય અનુભવ્યું અને તેઓ બુદ્ધ ભગવાનની શક્તિનાં વખાણ કરવા લાગ્યા. તથાપિ 'હું સર્વનો પ્રભુ છું, અને સર્વ જાણું છું' એવો કાશ્યપ

ઋષિનો અહંકાર દૂર ન થયો. બુદ્ધ ભગવાન કેટલાક સમય સુધી ત્યાં રહ્યા અને ધીમે ધીમે પોતાના જ્ઞાનબળથી તેના વિચારોને ફેરવી શકયા એટલે તેનો સર્વજ્ઞપણાનો મદ ટળી ગયો અને બુદ્ધ ભગવાનરૂપ સૂર્ય આગળ પોતે ખદ્યોતસમાન છે, એમ તેને લાગવા માંડયું. બુદ્ધ ભગવાનનાં ઉપદેશેલાં સત્યોમાં શ્રદ્ધા થવાથી અંતે તે શિષ્ય થયો અને તેની સાથે તેના પાંચસો શિષ્યો પણ બુદ્ધના સાધુ થયા. કાશ્યપ ઋષિએ તે પછી પોતાનો સઘળો સરસામાન અને યજ્ઞનિમિત્તનાં વાસણો વગેરે પાસે વહેતી નદીમાં ફેંકી દીધાં, જે નદીના જળમાં તરવા લાગ્યાં. આ બધો બનાવ જોઇને તે નદીના મુખ તરફ રહેતા તે કાશ્યપ ઋષિના બે ભાઇઓ જેમનાં નામ નાદીકાશ્યપ અને ગયાકાશ્યપ હતાં–તેમણે ધાર્યું કે કાંઈ અવનવો બનાવ બનવા પામ્યો છે. તેથી તે બન્ને ભાઇઓ પોતપોતાના પાંચસો શિષ્યો સાથે ઉરુબિલ્વના જંગલમાં પોતાના ભાઇને શોધવા આવ્યા. તેઓએ પોતાના ભાઇને શ્રમણના વેશમાં જોયો. અપૂર્વ જ્ઞાન અને અદ્ભુત સિદ્ધિઓ પામેલા પોતાના ભાઇને જોઈને તેઓને અનેક વિચારો સ્ફુર્યાઃ “મોટા ભાઈ ભૂલ તો ન કરે, પણ તેમની માફક આપણે પણ આ માર્ગ અંગીકાર કરવો કે કેમ એવો વિચાર કરતા હતા. તે વખતે બુદ્ધ ભગવાન ગયાની પાસે ગંધહસ્તી પર્વત પર બેઠેલા હતા. રાજગૃહ તરફ જવાની ખીણ તેમની નજર આગળ દેખાતી હતી, તેવામાં સામેની ટેકરી ઉપર અગ્નિ પ્રકટ્યો. આ પ્રસંગનો લાભ લઈ બુદ્ધ ભગવાને તે ત્રણ ભાઇઓ અને તેમના દરેકના પાંચસો શિષ્યોને અગ્નિનો વિષય લઈ આ પ્રમાણે બોધ આપ્યો.

“મનુષ્ય જ્યાંસુધી અવિદ્યામાં ભમે છે, ત્યાંસુધી તે બાહ્ય વસ્તુના સંસર્ગથી હૃદયમાં ઉત્પન્ન થતા વિકારોરૂપી અગ્નિથી આ વનની માફક બળે છે. પાંચ ઇન્દ્રિયો અને હૃદયદ્વારા બાહ્ય વસ્તુ-

ઓ મનુષ્યને અસર કરે છે. આંખ બાહ્ય વસ્તુ જુએ છે, તે જોવાથી સુખ, દુઃખ ઊપજે છે. હૃદયમાં કામ, ક્રોધ, લોભ વગેરેરૂપ અગ્નિ બળી રહેલો હોય છે, તે અગ્નિને બાહ્ય વસ્તુના સંસર્ગરૂપ વેદનથી લાકડાં મળે છે. આંખની માફક બીજી ઇન્દ્રિયોનો પણ જ્યારે પદાર્થો સાથે સંસર્ગ થાય છે, ત્યારે આવુંજ પરિણામ આવે છે. પણ હે કાશ્યપ ! જેઓ આ આત્મસંયમનો ધર્મ જેનું પ્રવેશદ્વાર આત્મશુદ્ધિ છે અને જેનું લક્ષ્ય વિશુદ્ધ પ્રેમ છે તે ધર્મ–ને પાળે છે, તેઓ જ્ઞાની બને છે. દુઃખનું મૂળ જે તૃષ્ણા તેનો આ રીતે અંત છે. તેઓ મેળવેલા જ્ઞાનબળથી વહેલા કે મોડા મુક્તિનિર્વાણ મેળવી શકે છે. ફરીથી જન્મ લેવાના દુઃખમાંથી તેઓ છૂટે છે, તેઓને જ્ઞાતિબંધન કે ક્રિયાકાંડ કે યજ્ઞયાગાદિના નિયમોની જરૂર રહેતી નથી; કારણ કે તેવા જ્ઞાનીઓ આ બંધનની પેલી પાર ગયેલા હોય છે.”

આ ઉપદેશ સાંભળી બે કાશ્યપભાઈઓ અને તેમના એક હજાર શિષ્યોને અપૂર્વ શાંતિ મળી અને તેઓ બૌદ્ધ મત અંગીકાર કરી શ્રમણ થયા. તે પછી બુદ્ધ ભગવાને આ સઘળા શિષ્યોને ઇન્દ્રિયશુદ્ધિના બીજા કેટલાક નિયમો શીખવ્યા અને પછી બુદ્ધ ભગવાન આ શિષ્યો સાથે રાજગૃહી તરફ જવા નીકળ્યા; કારણ કે મગધ દેશના રાજા બિંબિસારને બોધિજ્ઞાન મળ્યા પછી, મળવા આવવાનું બુદ્ધભગવાને આપેલું વચન તેમના સ્મરણ બહાર ન હતું. રાજગૃહીમાં આવીને બધા યષ્ટિવનમાં ઊતર્યા.

બિંબિસારને આ વાતની જ્યારે ખબર પડી, ત્યારે તે પોતાના અનેક સામંતો, અમલદારો અને રાજકુટુંબ સાથે તેમના દર્શનાર્થે ગયો. રાજાએ બુદ્ધ ભગવાનને દૂરથી જોયા એટલે રથમાંથી ઊતર્યો અને પગે ચાલતો ગયો. તે રાજાએ મનથી વિચાર્યું કે, આ ત્રણ કાશ્યપભાઈઓને જેમણે પોતાના શિષ્યો બનાવી લીધા

એવા આ પુરુષની શક્તિ કેટલી અગાધ હશે?" રાજાના મનના વિચાર જાણી લઈને બુદ્ધ ભગવાને કાશ્યપને પૂછયું: "તમે અગ્નિની પૂજા કરવાનું છોડી દીધું તેથી તમને શો લાભ થયો?" આ શબ્દો સાંભળીને શ્રમણ કાશ્યપ ઊભા થયા અને પોતાના ગુરુને હાથ જોડી વંદન કરી આ પ્રમાણે કહેવા લાગ્યાઃ "હે ગુરો! આ અગ્નિહોત્ર કરવાથી જન્મમરણ અને તેનેજ લગતાં દુઃખોનાં ચક્રમાં હું પડ્યો હતો. મેં મારી શક્તિ પ્રમાણે અગ્નિહોત્ર વગેરે કર્યાં છે અને તે દ્વારા મેં ઇચ્છાઓનો નાશ કરવા પ્રયત્ન કર્યો, પણ તેથી ઊલટી ઇચ્છાઓ તો વૃદ્ધિ પામતી ગઈ; તેટલા માટે મેં તેનો ત્યાગ કર્યો છે. અગ્નિમાં બલિદાન આપવાથી જન્મથી છુટકારો મળ્યો નહિ અને જન્મની સાથે તેને લગતાં દુઃખોથી પણ મુક્તિ મળી નહિ, તેથી મેં બલિદાન વગેરેનો ત્યાગ કર્યો છે. હું શરીરને કષ્ટ આપવામાં 'એક્કો' હતો અને હું તે કામમાં સૌથી શ્રેષ્ઠ ગણાતો, છતાં મને પરમ જ્ઞાન મળ્યું નહિ. તેટલા માટે તે માર્ગ છોડી દઈને નિર્વાણનો-શાંતિનો માર્ગ મેં શોધ્યો છે. જન્મ, જરા, રોગ અને મરણમાંથી છોડાવનારું સત્ય મને હવે જડયું છે અને તેટલા વાસ્તે અગ્નિહોત્ર આદિ ક્રિયાઓ મેં તજી છે."

તે પછી શ્રમણ કાશ્યપ પોતે યોગબળથી મેળવેલી કેટલીક સિદ્ધિઓ બતાવે છે અને હવે લોકોનાં મન ધર્મ સાંભળવાને બરાબર યોગ્ય થયાં છે એમ જાણી બુદ્ધ ભગવાન અહંતાનો ત્યાગ કરવાનો ઉપદેશ આપે છે અને છેવટે ચાર મહાન સત્યો સરલ રીતે સમજાવે છે. આ વ્યાખ્યાનની એટલી બધી પ્રબળ અસર થાય છે કે, બિંબિસાર પોતાને બૌદ્ધધર્માનુયાયી તરીકે જાહેર કરે છે. મહાન કાશ્યપ બુદ્ધ ભગવાનના શિષ્ય થયા છે અને 'બિંબિસાર રાજાએ પણ તે બૌદ્ધધર્મ સ્વીકાર્યો છે' એ વાતની ખબર પડતાં બીજે દિવસે લોકોનાં ટોળેટોળાં બુદ્ધ ભગવાનને જોવાને અને નવો ધર્મ શું છે

તે સાંભળવાને ઉત્કંઠા સહિત આવવા લાગ્યાં. જ્યારે મધ્યાહ્ન કાળે બુદ્ધ ભગવાન રાજગૃહી નગરમાં ભિક્ષા અર્થે આવ્યા, ત્યારે તે નગરના લોકો ટોળાબંધ તેમની પાછળ ભમવા લાગ્યા.

રાજાએ ઘણી ભક્તિ દેખાડી અને કહ્યું કે, "યષ્ટિવન, નગરથી દૂર છે, માટે આ પાસે આવેલા વેણુવનમાં આપ પધારો તો ઘણું સારું."

આ ઉપરથી બુદ્ધ ભગવાન પોતાના શિષ્યો સાથે વેણુવનમાં રહેવા આવ્યા. આ વેણુવનમાં તેમણે ઘણા ચાતુર્માસ ગાળ્યા હતા અને ઘણાં સૂત્રો પણ આજ સ્થળે આપ્યાં હતાં.

આ રાજગૃહીમાં બુદ્ધ ભગવાન રહ્યા તે દરમિયાન સારીપુત્ર, મૌદ્ગલાયન અને મૈત્રેયાણીપુત્ર નામના ત્રણ પ્રસિદ્ધ શિષ્યો તેમણે મેળવ્યા. એક દિવસ ભિક્ષાર્થે અશ્વજિત રાજગૃહી નગરમાં ફરતા હતા. તે અતિ સ્વરૂપવાન હતા અને તેમની ચાલવાની રીત પણ સામા મનુષ્યનું મન હરણ કરે તેવી હતી. હવે સારીપુત્ર, જે કપિલ નામના ઋષિનો શિષ્ય હતો, તેણે આ અશ્વજિતનું સૌંદર્ય અને ઉમદા દેખાવ જોઇને પૂછ્યું: "તમારા ગુરુ કોણ છે? અને તમે કયો ધર્મ પાળો છો? આ પ્રશ્નોનો જવાબ આપી મારી શંકા દૂર કરો." અશ્વજિતે જવાબ આપ્યો: "બુદ્ધ ભગવાન મારા ગુરુ છે. હું આ ધર્મમાં થોડા સમયથી દાખલ થયેલો છું. જ્ઞાનનો સૂર્ય થોડાજ સમયથી ઊગેલો છે, તેથી હું મહાન ગુરુનો ઉપદેશ શી રીતે સમજાવી શકું? છતાં મારા અલ્પ જ્ઞાન પ્રમાણે જણાવું છું કે, જે જે વસ્તુઓ છે, તે સર્વનું કારણ હોય છે. જન્મ, મરણનું પણ કારણ છે અને તે કારણ ચાર ઉમદા સત્યો અને અષ્ટવિધ માર્ગથી દૂર થઇ શકે છે." એમ કહી ટૂંકમાં તે ઉમદા સત્યો અને માર્ગનો ઉપદેશ કર્યો, જે સાંભળવાથી બૌદ્ધધર્મ પર તેની આસ્થા થઈ અને તે પોતાના મિત્ર મૌદ્ગલાયન પાસે ગયો. મૌદ્ગલાયન

પણ સારીપુત્રની માફક મોટો પંડિત ગણાતો હતો અને તે બન્નેને અનેક શિષ્યો હતા. તે બન્ને જણ બુદ્ધ ભગવાન પાસે ગયા, તેમનો શાંતિભર્યો ઉપદેશ સાંભળ્યો અને બુદ્ધ, સંઘ અને ધર્મ, એ ત્રણ 'શરણ' લીધાં અને સંસારનો ત્યાગ કરી 'શ્રમણ' થયા.

શિવશંકર નામનો એક બ્રાહ્મણપુત્ર જે વંશપરંપરાથી આવેલી યજ્ઞક્રિયા અને તે નિમિત્તે થતાં પશુઓનાં બલિદાન વગેરેથી કંટાળ્યો હતો અને તેના કાકાના પુત્રે તથા તેની સ્ત્રીએ તેનું ઘણું નુકસાન કરેલું હોવાથી તેમના પર અપ્રીતિ રાખતો હતો, તે બુદ્ધ ભગવાનનો દયાનો અને ક્ષમાનો ઉપદેશ સાંભળી ક્ષમાવાન થયો અને બૌદ્ધધર્મની દીક્ષા લઇ બુદ્ધના બાર મુખ્ય શિષ્યોમાંનો એક થયો. શિવશંકરે દીક્ષા લેતી વખતે પોતાનું નામ બદલી મૈત્રેયાણીપુત્ર એવું નામ રાખ્યું. તેણે બુદ્ધ ભગવાનનો ઉપદેશ સાંભળી પોતાના જીવનની સઘળી હકીકત જણાવી અને હું દીક્ષા લેવાને તૈયાર છું એમ પણ નિવેદન કર્યું, ત્યારે બુદ્ધ ભગવાને પૂછ્યું: "શું તારા હૃદયમાં દ્વેષનો અંશ પણ રહ્યો નથી એવી તારી ખાતરી છે? તારા કાકાના પુત્રની સ્ત્રીએ તારા પુત્રનું ખૂન કર્યું હતું, તે બાબત પણ શું તું તારા મનથી તેને ક્ષમા આપે છે? સઘળા જીવો માટે તને દયાભાવ છે? તને નુકસાન કરનારાઓ તરફ પણ પ્રેમ સિવાય બીજી વૃત્તિ તારા હૃદયમાં ઉદ્ભવતી અટકાવવાને તું સમર્થ થયો છે?" તેણે જવાબ આપ્યો: "હે નાથ! ખરેખર તેમજ છે. મારા કાકાના છોકરાની સ્ત્રીએ મને નુકસાન કર્યું છે, તેને મેં ક્ષમા આપી છે, હું તે વાતને ભૂલી ગયો છું, હું તેને મારી સઘળી દોલત આપી દઉં છું; કારણ કે હવે મને તેની જરૂર નથી. મારા જીવનમાં હવે એકજ ભાવના છે અને તે ભાવના સિદ્ધ થતાં હજારો વર્ષ વીતી જશે તોપણ હું તે જ્યાંસુધી સિદ્ધ નહિ થાય ત્યાંસુધી પ્રયત્ન કર્યા કરીશ, એવી હે પ્રભો! તમારા ચરણકમળમાં નમીને પ્રતિજ્ઞા

કરું છું. જગતનો ઉદ્ધાર કરવાને, હે ગુરો! તમારી માફક મારી જાતને હું અર્પણ કરીશ; તમે મને દુઃખમાંથી મુક્ત કર્યો છે અને શાંતિ આપી છે, તે શાંતિ હું આખા વિશ્વને આપી શકું તેવી સ્થિતિ મેળવતાં સુધી હું પ્રયત્ન ચાલુ રાખીશ."

બુદ્ધ ભગવાને ઘણા પ્રેમપૂર્વક જણાવ્યું: "જેવું તું કહે છે તેવુંજ થશે. હું બુદ્ધ તરીકે તારી પ્રતિજ્ઞા સ્વીકારું છું અને તે પ્રતિજ્ઞાનો કદાપિ ભંગ થશે નહિ અને તે પ્રતિજ્ઞા સફળ થશે." બુદ્ધ ભગવાને તેના માથા પર હાથ મૂક્યો અને તે તેમના પગે પડ્યો તેમજ મૈત્રેયાણીપુત્ર (બીજું નામ મૈત્રેયબલદાસ) એવું નામ ધારણ કરી દીક્ષા લીધી અને શ્રમણ થયો.

આ વેણુવનમાં બુદ્ધ ભગવાન રહેતા હતા, તે સમયે મહાકાશ્યપ નામનો એક બ્રાહ્મણ સંન્યાસી તેમનો શિષ્ય થયો; આ મહાકાશ્યપે સત્ય શોધવાને જગતમાં કીમતી ગણાતી સર્વ વસ્તુઓનો ભોગ આપ્યો અને બુદ્ધ ભગવાનના નિર્વાણ પછી અજાતશત્રુ રાજાના આશ્રય તળે રાજગૃહીમાંજ એક મોટી સભા મેળવી બૌદ્ધધર્મનાં બધાં સૂત્રો બીજા ભિક્ષુકોની મદદથી એકઠાં કર્યાં હતાં.

સારીપુત્ર અને મૌદ્ગલાયન પાછળથી બૌદ્ધધર્મમાં દાખલ થયા. તેમને વિશેષ યોગ્ય જાણી જે પદવી બુદ્ધ ભગવાને સંઘમાં આપી તેથી આગળના શિષ્યો નારાજ થયા. આ વાતની બુદ્ધ ભગવાનને જ્યારે ખબર પડી, ત્યારે તેમણે બધા ભિક્ષુકોને એકઠા કરી કહ્યું: "હે ભિક્ષુકો! નિર્વાણ મેળવવાને માટે જે માર્ગો મેં કહ્યા છે, તે સ્મરણમાં રાખો; તમે બીજી બાબતો ભૂલી જાઓ, તોપણ ટૂંકમાં યાદ રાખજો કેઃ—

**सब्ब पापस्स अकरणम् कुसलस्स उपसम्पदा**
**सचित परियोदपणम् एतं बुद्धानुसासनम् ॥ धम्मपद ॥ १८३**

"સર્વ પ્રકારનાં પાપ નહિ કરવાં, કુશળ કામ કરવાં અને ચિત્તની શુદ્ધિ કરવી, એજ બૌદ્ધધર્મ છે. તમે શા માટે ઇર્ષ્યાથી ધર્મને ભૂલી જાઓ છો?" આ વાકયોથી શિષ્યોનાં હૃદય શાંત થયાં, પણ આ વખતે બુદ્ધ ભગવાને સંઘની વ્યવસ્થા અને પવિત્રતા જાળવવા માટે કેટલાક નિયમો રચ્યા. આ નિયમોને 'પ્રતિમોક્ષ' કહે છે અને આ પ્રથમ મળેલી સભા 'શ્રાવકસંનિપાત' તરીકે ઓળખાય છે.

સારીપુત્ર અને મૌદ્દ્ગલાયન પછી કેટલાક સમય સુધી નવા શિષ્યો નહિ થવાથી લોકોનો ઉત્સાહ ધીમે ધીમે ઘટવા લાગ્યો અને જ્યારે બુદ્ધના સાધુઓ ભિક્ષાર્થે નગરમાં જાય, ત્યારે લોકો તેમના તરફ અપમાનની દૃષ્ટિથી જોવા લાગ્યા; ત્યારે તે ભિક્ષુકોએ આવીને બુદ્ધ ભગવાનને સઘળી હકીકત નિવેદન કરી, તે ઉપરથી તેમણે કહ્યું: "હે ભિક્ષુકો! લોકો જેને અકલ્યાણનો માર્ગ સમજે છે, તેજ ચિરકાળના કલ્યાણનો માર્ગ છે. માટે તેમને જણાવજો કે, બુદ્ધ પ્રથમના બુદ્ધોની માફક ધર્મરાજ્ય ફેલાવવાનો પ્રયત્ન કરી રહ્યા છે. લોકોને સત્યમાર્ગ સમજાવવા સિવાય તેમની પાસે બીજું હથિયાર નથી. જે તેમના શિષ્યો થાય છે, તે પણ સત્યના બળથીજ થાય છે અને સત્યના બળથીજ સંઘની સંખ્યા વધશે."

બુદ્ધ ભગવાન આ રીતે રાજગૃહીમાં ઉપદેશ આપતા હતા અને લોકોને સત્ય ધર્મ તરફ દોરતા હતા, તે બાબતની કપિલવસ્તુમાં તેમના પિતા શુદ્ધોદનને ખબર પડી. બુદ્ધને કપિલવસ્તુ આવવાનું આમંત્રણ આપવા તેમના પિતાએ કેટલાક સામંતો મોકલ્યા અને તેમની સાથે કહાવ્યું કે, "તમારા પિતા મરણની તૈયારીમાં છે, માટે તેમનું મુખ જોવું હોય અને તેમનું દુઃખ ઓછું કરવું હોય તો તરત કપિલવસ્તુ તરફ વિહાર કરો." યશોધરાએ પણ નવ સવારોને મોકલ્યા અને કહાવ્યું કે, "રાહુલની માતા,

જેવી રીતે કુમુદ ચંદ્રની ઝંખના કરે તેવી રીતે, તમારાં દર્શન માટે આતુર બની છે. જો તમને ઇષ્ટ વસ્તુ પ્રાપ્ત થઈ હોય તો તેમાં તે પોતાનો ભાગ માગે છે.”

આ બધા દૂતો, જ્યારે બુદ્ધ ભગવાન વેણુવનમાં ધર્મનો ઉપદેશ આપતા હતા, તે વખતે આવી પહોંચ્યા અને ધર્મ શ્રવણ કરવામાં એટલા મશગૂલ બન્યા કે પોતાને કહેવાની વાતજ ભૂલી ગયા! તેઓ માત્ર ભગવાનના મુખપ્રતિ ધારી ધારીને જોવા લાગ્યા અને તરતજ ‘શ્રમણ’ થયા. આ પ્રમાણે શુદ્ધોદન રાજાએ નવ વાર જુદા જુદા સામંતોને ભલામણો કરી કરીને મોકલ્યા, પણ નવે વાર તે બધા બુદ્ધના શિષ્યમંડળમાં દાખલ થયા. પછી સિદ્ધાર્થ કુમારના સોબતી ઉદાયીને રાજાએ મોકલ્યો તેણે વેણુવન પાસે આવતાં પાસેના ઝાડની નાની નાની કૂંપળો તોડી પોતાનાં કર્ણવિવર બંધ કર્યાં કે જેથી બુદ્ધ ભગવાનનો ઉપદેશ તેના કાનમાં ન પડે! તે વેણુવનમાં દાખલ થયો અને શુદ્ધોદન રાજાનો તથા યશોધરાનો સંદેશો કહી બતાવ્યો.

તે વખતે બુદ્ધ ભગવાને નમ્રતાથી લોકો સમક્ષ કહ્યું: “હું હવે જઇશ; મારી ત્યાં જવાની ઇચ્છા છે, તેમજ કર્તવ્ય છે. જેમણે જીવન આપ્યું તે માતાપિતા તરફ પૂજ્યભાવ બતાવવો એ પુત્રની પવિત્ર ફરજ છે.”

એમ જણાવી તે રાજગૃહીથી કપિલવસ્તુ તરફ જવા નીકળ્યા. સંઘના નિયમ પ્રમાણે નગરની બહાર ઉદ્યાનમાં તે ઊતર્યા. આ વાતની તે નગરમાં ખબર પડતાં સર્વત્ર આનંદ વ્યાપી રહ્યો. બુદ્ધભગવાનના પિતા, કાકા વગેરે સ્વજનો તથા નગરલોકો (બાળકથી વૃદ્ધ સુધી) દરેક તેમનાં દર્શનાર્થે આવ્યાં. શુદ્ધોદન રાજા કેટલીકવાર સુધી કાંઇ પણ બોલી શક્યો નહિ. પુત્રના મુખ સામું જોયા કર્યું અને પુત્રે પિતાના મુખ સામું જોયું. પણ બન્નેમાંથી કોઈ ઘણી

વાર સુધી એક પણ અક્ષર બોલ્યું નહિ. રાજાએ મનથી વિચાર કર્યો: "અહા ! આ પુત્રે જો રાજ્ય કરવું ધાર્યું હોત તો પ્રતાપી રાજા થાત, માંધાતાની માફક ચક્રવર્તી થાત; આ જિંદગીમાં તેને શો આનંદ પડતો હશે ?" બુદ્ધ ભગવાન પોતાના પિતાના હૃદયનો આશય સમજી ગયા અને તેમને સદ્ધર્મ તરફ વાળવાના હેતુથી આ પ્રમાણે પ્રતિબોધ આપ્યો. "હું જાણું છું કે, રાજાનું મન રાગપૂર્ણ છે અને તે રાગને લીધે દુઃખમાં દુઃખ ઉમેરાય છે. તમારું મન શાંત કરો, રાગ વિમુક્ત કરો, કોઇ પણ પુત્રે પિતાને નહિ આપેલો એવો ધાર્મિક ખોરાક હું આપું તે સ્વીકારો. કર્મ પ્રમાણે મનુષ્યને ફળ મળે છે; તેટલા માટે પોતે કેવાં કામ કરે છે તે બાબત દરેકે સાવધ રહેવું જોઇએ. મરણ વખતે જીવ એકલો જાય છે, કેવળ તેનાં સારાં કે નરસાં કૃત્યો તેની સાથે જાય છે. નિર્વાણ એજ પરમ શાંતિનું સ્થળ છે; એજ ઉચ્ચમાં ઉચ્ચ આનંદ છે. પાંચ ઇન્દ્રિયોના વિષયો દુઃખગર્ભિત અને ભયપૂર્ણ છે. સર્પની સાથે વસવા સમાન છે. કયો સુજ્ઞ મનુષ્ય તેમાં આનંદ માને ? સુજ્ઞ મનુષ્ય જુએ છે કે આખું વિશ્વ કામ, ક્રોધ, લોભ વગેરે વિકારોથી બળી રહ્યું છે; અને જ્યાંસુધી જન્મ, વૃદ્ધાવસ્થા અને મરણ છે, ત્યાંસુધી શાંતિ સંભવેજ શી રીતે ? તૃષ્ણાના નાશથી પરમ શાંતિ મળે છે, ત્યાં હથિયારની કે લશ્કરની જરૂર નથી; ત્યાં હાથી, ઘોડા, રથ કે પાયદલની આવશ્યકતા નથી. જો મનુષ્ય લોભ, ક્રોધ અને અજ્ઞાન ઉપર જય મેળવે તો આ જગતમાં તેને જીતવા યોગ્ય કાંઈ રહેતું નથી, તેજ ખરો ચક્રવર્તી છે, તેજ ખરો વિજેતા છે."

આ શબ્દો સાંભળીને રાજાને હદબહાર સંતોષ થયો અને હાથ જોડી તે બોલી ઊઠ્યો: "આશ્ચર્ય ! આશ્ચર્ય ! આજે મારો આત્મા પ્રસન્ન થયો છે; આજે મને પરમ સંતોષ થયો છે; આજે દુઃખમાંથી છૂટવાનો સત્યમાર્ગ મેં જાણ્યો છે; આજે પુત્રજન્મની સફળતા

થઈ છે. હે પુત્રરત્ન ! તેં સંસારનો ત્યાગ કર્યો, તેં તપશ્ચર્યા કરી અને પરમ ફળ મેળવ્યું તે બધું બહુ સારું કર્યું. જો તેં ચક્રવર્તી રાજા થવાની દરકાર કરી હોત તો મને અને આખા જગતને દુઃખ-મુક્ત થવાનો અદ્વિતીય લાભ શી રીતે મળી શકત ? મને આજના જેવો આનંદ કદાપિ થાત નહિ." આ શબ્દો બોલતાં રાજાનું હૃદય ભરાઈ આવ્યું અને આંખમાંથી હર્ષનાં અશ્રુ વહેવા લાગ્યાં !

બીજે દિવસે ભિક્ષા માગવાને સમયે બુદ્ધ ભગવાન હાથમાં પાત્ર લઇ કપિલવસ્તુમાં ચાલ્યા. જ્યારે તેઓ નગરનાં દ્વાર સમીપ પહોંચ્યા ત્યારે વિચાર કર્યો કે, નગરમાં ફરતાં ફરતાં રાજદ્વાર તરફ જવું તે ઠીક છે કે સીધાજ ત્યાં જવું એ વધારે ઠીક છે ? આખરે સંઘના નિયમ પ્રમાણે ઘેરઘેર ભિક્ષા માગવાનો નિશ્ચય કર્યો. જ્યારે રાજાને ખબર પડી કે રાજકુંવર ઘેરઘેર ભિક્ષા માગતો ફરે છે, ત્યારે શુદ્ધોદન રાજા એકદમ ચકિત થયો અને બુદ્ધ ભગવાન જ્યાં ભિક્ષા માગતા હતા ત્યાં આવીને કહેવા લાગ્યોઃ " હે પ્રભો ! તમે અમને શું કરવા શરમમાં નાખો છો ? અન્નને વાસ્તે શા સારુ ભિક્ષા માગો છો ? શું આટલા ભિક્ષુકોને જમાડવા જેટલું પણ સામર્થ્ય મારામાં નથી ? "

બુદ્ધ ભગવાને જવાબ આપ્યો, " આ અમારા કુળનો ધર્મ છે."

શુદ્ધોદન રાજાએ કહ્યું: " પણ આપણે તો ઇક્ષ્વાકુ વંશમાંથી ઊતરી આવ્યા છીએ અને આપણા વંશમાં કોઇએ હજુ સુધી ભિક્ષા માગી નથી. "

બુદ્ધ ભગવાને જવાબ વાળ્યો. " તમે અને તમારું કુટુંબ તે ઇક્ષ્વાકુ વંશમાંથી ઊતરી આવ્યા હો, પણ હું તો પ્રાચીન બુદ્ધોનો વંશજ છું અને તેઓ તો મારી માફક ભિક્ષા માગીનેજ ઉદરનિર્વાહ કરતા હતા."

શુદ્ધોદને કાંઈ પણ જવાબ ન આપ્યો; પણ બુદ્ધ ભગવાનનું પાત્ર લઈને તેમને રાજમહેલ તરફ દોરી ગયા. તે મહેલમાં તેમને માન આપવાને કુટુંબનાં સઘળાં મનુષ્યો અને નોકરો વગેરે એકઠાં થયાં હતાં; પણ યશોધરા તે દીવાનખાનામાં આવી ન હતી. તે પ્રેમ-મૂર્તિએ એમજ વિચાર્યું હતું કે, "જો રાજકુમારમાં કાંઈ પણ દિલસોજી રહી હશે તો તે મારી પાસે ચાહીને ચાલીને આવશેજ."

આ વિચારથી તે ઓરડામાંજ બેસી રહી. બુદ્ધ ભગવાન તેના મનના ભાવ જાણતા હતા તેથી બે શિષ્યો સાથે પોતે યશોધરા બેઠી હતી તે ઓરડામાં ગયા. તે બે શિષ્યોને તેમણે ચેતવણી આપી કે, "આપણા સંઘના નિયમ પ્રમાણે શ્રમણે સ્ત્રીને અડકવું જોઇએ નહિ અથવા અડકવા દેવી જોઇએ નહિ; છતાં પણ જો તે યશોધરા આવી મને અડકે તો તેને તમે રોકતા નહિ." બુદ્ધ ભગવાને પીળાં વસ્ત્ર પહેર્યાં હતાં, તેમનું માથું મૂંડાવેલું હતું અને એવી સ્થિતિમાં જ્યારે તે ઓરડામાં તેઓ દાખલ થયા ત્યારે યશોધરા જો કે આવી સ્થિતિમાં તે હશે એમ જાણતી હતી, છતાં આ વખતે તેનું મન કાબૂમાં ન રહ્યું, તે તેમના પગે બાઝી પડી અને તેની આંખમાંથી અશ્રુની ધારા ચાલવા લાગી; પણ પોતાની અને બુદ્ધ ભગવાનની વચ્ચે અગમ્ય મહાસાગર જેટલું અંતર જોઇને છેવટે તે ઊભી થઇ અને બાજુએ ઊભી રહી.

શુદ્ધોદન રાજાએ કહ્યું: "હે પુત્ર! જ્યારથી તું ઘર છોડીને ગયો છે, ત્યારથી આ સતી અખંડ બ્રહ્મચર્ય પાળે છે, એક વાર જમે છે, રાત્રિએ સાદડી પર પડી રહે છે અને અસહ્ય દુઃખ અનુભવે છે."

બુદ્ધે દયાપૂર્ણ મુખ યશોધરા તરફ ફેરવીને પોતાનો પૂર્વ ભવનો સંબંધ કહ્યો અને પ્રસંગને અનુસરતો યોગ્ય ઉપદેશ આપ્યો. યશોધરા તે મતની 'ઉપાસિકા' થઈ અને જ્યારે પાછ-

ળથી બુદ્ધ ભગવાનની ઇચ્છા વિરુદ્ધ* તેમને સાધ્વીનો વર્ગ સ્થાપવો પડ્યો ત્યારે તે બૌદ્ધમતની મુખ્ય સાધ્વી થઇ.

બુદ્ધ ભગવાનની માસી પ્રજાપતિ ગૌતમી, જેણે સિદ્ધાર્થ કુમારને ઉછેર્યો હતો, તેના પુત્ર નંદનો વિવાહ અને રાજ્યાભિષેક બીજે દિવસે હતો. તે આ શુભ દિવસે પોતાના ભાઇ બુદ્ધ ભગવાનને મળવા ગયો. બુદ્ધ ભગવાને તેને એવો તો અલૌકિક બોધ આપ્યો કે તેથી પલળીને તેણે રાજ્યસુખ અને વિવાહસુખ અસાર માન્યું અને તરતજ દીક્ષા લીધી. રાજભવનમાં આથી હાહાકાર વર્તાઇ રહ્યો અને તેનું મન ફેરવવાને ઘણો પ્રયત્ન કરવામાં આવ્યો, જે સર્વ વ્યર્થ ગયો. અનંતકાળના સુખની જેને ઝાંખી થઇ હોય તે શું આ પૃથ્વીનાં દુઃખગર્ભિત અને ક્ષણિક સુખથી કદાપિ સંતુષ્ટ બને?

આ વાતને એક અઠવાડિયું થઇ ગયું અને યશોધરાએ પોતાના પુત્ર રાહુલને વસ્ત્રાભૂષણ પહેરાવીને કહ્યું: "આજે તારા પિતા પાસે જઇ પિતૃધન માગજે." રાહુલને સાત વર્ષ થયાં હતાં, પરંતુ પોતાના પિતા કોણ છે તે તે જાણતો ન હતો; તેથી તેણે સરળતાથી પૂછ્યું: "મારા પિતા કોણ છે? રાજા શુદ્ધોદન સિવાય હું કોઇને ઓળખતો નથી." યશોધરાએ બારીએથી આંગળી બતાવી કહ્યું:

"જો! પેલા ઉજ્જવળ શાંત મૂર્તિવાળા સંન્યાસી જેવા જણાય છે, એ તારા પિતા છે; તેમની પાસે પુષ્કળ ધન છે. માટે તેમની પાસે જઇને તે માગજે અને કહેજે કે હું તમારો પુત્ર છું, હું શાકય-

---

* સ્ત્રીઓ વાસ્તે 'ભિક્ષુણી' વર્ગ સ્થાપવાની બુદ્ધદેવની ઇચ્છા ન હતી. પણ જ્યારે એમના પિતાના મરણ પછી વિધવા બનેલી એમની અપરમાતા પ્રજાપતિ ગૌતમીએ ઘણો આગ્રહ કર્યો અને જ્યારે બુદ્ધદેવના પ્રિય શિષ્ય આનંદે તે પ્રજાપતિ વાસ્તે ઘણીજ ભલામણ કરી ત્યારે ભિક્ષુણીવર્ગ સ્થાપવાની તેમણે રજા આપી અને 'ભિક્ષુણી'ઓ વાસ્તે ઘણા સખ્ત કેટલાક નિયમો બાંધ્યા.

વંશનો નેતા થઇશ; હું તમારી પાસેથી વારસો મેળવવા માગું છું, માટે મને તે આપો."

રાહુલ સીધો બુદ્ધ ભગવાન પાસે ગયો અને નિર્ભય રીતે પ્રેમપૂર્વક કહેવા લાગ્યો: "હે પિતા! તમારી પાસે આવવાથી મને ઘણો આનંદ થાય છે." બુદ્ધ ભગવાને જવાબ ન આપ્યો, પણ ભોજન કર્યાં પછી વડવનમાં તે રહેતા હતા ત્યાં જવા નીકળ્યા.

રાહુલ તેમની પાછળ પાછળ ચાલ્યો અને વારસો માગવા લાગ્યો. બુદ્ધ ભગવાને કે તેમના શિષ્યોએ તેને તેમ કરતાં અટકાવ્યો નહિ. વડવનમાં જઇ બુદ્ધ ભગવાને વિચાર્યું કે, "જે ધન એને જોઇએ છે તે ક્ષણિક અને નાશવંત છે, માટે બોધિવૃક્ષ નીચે ધ્યાન કરતાં મને જે સપ્ત રત્નો મળ્યાં હતાં તેજ હું તેને આપીશ અને તેને આધ્યાત્મિક શક્તિઓનો વારસ બનાવીશ." પછી સારીપુત્રને કહ્યું કે, "રાહુલને શ્રમણ બનાવો" અને તુરતજ તે પ્રમાણે કરવામાં આવ્યું.

જ્યારે આ સમાચાર રાજકુટુંબને વિદિત થયા, ત્યારે સર્વ કોઈ શોકાતુર થયું; કારણ કે નંદે થોડાજ દિવસ ઉપર શ્રમણપદ અંગીકાર કર્યું હતું. શુદ્ધોદન રાજાના બંને પુત્રો શ્રમણ થયા હતા અને પૌત્ર રાહુલ પણ શ્રમણ થયો તેથી શુદ્ધોદનની નિરાશામાં વૃદ્ધિ થઈ અને તેટલા માટે બુદ્ધ પાસે જઇ કહ્યું કે, "આજથી માબાપની રજા સિવાય 'સંઘ'માં કોઇને પણ દીક્ષા ન આપવી એવો નિયમ દાખલ કરો." સમયજ્ઞ બુદ્ધ ભગવાને તે માગણી સ્વીકારી અને થોડા દિવસ ત્યાં રહી રાજગૃહી તરફનો માર્ગ લીધો.

માર્ગમાં અનોમા નદીને કાંઠે અનુપ્રિય નામના વનમાં થોડોક સમય રહ્યા. તે સમયે તેમનાં સ્વજનોમાંથી અને શાક્યોમાંથી કેટલાક તેમના શિષ્યો થયા, જેમાં મુખ્ય આનંદ, દેવદત્ત, ઉપાલિ અને અનિરુદ્ધ છે. આનંદ બુદ્ધ ભગવાનના કાકાનો પુત્ર હતો. તે

નિરંતર તેમની સાથે રહેતો હતો અને મરણપ્રસંગે પણ તે સાથેજ હતો. દેવદત્ત પણ તેમના કાકાનો છોકરો હતો, પણ પાછળથી તેમનો પ્રતિસ્પર્ધી થયો અને બુદ્ધ ભગવાન ઉપર કલંક લાવવાને પણ તે ચૂકયો ન હતો. ત્રીજો ઉપાલિ જાતનો હજામ હતો, પણ તેની ધાર્મિકવૃત્તિ બેહદ હતી અને તેની બુદ્ધિ બહુ વિલક્ષણ હતી, તેથી તે સંઘનો મોટો નાયક બન્યો હતો. અનિરુદ્ધ માનસશાસ્ત્રમાં અતિ પ્રવીણ હતો.

ગુરુ તરીકેના જીવનમાં બુદ્ધ ભગવાને અનેક શિષ્યો કર્યા. ઉચ્ચ તેમજ નીચ, શ્રીમંત તેમજ ગરીબ, બ્રાહ્મણ તેમજ ચાંડાળ, જૈનો તેમજ આજીવિકો, સંન્યાસી તેમજ ગૃહસ્થી, લૂંટારા તેમજ મનુષ્યાહારી, ઉમરાવ તેમજ ખેડૂત, પુરુષો તેમજ સ્ત્રીઓ; સઘળી જાતના મનુષ્યો તેમના શિષ્યો થયા. કેટલાક 'શ્રમણ' થયા, ત્યારે બીજાઓ તે મત સ્વીકારી 'શ્રાવક' અથવા 'ઉપાસક' થયા. તેમના અનુયાયીઓમાંથી કેટલાકનાં નામ આપણે યાદ કરી શકીશું. કોશલ દેશનો પ્રસેનજિત રાજા, કપિલ મતાનુયાયી પંચશિખ, કાશીનો મહાકાત્યાયન, કૌશાંબીનો રાજા ઉદયન, દનમતી ગામનો બ્રાહ્મણોનો ઉપરી કૂટદન્ત, એકનાલ નામના બ્રાહ્મણ નગરનો ભારદ્વાજ, કોશલ દેશને ત્રાસ ઉપજાવનાર—મોટો લૂંટારો—અંગુલિમાલ, આલવાઈ ગામનો મનુષ્યોનો પણ આહાર કરનાર આલવક, દોરડા પર નાચનાર—કસરતી ઉગ્રસેન, હજામ ઉપાલિ અને રસ્તો સાફ કરનાર સુનીત આ સર્વમાં કેટલાક 'શ્રમણ' થયા અને કેટલાક 'ઉપાસક' થયા.

આ બધા શિષ્યમંડળમાં બૌદ્ધધર્મનો ફેલાવો કરવાને ઉપદેશ આપનાર તરીકે બાર શિષ્યો પ્રસિદ્ધિ પામ્યા છે. તેઓનાં નામઃ—અજ્ઞાત કૌણ્ડિન્ય, અશ્વજિત, સારીપુત્ર, મૌદ્ગલાયન, મહાકાશ્યપ, મહાકાત્યાયન, અનિરુદ્ધ, ઉપાલિ, પિંડોળાભારદ્વાજ, કૌસ્થિલ,

રાહુલ અને પૂર્ણમૈત્રેયાણીપુત્ર એ પ્રમાણે છે.

જ્યારે બુદ્ધ ભગવાને પ્રથમ વર્ષાઋતુ વેણુવનમાં ગાળી, ત્યારે કોશલ દેશની શ્રાવસ્તી નગરીને સુદત્ત નામને એક ધનવાન વણિકપુત્ર દરરોજ ધર્મ શ્રવણ કરવા આવતો હતો. નવા ધર્મની પવિત્રતા, શાંતિ, આનંદ, પ્રેમ અને કરુણા જોઈ તથા બુદ્ધ ભગવાનનું અનુપમ જીવન જોઈ તેણે બૌદ્ધધર્મ અંગીકાર કર્યો. આ સુદત્ત ગરીબોને બેલી, નિરાધારને આધાર અને દાન આપવામાં અગ્રેસર હતો, તેથી તે 'અનાથ પિંડદ' એ નામથી વિખ્યાત થયો હતો. તે બુદ્ધ ભગવાનને શ્રાવસ્તી નગરીમાં આવવાનું નિમંત્રણ કરી સ્વદેશ ગયો. શ્રાવસ્તી કોશલ દેશની રાજધાની હતી, ત્યાં પ્રસેનજિત રાજા રાજ્ય કરતો હતો અને તેના પુત્રના નામ ઉપરથી ત્યાં આવેલા એક રમણીય વનનું નામ જેતવન રાખવામાં આવ્યું હતું. અનાથ પિંડદે પુષ્કળ દ્રવ્ય આપી તે વન ખરીદી લીધું અને બુદ્ધના સાધુઓને વાસ્તે એક ભવ્ય 'વિહાર' (આશ્રમસ્થાન) બંધાવ્યો અને તે બુદ્ધ અને તેમના શિષ્યોને વાસ્તે તેણે ખુલ્લો મૂકયો. અહીં બુદ્ધ ભગવાને ઘણી વર્ષાઋતુઓ પસાર કરી હતી અને ઘણાં વ્યાખ્યાનો અને સૂત્રો આજ સ્થળે આપવામાં આવ્યાં હતાં. બૌદ્ધધર્મને આશ્રય આપનારાઓમાં વૈદ્ય જીવકને ભૂલવો જોઈએ નહિ. જીવક, બિંબિસાર રાજાનો સામાન્ય વૈદ્ય હતો અને બુદ્ધ અથવા તેમના શિષ્યોની તંદુરસ્તીની સારવાર કરવાને તેને રોકવામાં આવ્યો હતો. પ્રથમ ભિક્ષુકો ચીંથરાં અને ફાટેલાં વસ્ત્ર પહેરતા હતા. પણ તેથી અનેક પ્રકારના રોગ ઉદ્ભવતા હતા, તે અટકાવવાને તેની સૂચનાથી બુદ્ધ ભગવાને નિયમ કર્યો કે, 'શ્રાવકો' જે વસ્ત્ર ખુશીથી આપે તે સ્વીકારવામાં 'ભિક્ષુકો'ને દોષ નથી. શ્રાવસ્તીના એક જૈન વ્યાપારી મિગારની પુત્રવધૂ પણ બૌદ્ધધર્મને આશ્રય આપનાર તરીકે સુપ્રસિદ્ધ છે.

તેના ઉપદેશથી મિગાર બૌદ્ધધર્મી થયો અને તેથી તે વિશાખા નામની સ્ત્રી 'મિગારની માતા' તરીકે બૌદ્ધ ગ્રંથોમાં વિખ્યાત છે. તે બૌદ્ધધર્મની ઉપાસિકાઓમાં મુખ્ય થઇ અને શ્રાવસ્તી પાસે પૂર્વારામ નામનો વિહાર તેણે બંધાવી આપ્યો. આ વિહાર જેતવનના વિહાર કરતાં સહેજ ઊતરતો હતો, પણ બીજી બધી રીતે ઘણો ઉત્તમ હતો.

અંબપાલી નામની સ્ત્રી જે ઘણી સુંદર હતી અને ગીતમાં અતિ કુશળ હતી, તેણે પોતાનો પ્રાસાદ અને આમ્રવન બુદ્ધસંઘને અર્પણ કર્યું અને પોતે 'ભિક્ષુણી' થઇ. બુદ્ધ ભગવાનની આટલી લોકપ્રિયતા જોઇ તથા નવા મતના 'શ્રાવકો'એ જે ભેટો સંઘને અર્પવા માંડી તેથી કેટલાક તે વખતના જુદા જુદા પંથના નાયકોના હૃદયમાં ઇર્ષ્યાગ્નિ પ્રદીપ્ત થયો અને બુદ્ધ ભગવાનની કીર્તિને કલંક લગાડવા અને લોકોની નજરમાં તેમને હલકા પાડવા તેઓએ કેટલાક હલકા પ્રયત્ન કર્યા. અન્ય મતવાળાઓએ ચિંચા નામની એક સ્ત્રીને પોતાના તંત્રમાં લીધી. જ્યારે સાયંકાળે બુદ્ધના ઉપાસકો ધર્મ શ્રવણ કરી 'વિહારથી' નગર તરફ જતા હતા, ત્યારે ચિંચાને વસ્ત્રાભૂષણ સજાવી 'વિહાર' તરફ મોકલી; લોકોએ તેને પૂછ્યું: "તું ક્યાં જાય છે?" તે કાંઇ પણ બોલ્યા વિના ચાલી ગઇ. પ્રાતઃકાળે જ્યારે લોકો નગરમાંથી 'વિહાર' તરફ જતા હતા, ત્યારે ચિંચા વિખરાયેલા પોશાક સાથે વિહાર તરફથી નગર તરફ જતી હતી. આવા નીચ કૌશલથી કેટલાકનાં મનમાં બુદ્ધ ભગવાનના ચારિત્ર વિષે શંકા ઉપજાવવા તે સમર્થ થઇ. એક દિવસ સર્વ મનુષ્યોની સમક્ષ આવી તે બોલી: "મને બુદ્ધથી ગર્ભ રહ્યો છે." તેણે પેટે એક નાનો જોડો બાંધ્યો હતો, જે દૈવજોગે છૂટી જવાથી તેનું પોગળ ફૂટી ગયું! હવે તે લોકોએ બીજી એક સુંદરી નામની સ્ત્રીને વશ કરી. તે જગ્યાએ જગ્યાએ કહેવા લાગી કે, "બુદ્ધનું

ચારિત્ર સારું નથી." આ વાત જ્યારે થોડીઘણી ફેલાઈ ત્યારે તે લોકોએ કેટલાક દારૂડિયા પાસે તેને મારી નખાવી અને તેનું મુડદું તેમના 'વિહાર' પાસે નાખ્યું તથા જગતને જાહેર કર્યું કે બુદ્ધે પોતાનું કલંક છુપાવવા આ બીજું પાતક કર્યું છે; પણ થોડાક દિવસે તે દારૂડિયાઓ દારૂના ઘેનમાં હતા ત્યારે ઘેનમાં ને ઘેનમાંજ તેઓથી બોલી જવાયું કે, "અમારી સત્તા એટલી બધી છે કે બુદ્ધનું પણ ચારિત્ર, સુંદરીને મારીને કલંકિત કરવા અમે સમર્થ છીએ." આ પ્રમાણે બુદ્ધ ભગવાનના ચારિત્ર પર આવેલું કલંક-રૂપી વાદળ સત્યના સૂર્યપ્રકાશ આગળ અદૃશ્ય થયું અને જ્યારે આ દારૂડિયાઓને ન્યાયસભામાં બોલાવવામાં આવ્યા, ત્યારે તેઓએ પોતાનું પાપ કબૂલ કર્યું અને જે લોકોએ તેમને આ નીચ કામ કરવા ઉશ્કેર્યા હતા તેમનાં નામ પણ આપી દીધાં! એક વખત ખોરાકમાં ઝેર ભેળવી શ્રીગુપ્ત મારફતે બુદ્ધ ભગવાનનો પ્રાણ લેવા અન્ય મતવાળાઓએ યુક્તિ રચી, પણ બુદ્ધ ભગવાનના જાણવામાં તે વાત આવી અને તેમણે તે શ્રીગુપ્તને ક્ષમા આપી; તેમજ દ્વેષ, દ્વેષથી નહિ પણ પ્રેમથીજ નાશ પામે છે, એ ઉત્તમ સિદ્ધાંત ખરો પાડી બતાવ્યો.

બુદ્ધ ભગવાનને જ્યારથી બોધિજ્ઞાન પ્રાપ્ત થયું, ત્યારથી તેમનું દરરોજનું જીવન કેવા પ્રકારનું હતું, તે સંબંધી જો કાંઈ પણ જાણવામાં આવે તો તે ઉપયોગી જણાશે, એમ ધારી અત્રે તે નિવેદન કરવામાં આવે છે.

"બુદ્ધ ભગવાન પ્રાતઃકાળમાં પાંચ વાગ્યાને શુમારે જાગૃત થતા અને પોતાના શિષ્યને શ્રમ ન પડે તે ખાતર જાતેજ સ્નાન કરી વસ્ત્ર પહેરી લેતા. તે પછી ભિક્ષા માગવાનો સમય થાય ત્યાં-સુધી તે એકાંત જગ્યામાં જતા અને ધ્યાનમાં બેસતા હતા. જ્યારે ભિક્ષાનો સમય થાય ત્યારે ત્રણ વસ્ત્ર પહેરીને હાથમાં પાત્ર લેતા

અને કેટલીક વાર એકલા અને કેટલીકવાર શિષ્યો સાથે, પાસેના ગામ કે નગરમાં, કેટલીક વાર સાધારણ રીતે અને કેટલીક વાર ચમત્કારો સાથે દાખલ થતા હતા.

પછી લોકો ઘરમાંથી બહાર નીકળી તેમને ભોજન ગ્રહણ કરવાનો આગ્રહ કરતા હતા, જે ભોજન તે ત્યાંને ત્યાંજ ખાઇ લેતા હતા. જ્યારે ભોજન પૂરું થઇ રહે ત્યારે લોકોની આધ્યાત્મિક શક્તિ તપાસીને તેમના અધિકાર મુજબ ઉપદેશ આપતા હતા, જે સાંભળી કેટલાક 'ઉપાસક' અથવા 'શ્રાવક' નું વ્રત અંગીકાર કરતા હતા, ત્યારે કેટલાક 'શ્રમણ' માર્ગ ગ્રહણ કરતા હતા અને કેટલાક તે કરતાં પણ ઉચ્ચ અવસ્થાનો અનુભવ કરતા હતા. આ પ્રમાણે લોકો ઉપર ઉપકાર કરી તેઓ પોતાને સ્થાનેથી ઊઠી જે વનમાં પોતે ઊતર્યા હોય ત્યાં જતા હતા અને ત્યાં બીજા શિષ્યો ભોજન કરીને આવે ત્યાંસુધી તે શિષ્યોની રાહ જોતા બહારના ભાગમાં બેસતા હતા. પછી દ્વાર આગળ ઊભા રહી કેટલીક ઉપયોગી બોધપ્રદ સૂચનાઓ આપતા, અથવા તો કોઇક શિષ્યને ધ્યાનનો અમુક વિષય તેની આત્મિક શક્તિ અનુસાર જણાવતા હતા. જ્યારે શિષ્યો ધ્યાન વાસ્તે જતા ત્યારે બુદ્ધ ભગવાન થોડોક સમય આરામ:લેતા હતા: અને જ્યારે શરીરને આરામ મળી રહે કે તરતજ ઊઠી પાસેના મનુષ્યોને કેવી રીતે પોતે મદદ કરી શકે, તેનો વિચાર કરતા હતા. સાંજના ચારપાંચ વાગે પાસેના ગામના કે નગરના લોકો તેઓ જ્યાં ઊતર્યા હોય ત્યાં પુષ્પના ઉપહાર લઇને આવતા હતા. ત્યાં વ્યાખ્યાન કરવાની જગ્યામાં આ પ્રમાણે આવીને બેઠેલા ઉપાસકો વગેરેને તેમની યોગ્યતા પ્રમાણે સત્યનો બોધ કરતા હતા. સંધ્યાકાળે તે લોકો પાછા જતા, ત્યારે તે કેટલીક વખત સ્નાન કરતા હતા અને ધ્યાન વાસ્તે બેઠેલા શિષ્યો બધા તેમની પાસે એકઠા થતા હતા. તેમાંના કેટ-

લોક શિષ્યો પોતાનો અનુભવ જણાવતા, ત્યારે કેટલાક પોતાને પડેલી શંકા પૂછી તેનો પ્રત્યુત્તર માગતા અને કેટલાક સત્યનો બોધ આપવા પ્રાર્થના કરતા હતા. આ પ્રમાણે ધર્મસંબંધી વાર્તાલાપ કરવામાં રાત્રિનો પ્રથમ પ્રહર વીતી જતો; બાકીની રાત્રિનો કેટલોક ભાગ ધ્યાનમાં પસાર થતો અને કેટલોક ભાગ શાંત નિદ્રામાં જતો. પ્રાતઃકાળ થવા માંડે ત્યારે જાગૃત થઈ જગતના લોકોને પોતાની નજર આગળ ઊભેલા કલ્પી તેમાંથી કોણુ કોણુ મદદ મેળવવા લાયક છે અને તેમને કેવી રીતની મદદ આપી શકાય તેમ છે તેનો વિચાર કરતા હતા. શિયાળા ને ઉનાળાના મળી આઠ માસ સુધી તે જુદે જુદે સ્થળે વિચરતા હતા; પણ વર્ષાઋતુમાં ચાર માસ સુધી તે એકજ સ્થળે રહેતા હતા. આ પ્રમાણે ભગવાન બુદ્ધ સ્વામી પોતાનો સમય નિર્ગમન કરતા હતા.





# प्रकरण १० मुं–निर्वाण

શાકચ મુનિ જ્યારથી બુદ્ધ થયા ત્યારથી ઉપર પ્રમાણે જુદે જુદે સ્થળે ઉપદેશ આપતા હતા અને અનેક જીવોને દુઃખમાંથી મુક્ત થવાનો ઉત્તમ માર્ગ દર્શાવતા હતા.

બુદ્ધ ભગવાન નિર્વાણ પામ્યા તે અગાઉ થોડાં વર્ષ પહેલાં તેમના કાકાનો પુત્ર દેવદત્ત, જે તેમનો શિષ્ય થયો હતો, તેણે સંઘમાં વિક્ષેપ પાડ્યો. દેવદત્ત જ્યારે કૌશાંબિ ગયો, ત્યારે તે નગરના મનુષ્યોએ તેનું અપમાન કર્યું. આ અપમાન સહન નહિ થવાથી તે રાજગૃહી ગયો અને ત્યાં નવો મત સ્થાપવાની તેની પ્રબળ ઇચ્છા થઈ. બિંબિસાર રાજાના પુત્ર અજાતશત્રુએ રાજગૃહીમાં તેને એક 'વિહાર' બંધાવી આપ્યો. જ્યારે બુદ્ધ ભગવાન રાજગૃહીમાં વેણુવનમાં વર્ષાઋતુ ગાળવા આવ્યા, ત્યારે દેવદત્ત કે જે હજુ પોતાને બુદ્ધનો અનુયાયી કહેવરાવતો હતો, તેણે પોતાના આગેવાનીપણા નીચે નવો અને વધારે સખ્ત નિયમવાળો ધર્મ સ્થાપવા બુદ્ધ ભગવાન પાસે માગણી કરી. બુદ્ધ ભગવાને ના પાડી કે તરતજ તેણે નવો મત સ્થાપવા પ્રયત્ન આરંભ્યો. થોડાં વર્ષ પછી અજાતશત્રુએ પોતાના પિતા બિંબિસારને મારી નાખ્યો. એમ કહેવામાં આવે છે કે, આ કામમાં દેવદત્તનો હાથ હતો. આ બનાવથી પોતાના નવીન પંથને સારી સહાય મળશે, એમ તેણે આશા રાખી હતી. બુદ્ધ ભગવાનનો જીવ લેવાને પણ દેવદત્તે કેટલાક પ્રયત્ન કર્યા હતા,

જે સર્વ નિષ્ફળ ગયા હતા. બુદ્ધ ભગવાનને મારવાને મોકલેલા મારાઓ તેમનો અમૃતભર્યો ઉપદેશ સાંભળી શાંત થઇ ગયા અને બુદ્ધના અનુયાયી થયા; ગૃધ્રકૂટ પર્વતની ટોચેથી ગબડાવેલા પત્થરના બે કકડા થઇ બુદ્ધ ભગવાનની બન્ને બાજુએથી ચાલ્યા ગયા, પણ બુદ્ધ ભગવાનને તેથી જરા પણ ઇજા થઇ નહિ. જ્યારે બુદ્ધ ભગવાન રાજગૃહીમાં ભિક્ષાર્થે ફરતા હતા, ત્યારે તેમના સામો ગાંડો મહોન્મત્ત હાથી છૂટો મૂકવામાં આવ્યો હતો, પણ બુદ્ધ ભગવાનના અપૂર્વ શાંતિબળથી તે શાંત થયો અને પગે પડ્યો.

જ્યારે દેવદત્ત કશામાં ન ફાવ્યો ત્યારે તેણે વધારે સખ્ત નિયમોવાળો મત સ્થાપ્યો. તેના માનનારાની સંખ્યા વધવા લાગી અને અજાતશત્રુએ પણ તેને સારી રીતે ઉત્તેજન આપ્યું; પણ થોડા સમયમાં તે દેવદત્ત મરી ગયો. અજાતશત્રુને પોતાનાં પાપકર્મો માટે અંતઃકરણમાં પશ્ચાત્તાપ થયો, બુદ્ધ ભગવાન પાસે તે ગયો અને શાંતિ અને મુક્તિનો માર્ગ તેમની પાસેથી શીખી બૌદ્ધધર્મને સારો મદદગાર નીવડ્યો. બુદ્ધના નિર્વાણ પછી મળેલી પહેલી સભાને અજાતશત્રુએ સારો ટેકો આપ્યો હતો.

બુદ્ધ ભગવાને પિસ્તાળીસમી વર્ષાઋતુ વેલુગ્રામમાં ગાળી. ત્યાં તેમને સખ્ત માંદગી આવી; તેમણે જણાવ્યું કે હવે નિર્વાણકાળ સમીપ આવ્યો છે, તેથી બધા શિષ્યોને એકઠા કરીને આ પ્રમાણે ઉપદેશ આપ્યોઃ–

" હે ભિક્ષુકો ! મેં જે ધર્મ પ્રકાશિત કર્યો છે તે સંપૂર્ણ રીતે શીખો, તેને અનુભવમાં મૂકો, તેને ચારે બાજુએ ફેલાવો કે જેથી આ પવિત્ર ધર્મ ચિરકાળ ટકી શકે અને કરોડો મનુષ્યના કલ્યાણનું કારણ થાય. લોકોના લાભને ખાતર, દેવોના ભલાને ખાતર, આ સત્યોનો બોધ આપો. હે ભિક્ષુકો ! ઘણા થોડા સમયમાં તથાગત ચાલ્યા જશે; ત્રણ માસમાં તથાગત આ શરીર છોડી જશે.

મારું જીવન પૂરું થવા આવ્યું છે. હે ભિક્ષુકો ! અપ્રમાદી, વિચારવંત અને શુદ્ધ થજો; તમારા નિશ્ચયમાં દૃઢ રહેજો, તમારાં હૃદય પર નજર રાખો. જે મનુષ્ય કંટાળ્યા વિના ખંતથી આ ધર્મને વળગી રહેશે, તે સંસારસમુદ્ર તરી દુઃખનો અંત અનુભવશે."

આ પ્રમાણે ઉપદેશ આપી બુદ્ધ ભગવાન કુશીનગર તરફ જવા નીકળ્યા. રસ્તામાં પાવાનગર આવી પહોંચ્યા.

ત્યાં ચુંડ નામના કંસારાને ત્યાં ભિક્ષા માગવા ગયા, ત્યારે એમ કહેવાય છે કે, તેણે "સુકર મદ્દવ" (ડુક્કરનું માંસ) ભોજન તરીકે આપ્યું. પણ આ વાત આપણે કબૂલ કરીએ તે પહેલાં બુદ્ધ ભગવાને તે સંબંધમાં જે ઉદ્ગારો કાઢ્યા હતા, તે પણ આપણે લક્ષમાં લેવા જોઇએ. બુદ્ધ ભગવાને તે ચુંડ નામના કંસારાને કહ્યું: "હે ચુંડ ! તે 'સુકર મદ્દવ' મનેજ આપ અને આ ચોખા તથા રોટલી મારા શિષ્યોને આપ; કારણ કે હું જોઉં છું કે આ પૃથ્વી ઉપર કે મારના દેવલોકમાં કે બ્રહ્મના દેવલોકમાં કે શ્રમણોમાં કે બ્રાહ્મણોમાં કે દેવોમાં કે મનુષ્યોમાં આ ખોરાક ખાઇને પચાવી શકે એવું મારા સિવાય બીજું કોઈ છેજ નહિ." આ શબ્દોજ ખુલ્લી રીતે જણાવે છે કે અહીં ડુક્કરનું માંસ તે સ્થૂળ ખોરાક નથી; કારણ કે તે તો માંસાહારી લોકો સહેલાઇથી પચાવી શકે; માટે અહીં ગુપ્ત અર્થ રહેલો છે.*

તે પછી બુદ્ધ ભગવાન શરીરે નરમ થયા અને કુશીનગર તરફ

* મૂળ પાલીભાષાના શબ્દો "સુકર મદ્દવ" છે. કેટલાક કહે છે કે, આ શબ્દોનો અર્થ 'ડુક્કરનું માંસ' એવો થાય છે. કેટલાક કહે છે કે, તે નામની એક વનસ્પતિ હતી, જેને સકરકંદ કહે છે; જે મહાત્મા પુરુષે આખી જિંદગી માંસાહારના ત્યાગનો બોધ આપ્યો તે પોતે છેવટના પ્રસંગે માંસ ખાય એ કેવળ અસ્વાભાવિક અને નહિ માનવા જેગ છે.

ગયા. રસ્તામાં કુકુષ્ટા નામની નદી આવી, તેમાંથી આનંદે જળ લાવી આપ્યું તે પી, વિશ્રાંતિ લઈ આગળ ચાલ્યા અને કુશીનગરની બહારના ઉદ્યાનમાં આવી ઊતર્યા.

બુદ્ધ ભગવાનનું મરણ સમીપમાં છે એમ જાણી તેમના પ્રિય શિષ્યથી રહેવાયું નહિ. તે તેમનાથી જરા દૂર જઇ રડયો અને બોલ્યો: "હજુ હું પૂર્ણ નથી. મારા વહાલા ગુરુદેવ ચાલ્યા જાય છે"!

બુદ્ધ ભગવાને તેને પાસે બોલાવી આશ્વાસન આપ્યું અને સઘળા પદાર્થોની અનિત્યતા સમજાવી કહ્યું: "હે આનંદ! દુઃખી થઇશ નહિ તેમ રડીશ નહિ. આપણુને પ્રિય અને વહાલી લાગતી વસ્તુઓથી પણ આપણે છૂટા પડવાનું છે, તે શું તું નથી જાણતો? જેનો જન્મ છે, તેનું મરણ પણ છે. ઉત્પન્ન થયેલી વસ્તુનો નાશ થવો એ એનો ધર્મ છે. હે આનંદ! લાંબા વખતથી તેં મારી સારી સેવા બજાવી છે. ખંતથી આ માર્ગમાં ચાલ્યા કર અને તું પણ જીવનતૃષ્ણા અને અજ્ઞાનબંધનથી છૂટો થઇશ."

આનંદે આંસુ રોકીને પૂછ્યું:

"હે પ્રભો! જ્યારે આપ અદૃશ્ય થશો ત્યારે અમને કોણ ઉપદેશ આપશે?"

બુદ્ધ ભગવાને જવાબ આપ્યો: "આ પૃથ્વી ઉપર આવનાર હું પહેલો બુદ્ધ નથી, તેમ હું છેલ્લો પણ નથી. હું તમને સત્ય શીખવવાને આવ્યો હતો અને મેં આ પૃથ્વી ઉપર સત્યનું રાજ્ય સ્થાપન કર્યું છે. ગૌતમ સિદ્ધાર્થ મરણ પામશે, પણ બુદ્ધ તો જીવતો રહેશે. કારણ કે બુદ્ધ એ સત્ય છે અને સત્ય કદાપિ મરતું નથી. જે સત્યને માને છે અને તે પ્રમાણે વર્તે છે, તે મારો શિષ્ય છે. હું તેને શીખવીશ, સત્યનો ફેલાવો થશે અને પાંચસો વર્ષ સુધી ધર્મનું રાજ્ય વધ્યા કરશે. પછી અજ્ઞાનરૂપી વાદળ કેટલોક વખત પ્રકાશને ઢાંકી દેશે અને યોગ્ય અવસરે બીજો બુદ્ધ જાગૃત

થશે તે તમને જે સત્યોનો મેં બોધ કર્યો છે, તેજ શાશ્વત સત્યો જગતના કલ્યાણ માટે ફરીથી શીખવશે."

આનંદે પૂછયું: "અમે તેમને શી રીતે ઓળખી શકીશું?" બુદ્ધ ભગવાને જવાબ આપ્યો: "મારી પછી આવનાર બુદ્ધ મૈત્રેય બુદ્ધના નામથી ઓળખાશે, મારા શિષ્યો જ્યારે સેંકડોની સંખ્યામાં છે, ત્યારે તેના શિષ્યો હજારોની સંખ્યાથી ગણવામાં આવશે."

તે સમયે બુદ્ધ ભગવાનનું શરીર ચળકવા લાગ્યું. તેમણે આનંદને કહ્યું: "આજે મારું મરણ થવાનું છે તેનું આ ચિહ્ન છે." પછી થોડી વાર આરામ લઈ તે ઊઠયા અને શાલવૃક્ષ નીચે ઉત્તર તરફ શિર રાખી સૂતા, વૃક્ષો ઉપરથી પુષ્પ પડવા લાગ્યાં, આકાશમાંથી દિવ્ય પુષ્પ વરસવા લાગ્યાં અને દિવ્ય ગીત સંભળાવા લાગ્યાં. બુદ્ધ ભગવાને આનંદને કહ્યું: "મને સંમાન આપવાનો આ માર્ગ ઠીક છે; પણ જે પુરુષ કે સ્ત્રી મારા ઉપદેશ પ્રમાણે વર્તે છે, તે મારી વધારે ભક્તિ કરે છે." ઘણા શિષ્યો ત્યાં એકઠા થયા અને દેવો પણ ટોળાંબંધ બુદ્ધ ભગવાનનો નિર્વાણ સમય જાણી આવ્યા.

રાત્રે સુભદ્ર નામનો એક પંડિત બુદ્ધ ભગવાનને મળવા આવ્યો. આનંદે વિચાર્યું કે વાદવિવાદ લાંબો વખત ચાલશે અને તેથી આવી માંદગીમાં તે અસહ્ય થઇ પડશે, તેથી તેણે સુભદ્રને ના પાડી. પણ બુદ્ધ ભગવાનને કર્ણે આ વાત પડી અને શું વાતચીત થતી હતી તે જાણીને સુભદ્રને પોતાની પાસે બોલાવ્યો. તેણે પૂછયું: "ષડ્દર્શનવાળા ખરું તત્ત્વ જાણે છે કે કેમ?" બુદ્ધ ભગવાને કહ્યું: "તે સમજાવવાનો કે તે બાબત વાદવિવાદ કરવાનો આ સમય નથી. સાંભળ હું તને મારો સિદ્ધાંત સમજાવું." એમ કહી જણાવ્યું કે, "જે ધર્મ સદ્‌ગુણી જીવન ઉપર આધાર રાખતો નથી, જેનો આદિ શુદ્ધતામાં અને જેનો અંત પ્રેમમાં નથી, તે ધર્મમાં કદાપિ મુક્તિનો માર્ગ જડે નહિ." વગેરે બોધ સાંભળી સુભદ્ર બૌદ્ધધર્માનુયાયી થયો.

તરતજ આનંદને બોલાવીને બુદ્ધ ભગવાને કહ્યું: "હે આનંદ! તું કદાચ એમ વિચારે કે હવે ગુરુ ગયા, તેથી ધર્મનો અંત આવ્યો; પણ કદાપિ એમ ધારતો નહિ. મારા નિર્વાણ પછી મેં ઉપદેશેલો ધર્મ અને સંઘના નિયમો એજ ગુરુરૂપ થશે." પછી મોટા નાનાનો વિનય કેવી રીતે સાચવવો તે ભિક્ષુકોને સમજાવ્યું અને કોઇને નિયમ સંબંધી, અષ્ટવિધ માર્ગ સંબંધી, અથવા કોઈ પણ સિદ્ધાંત સંબંધી કાંઇ પૂછવું હોય, તો આ વખતે પૂછી લેવાની પરવાનગી આપી, કે જેથી પાછળથી એવી તક ન મળવા માટે દિલગીરી ન થાય. કોઈએ પ્રશ્ન ન પૂછ્યો. ત્યારે બુદ્ધ ભગવાને સૌથી છેલ્લા શબ્દો આ પ્રમાણે કહ્યાઃ

"હે ભિક્ષુકો! ઉત્પન્ન થયેલી સર્વ વસ્તુઓ નાશધર્મવાળી છે. માટે ઉદ્યોગથી તમે તમારું નિર્વાણ મેળવી લો." આ શબ્દો બોલી થોડી વાર તે બેભાન જેવી સ્થિતિમાં જણાયા અને તેમના આત્માએ આ સ્થૂલ ઉપાધિ છોડી નિર્વાણનો અનુભવ કર્યો.

કુશીનગરના મલ્લ રાજાઓએ, રાજાઓના પણ રાજા એવા બુદ્ધ ભગવાનના શરીરને ઉચિત ઠાઠમાઠ સાથે તથા સુગંધી દ્રવ્યોની સામગ્રી સાથે અગ્નિસંસ્કાર કર્યો. શિષ્યો બુદ્ધ ભગવાનનાં હાડકાં તથા રાખ સુગંધી પુષ્પ સાથે એક પાત્રમાં મૂકી નગરમાં લઈ ગયા. આ 'મહાન ગુરુ'ના નિર્વાણના સમાચાર સાંભળી રાજગૃહના અજાતશત્રુ, વૈશાલીના લિચ્છીવ લોકો, કપિલવસ્તુના શાકચ લોકો, અલકાપુરીના બુલી લોકો, રામગ્રામના કોલી લોકો અને પાવાના મલ્લ લોકો વગેરે ભક્તો અત્યંત ભક્તિ તથા સંમાન સાથે રાખ લઇ ગયા અને તેને એક ધાતુના પાત્રમાં મૂકી, જમીનમાં દાટી, તેના ઉપર સ્તૂપ ચણાવવામાં આવ્યાં. આ પ્રમાણે પવિત્રમાં પવિત્ર જીવનનો અંત આવ્યો. મહાપરિનિર્વાણસૂત્ર કહે છે કે, "નમસ્કાર કરો, હજારો વર્ષોમાં આવા બુદ્ધ મળવા દુષ્કર છે!"

---



# प्रकरण ११ मुं–बुद्ध महात्मानी उपदेशपद्धति

બુદ્ધ ભગવાનનું પરમપવિત્ર શાંત અને પરોપકારમય જીવનચરિત્ર પૂર્ણ કરીએ, તે અગાઉ તેમની બોધ આપવાની શૈલિના સંબંધમાં થોડું લખવામાં આવે તે ઉચિતજ ગણાશે. તેઓ હમેશાં સાંભળનાર પાત્રની યોગ્યતાનો વિચાર કરીનેજ જવાબ આપતા હતા. સામાન્ય મનુષ્યોને જ્યારે બોધ આપવાનો પ્રસંગ હોય ત્યારે તે સત્ય સમજાવવાને ઉપમાઓ, વાર્તાઓ, દંતકથાઓ, ઐતિહાસિક બનાવો, કહેવતો અથવા પોતાનો તેમજ સાંભળનારના પૂર્વજન્મના બનાવો વગેરેનો આશ્રય લેતા. આ જગતમાં દરેકને વાસ્તે મરણ છે, એ સિદ્ધાંત કિસાગોતમીને સમજાવવાને સરસવના દાણા લાવી આપવા બાબતનું દૃષ્ટાંત પ્રથમ કહેવામાં આવ્યું છે. એવાં ઘણાં દૃષ્ટાંત આપી શકાય. પણ સ્થળસંકોચને લીધે ફક્ત એકજ દૃષ્ટાંત અત્રે આપવામાં આવે છે. મગધદેશના દક્ષિણ ભાગમાં (દક્ષિણગિરિ ઉપર) જ્યારે બુદ્ધ ભગવાન રહેતા હતા, ત્યારે એક દિવસ તે એકનાલ નામના ગામમાં હાથમાં ભિક્ષાપાત્ર લઈને ગયા. ભારદ્વાજ નામનો પૈસાદાર બ્રાહ્મણ ખેતરમાં મજૂરી કરતા લોકો ઉપર દેખરેખ રાખતો હતો. બુદ્ધ ભગવાનને જોઈને કેટલાક મજૂરો ઊઠયા અને વંદન કર્યું, પણ ભારદ્વાજ ઠપકો આપતો હોય તેમ બોલ્યોઃ "હે શ્રવણ! હું હળ ખેડું છું અને વાવું છું અને પછી જે ફળ

આવે તે ખાઉં છું. જો તમે પણ ખેડવાની અને વાવવાની મહેનત લેતા હો તો કેવું સારું!"

બુદ્ધ ભગવાને જવાબ આપ્યો: "હે બ્રાહ્મણ! હું પણ ખેડું છું અને વાવું છું તેમજ ખેડ્યા અને વાવ્યા પછી જે ફળ મળે છે તે ખાઉં છું."

બ્રાહ્મણે પૂછ્યું: "જો તમે ખેડતા અને વાવતા હો તો તેની નિશાની કયાં છે? તમારા બળદ, બીજ અને હળ કયાં છે?"

આ ઉપરથી શાકય પ્રભુએ જવાબ આપ્યો: "હું શ્રદ્ધારૂપી બીજ વાવું છું; ભક્તિરૂપી વરસાદ તે બીજને પલાળે છે; વિનયરૂપી હળનું લાકડું છે; મન તે ધૂંસરીનું બંધન છે; અપ્રમત્તદશા તે હળનો લોઢાનો ભાગ છે; સત્યથી તે હળ બંધાય છે અને દયાથી તે છૂટું કરી શકાય છે. શક્તિ તે મારા બળદો છે; માયારૂપી નકામા છોડવા કાઢી નાખી ખેડવાનું કામ થાય છે. તેનો પાક નિર્વાણનું અમૃતફળ છે અને આ રીતે ખેડવાથી સર્વ દુઃખનો અંત આવે છે." તરતજ તે બ્રાહ્મણે શાકય મુનિના પાત્રમાં ખીર રેડી અને કહ્યું: "હે શ્રમણ! આ ખીરનું ભોજન કરો. ખરેખર તમે ખેડૂત છો; તમે એવી ખેતી કરો છો કે જેનું ફળ અમરતાના રૂપમાં મળે છે."

જ્યારે જ્યારે કાંઈ ઠપકો આપવાનો અથવા કાંઈ સાર બતાવવાનો પ્રસંગ આવે ત્યારે પોતાના અને તે પુરુષોના પૂર્વભવો તે કહેતા હતા; આવી પૂર્વભવોની વાતોને બુદ્ધધર્મમાં જાતક વાર્તાઓ કહેલી છે, પણ આ સર્વ કરતાં પણ તેમનો પોતાનો પ્રભાવ લોકોને બૌદ્ધધર્મી બનાવવામાં અસાધારણ કારણભૂત હતો; જ્યારે તે કોઈ સાથે વાત કરતા, ત્યારે લોકો અંજાઇ જતા. શું કેવળ શબ્દોથીજ અંગુલીમાલ નામનો મોટો લૂંટારો અથવા આલવી ગામનો મનુષ્યોનો આહાર કરનાર ક્રૂર મનુષ્ય બદલાઇ ગયા હશે? તેમની છાયા તળે એકવાર પણ જે આવ્યા તે હમેશને માટે તેમના થઈ રહેતા

હતા. જે તેમને મળતા તે તેમની મૈત્રી (પ્રેમ) ને વશ થતા અને જેઓ તેમને જાણતા તે સદાને માટે તેમના ભક્ત થઇ રહેતા.×

---

× બુદ્ધ ભગવાન વિષે એવું કહેવામાં આવે છે કે, સર્વ મનુષ્યો પોતપોતાની ભાષામાં તેમનો ઉપદેશ સમજી જતા હતા. તેમના ચૈતન્યનો પ્રભાવ શ્રોતાવર્ગ ઉપર અપૂર્વ હતો. તેમનું 'ઓરા' (તેજ) એટલું વિશાળ હતું કે, આખા વન સુધી તે વિસ્તરતું હતું. આ કારણથી તેમનું વ્યાખ્યાન સાંભળવા આવનાર સઘળા લોકો તેમના આ 'ઓરા' ની અસર તળે આવતા. તેમના આ ઓરાનો પ્રકાશ જોઇ ઊંચા દેવો પણ ત્યાં આવતા અને તેઓ પણ આ લોકોને સત્યના બોધની અસર કરવામાં સહાયભૂત થતા હતા. જ્યારે આપણે પવિત્ર ધર્મગ્રંથોમાં સાંભળીએ છીએ કે, એક વ્યાખ્યાન સાંભળવાથી સેંકડો મનુષ્યો અર્હત્ જેવી ઉચ્ચ સ્થિતિ મેળવવા ભાગ્યશાળી થયા, ત્યારે આ વાત જાણવાથી આપણને કાંઇ આશ્ચર્ય ઉત્પન્ન થતું નથી. હિંદુસ્તાનના તે ભાગમાં જન્મેલા મનુષ્યોમાંના ઘણાખરા પૂર્વભવોમાં બુદ્ધના સંબંધમાં આવેલા હતા અને બુદ્ધને સર્વજ્ઞાન થાય તે પછી તેમનો બોધ સાંભળવાનો ઉમદા લાભ મળે તે હેતુથી તે સર્વ ત્યાં જન્મ્યા હતા.

આ બાબત અતીંદ્રિય વિષયને લગતી છે, પણ જેઓની દૃષ્ટિ કેવળ આ સ્થૂળ ભુવનને લગતી હતી, તેઓ પણ બુદ્ધ ભગવાનને અસાધારણ પ્રભાવવાળા અને અલૌકિક સૌંદર્યવાળા રાજકુમાર તરીકે ગણતા હતા. તે તેમના કહેવાનો અર્થ ખુલ્લા શબ્દોમાં અને સ્પષ્ટતાથી કહેતા હતા. તે વખતના ચાલતા ધર્મના ગુરુઓ બ્રાહ્મણોને દક્ષિણા આપવાનું અને દેવોને બલિદાન આપવાનું શીખવવા ઉપરાંત ઘણો થોડો બોધ આપતા હતા. પણ આ નવા ધર્મગુરુએ ઉપદેશ આપ્યો કે, દેવોને પ્રસન્ન કરવાનો માર્ગ ઉમદા અને પવિત્ર જીવન છે; પશુઓનું બલિદાન આપવાનું નથી, પણ પાશવવૃત્તિઓનો ભોગ આપવાની જરૂર છે; અને બાહ્ય ક્રિયાઓ કરતાં, જીવનની શુદ્ધતા વધારે ઉપકારક અને વધારે સુખપ્રદ છે.

કોઇને પણ આ ધર્મ તેની ઇચ્છાવિરુદ્ધ માનવાને આગ્રહ કરવામાં આવતો ન હતો. લોકોની બુદ્ધિ અને અંતઃકરણ જો કબૂલ કરે તોજ અમુક સિદ્ધાંત સત્ય તરીકે માનવો, એવો બુદ્ધ ભગવાને ખુલ્લા શબ્દોમાં બોધ કર્યો છે.

" કોઇએ કહ્યું હોય તે ઉપરથી, અથવા પ્રાચીનકાળથી ચાલી આવેલી દંતકથાઓ ઉપરથી, અથવા લોકોમાં ઊડતી વાતો ઉપરથી તેમજ ઋષિઓએ લેખો લખેલા છે માટે તે લેખો ઉપરથી, અથવા કોઈ દેવે પ્રેરણા કરી હોય એવા ભ્રમ ઉપરથી, અથવા કોઇ માની લીધેલી બાબતને લીધે આવેલા અનુમાન ઉપરથી, અથવા ઉપમાને લીધે સારું લાગતું હોય તે ઉપરથી, અથવા તો આપણા ગુરુઓની કે શિક્ષકોની સત્તા ઉપરથી, કોઈ પણ બાબતને માની લેતા નહિ; પણ જ્યારે કોઈ લેખ, સિદ્ધાંત અથવા કહેવત આપણી બુદ્ધિ તથા અંતઃકરણ કબૂલ કરે ત્યારેજ તે સત્ય તરીકે સ્વીકારવાં."





# प्रकरण १२ मुं–श्रीबुद्धनो उपदेश

બુદ્ધ મહાત્માએ ઉપદેશેલા ધર્મના સિદ્ધાંતો યથાર્થ રીતે આપણા સમજવામાં આવે, તે માટે કેટલાક શબ્દોની વ્યાખ્યા આપવી જરૂરી છે; કારણ કે તે શબ્દોના પાશ્ચાત્ય વિદ્વાનોએ કરેલા જુદા અર્થોને લીધે ઘણી ગેરસમજૂત ફેલાયલી છે. જે એક શબ્દના સંબંધમાં અતિશય ગૂંચવાડો ઊભો થયો છે, તે શબ્દ 'નિર્વાણ' છે. 'નિર્વાણ'નો અર્થ પાશ્ચાત્ય વિદ્વાનો 'હયાતીનો આત્યંતિક વિનાશ' અથવા 'ચૈતન્યનો વિનાશ' એમ કરે છે, પણ આ અર્થ વાસ્તવિક નથી. કારણકે 'નિર્વાણ' એ ચૈતન્યના અતિશય વિકાસરૂપ છે અને તે વિકાસદ્વારા આપણા સૂર્યમંડળની હદમાં તે આત્મા સર્વજ્ઞતા મેળવે છે. 'સર્વ પ્રકારના સ્થૂળ જીવનનો તેમજ આ સ્થૂળ સૃષ્ટિમાં મળી આવતી દરેક વસ્તુ તરફની તૃષ્ણાનો નાશ' આવો અર્થ 'નિર્વાણ' શબ્દથી સૂચવાય છે ખરો અને પ્રાયઃ આ કારણને લીધેજ 'નિર્વાણ' એ શબ્દનો 'આત્યંતિક વિનાશ' એમ અર્થ કરવામાં આવ્યો હશે. પણ સ્થૂળ તથા સૂક્ષ્મ પ્રકૃતિના બનેલા રૂપોવાળા જગતમાંથી અસ્તિત્વનો વિનાશ થવો, તેનો અર્થ એવો નથી કે ઉચ્ચ ચૈતન્યપ્રદેશમાં પણ આત્માનો નાશ થાય છે; કારણ કે આપણા અનુભવમાં જે આકારો આવી શકે છે, તેવા આકારો જ્યાં નથી, તેવા આત્માનાજ પ્રદેશમાં આત્માનું અસ્તિત્વ રહે છે. નિર્વાણ એ એવી આત્માની પરમદશા છે કે, તેનો અનુભવ

કરનારા ઋષિઓ પણ તેને શબ્દદ્વારા વર્ણવી શકે નહિ. આ કારણથીજ જ્યારે બુદ્ધદેવને નિર્વાણ વિષે પૂછવામાં આવ્યું, ત્યારે પોતે મૌન રહ્યા હતા.

"જો કોઇ એમ શીખવે કે 'નિર્વાણ' એટલે 'નાશ પામવું' તો તું તેમને જણાવજે કે તેઓ જૂઠું બોલે છે; જો કોઇ એમ શીખવે કે 'નિર્વાણ' એટલે 'જીવવું' તો તેમને જણાવજે કે તેઓ ભૂલ કરે છે." આપણે સામાન્ય રીતે જે અર્થમાં 'નાશ પામવું' અથવા 'જીવવું' સમજીએ છીએ, તેવા 'નાશ' કે 'જીવન' થી નિર્વાણનો ખ્યાલ પામવો દુર્લભ છે. પથ્થરમાં રહેલા ચૈતન્યમાં ને આપણી અંદર પ્રકટ થયેલા ચૈતન્યમાં જેટલું અંતર છે, તેના કરતાં પણ આપણા ચૈતન્યમાં અને 'નિર્વાણદશા' પ્રાપ્ત કરનારના ચૈતન્યમાં મોટું અંતર છે. જે બાબત બુદ્ધદેવ પણ મૌન રહ્યા હતા એવી ચૈતન્યની ઉત્કૃષ્ટ સ્થિતિને 'વિનાશ'ના અર્થમાં સમજવી, તે વેદાંતીઓ બ્રહ્મને 'નેતિ નેતિ' શબ્દથી જણાવે છે, માટે બ્રહ્મ નથી, એમ માનવા બરાબર છે.

હવે 'બુદ્ધ' એ કોણ? એ વિચારીએ. એક મહાન આત્મા જે આ સૃષ્ટિ પર અનેક જિંદગીનો અનુભવ મેળવીને સામાન્ય મનુષ્યજાતિ કરતાં ઘણે ઊંચે દરજ્જે ઉન્નતિક્રમમાં ચડેલો છે અને પરમ તત્ત્વ સાથે જ્ઞાન સહિત ઐક્ય પ્રાપ્ત કરવા સમર્થ થયેલો છે, તેને હિંદુ અને બૌદ્ધધર્મ 'બુદ્ધ' એટલે 'બોધ પામેલો' એ તરીકે ગણે છે; પણ 'નિર્વાણ' પ્રાપ્ત કરનાર અને 'બુદ્ધ' એ બે વચ્ચે પણ વળી અંતર છે. જેણે નિર્વાણ પ્રાપ્ત કર્યું હોય, તે આત્મા કરતાં પણ બુદ્ધની દશા વધુ માનવતી છે. નિર્વાણદશા પ્રાપ્ત કર્યા પછી જે દયાસાગર મહાન આત્મા મનુષ્યજાતિરૂપ પોતાના નાના બંધુઓના કલ્યાણ અર્થે નિર્વાણના સુખનો ભોગ આપીને, મનુષ્યજાતિને મદદ આપી શકાય તેવી સ્થિતિમાં રહે છે, તેને 'બુદ્ધ' કહે છે.

બૌદ્ધધર્મના પાયારૂપ બે સિદ્ધાંતો છે; તે સિદ્ધાંતોનાં નામ 'કર્મ' અને 'પુનર્જન્મ' છે. તે બે સિદ્ધાંતો વિષે હવે આપણે વિચાર કરીએ, કારણ કે તે બાબતના જ્ઞાન સિવાય બૌદ્ધધર્મના તત્ત્વની સમજણ પડવી અશકય છે. બૌદ્ધધર્મ પ્રતિપાદન કરે છે કે, જીવાત્મા અથવા વ્યક્તિ નિત્ય છે; તે સાથે એમ પણ સ્થાપન કરે છે કે, પ્રથમની ઉપાધિએ મૂકેલું બીજ, જેને 'સ્કંધ' કહેવામાં આવે છે, તેમાંથી અસંખ્ય ઉપાધિઓ ઉત્પન્ન થાય છે અને તે ઉપાધિઓનાં જન્મમરણ પણ થાય છે. ઘણીવાર જીવને અથવા નિત્ય તત્ત્વને મણકાની અંદર પરોવેલા સૂત્રની ઉપમા આપવામાં આવે છે અને ઉપાધિ તે મણકારૂપ છે. અથવા વધારે સારું દૃષ્ટાંત લઇએ તો જે છોડવાઓ ભોંયની અંદર ચાલે છે, દરેક વસંતઋતુમાં થડ અને પાંદડાં પ્રકટ કરે છે અને જેનાં પાંદડાં વગેરે શિયાળો આવતાં નાશ પામી અદૃશ્ય થાય છે, તે છોડવાઓનાં મૂળ સાથે જીવને સરખાવી શકાય અને ઉપરનાં પાંદડાં તથા થડને ઉપાધિ સાથે સરખાવાય. આ મૂળ અદૃશ્ય પણ સ્થાયી છે અને તે કારણથીજ તે મૂળમાંથી ઉત્પન્ન થતા છોડવાઓ એકબીજા સાથે જોડાય છે અને તે છોડવાઓરૂપ ઉપાધિ દૃશ્ય તેમજ અનિત્ય છે. આ ઉપાધિની અનિત્યતા ઉપર એટલો બધો ભાર મૂકવામાં આવ્યો છે કે, જુદી જુદી ઉપાધિઓને જોડનાર સ્થાયી તત્ત્વ ( આત્મા ) જેવી વસ્તુજ નથી એમ કેટલાક માનવાને દોરાય છે, પણ સૂક્ષ્મ વિચાર કરતાં જણાય છે કે બૌદ્ધધર્મ અનાત્મવાદી નથી.

આ 'પુનર્જન્મ'ના નિયમની સાથે સ્થાયી સંબંધ ધરાવતો અને પુનર્જન્મના નિયમમાંથીજ ફલિત થતો કર્મનો નિયમ છે. મનુષ્ય પોતેજ પોતાનો નિયંતા છે અને જેવું મનુષ્ય વાવશે તેવું લણશે, એ આ નિયમનો ટૂંકમાં સાર છે. જેવી રીતે પુરુષની પાછળ તેની છાયા જાય છે, તેવીજ રીતે સારા કામનું ફળ તેની પાછળ

જાય છે અને જેવી રીતે બળદની પાછળ ગાડીનું પૈડું ચાલે છે, તેવીજ રીતે ખરાબ કામનું ફળ તેની પાછળ આવે છે.

સર એડવિન આર્નોલ્ડના શબ્દોમાં "કર્મ"નો નિયમ આ પ્રમાણે છે:—

"દરેક મનુષ્યનું જીવન તેના પૂર્વજન્મોનાં આચરણનું પરિણામ છે; ઘણા કાળ પૂર્વે કરેલાં અશુભ કૃત્યો શોક અને દુઃખ ઉત્પન્ન કરે છે; તેમજ ભૂતકાળનાં શુભ કાર્યો આનંદ આપનાર બને છે. મનુષ્ય પોતે વાવેલું લણવા પાછો આવે છે."

જન્મમરણના ચક્રની ધરી આંસુની બનેલી છે અને તેની નાભિ શૂન્યની બનેલી છે. તે ચક્રમાંથી મનુષ્ય કેવી રીતે મુક્ત થઇ શકે તે શીખવવું. મનુષ્ય પોતાનાજ ભવિષ્યનો રચનાર છે, અથવા તેનું ભવિષ્ય તેના પોતાનાજ હાથમાં છે એમ જણાવવું. આનો ખ્યાલ આવ્યા પછી મનુષ્યે કેવાં પ્રકારનાં કાર્યો તથા વિચારો કરવા કે જે પુનર્જન્મના કારણને સહાયભૂત થાય નહિ અને ભૂતકાળનું કર્મ ખપી જતાં મનુષ્ય મુક્તિ-નિર્વાણ પ્રાપ્ત કરી શકે; આ શીખવવું-આમાંજ બૌદ્ધધર્મનો સાર સમાયેલો છે.

સર્વ મનુષ્યોને શુદ્ધ વિચાર કરવાનું અને પોતાના ખુદ શિષ્યોને ધ્યાન કરવાનું બુદ્ધદેવ ભાર દઇને જણાવતા હતા, તેનું કારણ પણ આજ હોવું જોઇએ, એમ આપણને જણાય છે. કાર્ય કરતાં પહેલાં વિચાર ઉદ્ભવે છે; વિચાર તે કાર્યનો નિયંતા છે. મનુષ્યની ઉન્નતિમાં, તેનું ચારિત્ર્ય ઉત્તમ પ્રકારનું બનાવવામાં અને તેનું ભવિષ્ય નિર્માણ કરવામાં ઉત્તમ વિચાર એ ઘણુંજ પ્રબળ સાધન છે. પાશ્ચાત્ય લોકોમાં તથા તેમના સંસર્ગને લીધે આપણા લોકોમાં સ્થૂળ શરીરની બાહ્ય પ્રવૃત્તિને અગત્યની ગણવાની અને સ્પષ્ટ તેમજ નિયમિત વિચારને, તેમજ લાંબા કાળ સુધી કરેલા ધ્યાનને ગૌણ માનવાની જે ટેવ પડી ગઈ છે, તેમને સારુ બૌદ્ધ-

ધર્મનું આ શિક્ષણ ઘણુંજ લાભકારક અને ઉપયોગી છે.

બૌદ્ધધર્મનો મૂળ-મુખ્ય સિદ્ધાંત એ છે કે, મનુષ્યનાં સર્વ દુઃખો અજ્ઞાનમાંથી ઉત્પન્ન થાય છે. તેથી મનુષ્યની ઉન્નતિનું અને સુખનું રહસ્ય અજ્ઞાનને દૂર કરવામાં અને જ્ઞાન મેળવવામાં સમાયેલું છે. "નિયમ રાજ્યની સ્થાપના" (અથવા ડૉ. હીસ ડેવિડ્ઝના શબ્દોમાં કહીએ તો "ધાર્મિક જીવનના રાજ્યની સ્થાપના" "ધર્મચક્રપ્રવર્તન") એ નામના બુદ્ધદેવના વ્યાખ્યાનમાં તેમણે "અષ્ટ વિધ ઉત્તમ માર્ગ" એ નામના મધ્યમાર્ગનો ઉપદેશ કર્યો છે અને તે પ્રમાણે વર્તવાથી સર્વ પાપ અને દુઃખ જેનું મૂળ અજ્ઞાન છે, તેમાંથી મનુષ્યો મુક્ત થઇ શકે એમ દર્શાવ્યું છે.

આ પ્રખ્યાત વ્યાખ્યાન-સંવાદ ડૉ. હીસ ડેવિડ્ઝના માનવા પ્રમાણે તે વખતે જેવું કહેવામાં આવ્યું હતું, તેવુંજ શબ્દશઃ આપણને મળી આવેલું છે.

બુદ્ધ કહે છેઃ "હે ભિક્ષુકો! જેઓ સંસાર બહાર નીકળી પડયા છે, તેઓએ બે એકદેશીય-ઐકાંતિક બાબતો આદરવી નહિ; એક બાજુએ ઇન્દ્રિયજન્ય સુખોની-તેમાં મુખ્યત્વે મૈથુનાભિલાષની-આસક્તિવાળું જીવન આદરવા યોગ્ય નથી. કારણ કે તે પ્રમાણે વર્તવું તે નીચ, અધમ અને સંસારપ્રપંચમાં મગ્ન થયેલાને વાસ્તે છે; વળી તે અયોગ્ય અને સ્થાયી લાભ વિનાનું છે. તેમજ બીજી બાજુએ દેહકષ્ટ કરી આત્માને ગ્લાનિ પમાડવી તે રીત પણ આદરવા યોગ્ય નથી; કારણ કે આ રીત પણ દુઃખદાયક, અયોગ્ય અને સ્થાયી લાભ વિનાની છે. હે ભિક્ષુકો! આ બે પ્રકારના એકદેશીય માર્ગનો અનાદર કરનારો તથાગતે (બુદ્ધે) શોધેલો મધ્ય માર્ગ છે. તે માર્ગ ચક્ષુને ઉઘાડે છે, જ્ઞાન આપે છે અને તે મનની શાંતિ, ઉચ્ચ જ્ઞાન, સંપૂર્ણ બુદ્ધતા આપી નિર્વાણ ભણી લઈ જાય છે

અને તે મધ્ય માર્ગ કયો છે? ખરેખર તે 'અષ્ટવિધ ઉત્તમ માર્ગ' નીચે પ્રમાણે છેઃ–

(૧) શુદ્ધ વિચારો (વહેમ અને અજ્ઞાનરહિત).

(૨) શુદ્ધ અભિલાષા (ઉચ્ચ અને બુદ્ધિશાળી તેમજ અર્હંત પુરુષોને યોગ્ય).

(૩) શુદ્ધ વાણી (દયાળુ, નિષ્કપટી અને સત્યમય).

(૪) શુદ્ધ આચાર (શાંતિયુક્ત, પ્રમાણિક અને પવિત્ર).

(૫) શુદ્ધ વૃત્તિ–ઉદરનિર્વાહ (કોઈ પણ જીવતા પ્રાણીને ઇજા અથવા ભય ઉત્પન્ન કર્યા સિવાય).

(૬) શુદ્ધ પ્રયત્ન (આત્મકેળવણી તેમજ આત્મસંયમમાં).

(૭) શુદ્ધ અપ્રમત્તતા. (મન સાવધ તેમજ નિરીક્ષક હોવું જોઇએ).

(૮) શુદ્ધ અત્યાનંદ (જીવનની સત્યતાને લગતી ઊંડી સમાધિમાં મળે છે તે).

"હે ભિક્ષુકો! દુઃખને લગતું ઉત્તમ સત્ય નીચે પ્રમાણે છેઃ– જન્મ દુઃખમય છે, તેમ જરા પણ છે; રોગ દુઃખકર છે, તેમ મરણ પણ છે; અરુચિકર વસ્તુનો સંયોગ દુઃખકર છે, તેમજ રુચિકર વસ્તુનો વિયોગ પણ છે; અને કોઈ પણ અસંતુષ્ટ ઇચ્છા પણ દુઃખકર છે. ટૂંકામાં મમત્વભાવનાથી ઉત્પન્ન થતા 'પંચ સ્કંધો' દુઃખકર છે.

"હે ભિક્ષુકો! દુઃખની ઉત્પત્તિને લગતું ઉત્તમ સત્ય આ પ્રમાણે છેઃ જે તૃષ્ણા પુનર્જન્મનું કારણ છે, જે તૃષ્ણા ઇન્દ્રિયજન્ય સુખોની સહચારિણી છે અને જે તૃષ્ણા એક વખત આ સ્થળે અને અન્ય સમયે બીજે સ્થળે સંતોષ શોધે છે, તે તૃષ્ણામાંથી દુઃખ

ઉત્પન્ન થાય છે. બીજા શબ્દોમાં કહીએ તો વિકારતૃપ્તિની તૃષ્ણા અને ભવિષ્યજીવનની તૃષ્ણા આ દુઃખનાં કારણો છે. (વિષયેચ્છા, જીવનેચ્છા અને જીવનઅભિમાન આ ત્રણ પણ કારણો છે.)

"હે ભિક્ષુકો! દુઃખના વિનાશને લગતું ઉત્તમ સત્ય નીચે પ્રમાણે છેઃ—

"કોઇ પણ પ્રકારની ઇચ્છા રહે નહિ એવી રીતે તૃષ્ણાનો નાશ કરવામાં દુઃખનો અંત આવે છે. તે વાસ્તે તે તૃષ્ણાને દૂર કરવી, તેનો ત્યાગ કરવો, તેમાંથી મુક્ત થવું અને ફરીથી તેને હૃદયમાં દાખલ થવા દેવી નહિ. હે ભિક્ષુકો! દુઃખના નાશના માર્ગ ભણી લઇ જનાર ઉત્તમ સત્ય નીચે પ્રમાણે છે; ખરેખર તે 'ઉત્તમ અષ્ટવિધ માર્ગ છે.'"

આ ઠેકાણે ઉપર જણાવેલા તે માર્ગના આઠ પ્રકાર બતાવવામાં આવ્યા છે. કેટલીક વાર તેમનું ભાષાંતર નીચે પ્રમાણે કરવામાં આવે છે.:—

(૧) શુદ્ધ શ્રદ્ધા
(૨) શુદ્ધ વિચાર
(૩) શુદ્ધ વાણી
(૪) શુદ્ધ સિદ્ધાંત
(૫) ઉદરનિર્વાહનાં શુદ્ધ સાધનો
(૬) શુદ્ધ પ્રયત્ન
(૭) શુદ્ધ સ્મરણશક્તિ
(૮) શુદ્ધ ધ્યાન

વળી બીજી રીતે તેનું આ પ્રમાણે ભાષાંતર થઇ શકે છેઃ—

(૧) શુદ્ધ શ્રદ્ધા
(૨) શુદ્ધ આશયો
(૩) શુદ્ધ વાણી
(૪) શુદ્ધ આચાર
(૫) ઉદરનિર્વાહનાં શુદ્ધ સાધનો
(૬) શુદ્ધ પ્રયત્ન
(૭) શુદ્ધ અપ્રમત્તતા
(૮) શુદ્ધ ધ્યાન

ઉપર જણાવેલાં ભાષાંતરોમાંથી ગમે તે શબ્દો આપણે ગ્રહણ કરીએ તોપણ વિચારશ્રેણિ તો એકજ પ્રકારની છે.

પ્રથમ શુદ્ધ સત્યનું જ્ઞાન; તે પછી શુદ્ધ વિચારો; અને તે વિચારોને લીધે પોતે તેમજ પોતાના સંબંધમાં આવતા સર્વ જીવ પ્રત્યે શુદ્ધ વાણી અને શુદ્ધ કર્મ; અને તે પછી ત્રણ પ્રકારની આત્મકેળવણીઃ—(૧) શારીરિક કેળવણી (શુદ્ધ ઉદ્યોગ) (૨) માનસિક કેળવણી (અપ્રમત્તતા) અને (૩) આધ્યાત્મિક કેળવણી (ધ્યાન).

બૌદ્ધધર્મનાં સર્વ પવિત્ર પુસ્તકોનો સાર એકજ સૂત્ર અથવા શ્લોકમાં આવી જાય છે અને તે નીચે પ્રમાણે છેઃ—

"સર્વ પ્રકારનાં પાપ કરતાં અટકવું, સદ્ગુણ મેળવવા; પોતાના હૃદયને શુદ્ધ બનાવવું-આ બૌદ્ધનો ધર્મ છે."

પંચમહાવ્રતો ('પંચશીલ') જે બૌદ્ધધર્માનુયાયીઓને પાળવાનાં છે, તે સર એડવિન આર્નોલ્ડે કવિતારૂપે નીચે પ્રમાણે પ્રદર્શિત કર્યાં છેઃ—

**અહિંસા**—દયા ધર; કોઇને મારતો નહિ, ઉન્નતિક્રમના માર્ગપર ચાલતા શૂદ્રમાં શૂદ્ર પ્રાણીનો પણ તું વધ કરતો ના.

**અસ્તેય**—ઉદારતાથી આપવું અને લેવું, પણ પારકી વસ્તુ બીજા પાસેથી લોભથી, જોરથી કે કપટથી લેવી નહિ.

**સત્ય**—જૂઠી સાક્ષી પૂરવી નહિ, કોઇને માથે આળ ચડાવવું નહિ; જૂઠું બોલવું નહિ; સત્ય તે આંતરશુદ્ધિની વાણી છે.

**મદ્યમાંસનિષેધ**—જે વસ્તુઓ અને પ્રવાહી પદાર્થો મનુષ્યોને મદોન્મત્ત બનાવે છે તેનો ત્યાગ કર, શુદ્ધ મન અને શુદ્ધ શરીરને સોમપાનની જરૂર નથી.

**બ્રહ્મચર્ય**—તારા પાડોશી (અન્ય કોઇ પણ) ની સ્રીને અડવું નહિ. તેમજ અયોગ્ય અને અન્યાયયુક્ત શારીરિક પાપ આચરવાં નહિ.

આ "પંચશીલ"—એટલે પાંચ મહાવ્રતો નીચે પ્રમાણે તેમના દેવાલયમાં બૌદ્ધો ઉચ્ચારે છેઃ—

(૧) હું પ્રાણીઓનો વધ નહિ કરવાની પ્રતિજ્ઞા લઉં છું.

(૨) હું ચોરી નહિ કરવાની પ્રતિજ્ઞા લઉં છું.

(૩) હું અસત્ય નહિ બોલવાની પ્રતિજ્ઞા લઉં છું.

(૪) હું પરસ્રી સાથે સંબંધ નહિ રાખવાની પ્રતિજ્ઞા લઉં છું.

(૫) હું માદક પદાર્થો અને આળસ ઉત્પન્ન કરે તેવી વસ્તુઓ નહિ વાપરવાની પ્રતિજ્ઞા લઉં છું.

આ ઉપરથી દરેક મનુષ્યને જણાશે કે, 'સર્વ પ્રકારની જિંદગી પવિત્ર છે' તે વાત આ અતિશય વિખ્યાતિ પામેલા ધર્મનું મુખ્ય લક્ષણ છે અને બૌદ્ધધર્મનાં પવિત્ર પુસ્તકોમાં સર્વ પ્રાણીઓને જીવવાનો હક છે, એમ માનવાની અનિવાર્ય ફરજ દર્શાવવામાં આવી છે; અને સર્વ જીવતાં પ્રાણીઓ પ્રત્યે દયાની લાગણીથી વર્તવાની ફરજ પણ અગત્યની ગણવામાં આવી છે. બુદ્ધના શિક્ષણ પ્રમાણે જે દુર્ગુણોને લીધે મનુષ્ય 'સંઘ' બહાર થાય, તે દુર્ગુણોના વર્ગ પાડવામાં આવ્યા છે અને આ દુર્ગુણોમાં જીવતાં પ્રાણી પ્રત્યે દયા નહિ બતાવવાના દુર્ગુણને મુખ્ય પદ આપવામાં આવ્યું છે; અને જે મનુષ્ય સાધુના ગુણ સિવાય સાધુપણાનો ડોળ ઘાલે છે તે અધમમાં અધમ, સંઘ બહાર કાઢવા યોગ્ય છે અને સર્વ ભુવનોમાં તેને 'ચોર' ગણવામાં આવે છે; સાધુના દશ પ્રકારના ધર્મ અથવા "દશશીલ" નામના પુસ્તકમાં ભિક્ષુકો–ધર્મ સંઘના સભાસદોનાં કર્તવ્યનું વર્ણન આપેલું છે અને તેઓને

જિંદગી ઉપર નિગ્રહ મેળવવાને અને તેને કેળવવાને ઘણાં વ્રત અને નિયમો પાળવા પડે છે.

બુદ્ધે પોતાના જીવન–સમયમાંજ ભિક્ષુકો અને શિષ્યોનો એક 'સંઘ' સ્થાપ્યો; અને તે 'સંઘ' ને તેમણે સમગ્ર મનુષ્યજાતિને સ્પષ્ટ રીતે ઉપયોગમાં ન આવે તેવું વધારે ઉચ્ચ અને અધ્યાત્મ-વિદ્યાને લગતું ગુપ્ત શિક્ષણ આપ્યું, એમ માનવાને સબળ કારણો છે. કારણ કે તે તો ખુલ્લું છે કે ઉપર જણાવેલું નૈતિક શિક્ષણ ગમે તેવા ઉચ્ચ પ્રકારનું હોય, તોપણ ફક્ત તે શિક્ષણ 'નિર્વાણ' શબ્દથી સૂચવેલી આધ્યાત્મિક ઉન્નતિના ઉચ્ચ પગથિયા પર મનુષ્યને લઇ જવાને શક્તિમાન થશે નહિ. વધારે જ્ઞાન તેણે મેળવવું જોઇએ; અથવા જ્ઞાન મેળવવાની શક્તિ જે ગુપ્તજ્ઞાની (દીક્ષિત) ગુરુ અથવા અર્હતનો ખાસ ગુણ છે, તે જ્ઞાન મેળવવાની શક્તિ તેણે મેળવવી જોઇએ. જગતના સર્વ ધર્મસંસ્થાપકોની સર્વત્ર આવીજ રીત હતી.

હવે આ ગુપ્ત જ્ઞાન અથવા મુમુક્ષુના 'માર્ગ'' નાં નાનાં તેમજ મોટાં પગથિયાંનું જ્ઞાન તેમજ તે 'માર્ગ'' પર ચાલવાની દૃઢ ઇચ્છા રાખનારામાં જોઇતા વિવિધ ગુણોનું જ્ઞાન 'ગુપ્ત મદદગારો' એ નામના ગ્રંથને આધારે નીચે પ્રમાણે છે. મુમુક્ષુની પ્રથમની અદીક્ષિત અવસ્થાનાં પાંચ પગથિયાં છે, પણ પૂર્વ તરફના ઘણા ધર્મ-પુસ્તકોમાં તે શુદ્ધ માર્ગને લગતાં હોય એમ ગણવામાં આવ્યું નથી અને તેને લીધે આ વિષય સંબંધીના પૂર્વ તરફના ગ્રંથોનો અભ્યાસ કરતાં મુખ્ય અને ગૌણ વિભાગના દરજ્જાનો ફેરફાર શોધતાં ઘણી મુશ્કેલી પડે છે.

પ્રથમ પગથિયું "મનોદ્વારાવજ્જન" અથવા મનનાં દ્વાર ઉઘાડવાં તે છે; જ્યારે મનનાં દ્વાર ખુલ્લાં થાય છે ત્યારે તેને લીધે કેવળ ઐહિક ઇચ્છાઓની અનિત્યતા અને નિરર્થકતાની તે જિજ્ઞા-

સુને દૃઢ ખાતરી થવા માંડે છે અને તે જિજ્ઞાસુ અનન્ય નિષ્ઠાથી અધ્યાત્મ–માર્ગ ભણી વળે, તે પહેલાં આવી ખાતરી જરૂરની છે, તે તો સ્પષ્ટ છે. આ ગુણને હિંદુઓ 'વિવેક' નામથી ઓળખે છે.

બીજું પગથિયું "પરિક્કમ" અથવા કાર્ય વાસ્તે તૈયારીનું છે. અહીંયાં મનુષ્ય પૂર્વ દેશના ધર્મગ્રંથો જણાવે છે, તેમ કાર્યના ફળના ઉપભોગની આશા વિના તેમજ બદલા કે શિક્ષાની અપેક્ષા વિના શુભ ખાતરજ શુભ કર્મ આચરે છે; આ ગુણને વેદાંતમાં વૈરાગ્યનું નામ આપવામાં આવ્યું છે.

ત્રીજું પગથિયું "ઉપચાર" છે. તેનો અર્થ ધ્યાન અથવા ચારિત્ર્ય છે. હિંદુધર્મમાં જેને "ષટ્ સંપત્તિ" કહે છે, તે ગુણો મેળવવાનું આ સ્થાન છે. તે ગુણો નીચે પ્રમાણે છેઃ–(૧) શમઃ– મનની શાંતતા અથવા મનોનિગ્રહ; જો કે તે ગુણ પ્રાપ્ત કરવો દુષ્કર છે, તોપણ માનસિક કાર્યની ફતેહને વાસ્તે અતિ અગત્યનો છે. (૨) દમ–મનોનિગ્રહને લીધે વચન તેમજ કાર્ય પર તેવા પ્રકારનો નિગ્રહ. (૩) ઉપરતિ–ધર્માંધતાનો ત્યાગ કરવો તે. કોઈપણ ધર્મે જણાવેલા કાર્ય અથવા ક્રિયાની અવશ્યકતામાં તેમજ ઉપયોગીપણામાં શ્રદ્ધા અને તેને લીધે વિચારની સ્વતંત્રતા અને વિશાળ ઉદાર સહનશીલતાનો ઉદ્ભવ. (૪) તિતિક્ષા–કર્મના પરિણામરૂપે મળેલા સુખદુઃખને શાંત મનથી સહન કરવું તે. કોઇ પણ મનુષ્ય દુઃખ પમાડવામાં સાધનભૂત થાય તેના તરફ દ્વેષનો અભાવ. (૫) સમાધાન અથવા મનની એકાગ્રતા; કોઈ પણ પ્રકારની લાલચથી મનની સ્થિરતાનો ભંગ ન થાય તે. (૬) શ્રદ્ધા. ગુરુમાં તેમજ પોતાના આન્તર દૈવી સ્વભાવમાં વિશ્વાસ.

ચોથું પગથિયું "અનુલોમ" ક્રમવાર ચડવું તે. ઉપર જણાવેલા ગુણોમાંથી સ્વાભાવિક પરિણામરૂપે તે ગુણ આવે છે. ઉચ્ચમાં

ઉચ્ચ તત્ત્વ જોડે સંયોગની તેમજ મુક્તિ-નિર્વાણની અનિવાર્ય ઇચ્છા (મુમુક્ષા) નું આ સ્થાન છે.

પાંચમું પગથિયું "ગોત્રભૂ" નું છે. આ શબ્દનો અર્થ ગુપ્ત જ્ઞાન (રહસ્ય) ની દીક્ષાને વાસ્તે અધિકારીપણું એમ થાય છે. અહીંયાં તે પોતાના સર્વ ગુણોને એકત્ર કરે છે અને હવે અદીક્ષિત અવસ્થામાંથી દીક્ષિત અવસ્થામાં પ્રવેશ કરવાને તૈયાર થાય છે.

અહીંયાં જણાવવું જોઇએ કે, ઉપર જણાવેલા સર્વ ગુણો નવા ઉપાસકમાં સંપૂર્ણ ખીલેલા હોવા જોઇએ, એવી તેની પાસેથી આશા રાખવામાં આવતી નથી. અથવા તે ગુણો એક પછી એક અનુક્રમે મેળવવા જોઇએ તેમ પણ નથી. તે ઉપાસકે એકજ સમયે ચારિત્ર્ય યોજનાના કાર્યમાં, ધ્યાનની દિશામાં અને ઉપર જણાવેલા માર્ગાનુસાર ઉન્નતિ મેળવવાના કાર્યમાં પોતાની શક્તિનો ઉપયોગ કરવો જોઇએ. પોતાની આગળ ઉન્નતિને વાસ્તે કેવું વિશાળ ક્ષેત્ર છે, તેના સાભિજ્ઞ જ્ઞાન સિવાય પણ (ગોત્રભૂ) શબ્દે સૂચવેલે પગથિયે બાહ્ય ધર્મમાં ગૂંથાયેલા અથવા કોઇ પણ ખાસ ધર્મ વિનાના ઘણા પુરુષો આવી શકે છે અને આવવા જોઇએ અને 'ગોત્રભૂ' તે કોણ? આ પ્રશ્નના ઉત્તરમાં બુદ્ધદેવે જણાવ્યું છે કે, જે સામગ્રીદ્વારા આત્માને પવિત્ર બનાવવાના કાર્યનો આરંભ થાય છે, તે સામગ્રીસંયુક્ત મનુષ્ય તે 'ગોત્રભૂ' છે.

આ અદીક્ષિત અવસ્થાના વિભાગની પેલી પાર કેવળ શુદ્ધ માર્ગના ચાર વિભાગ છે અને આ પગથિયા પર થઇને પસાર થતાં, જે સંયોજન-બંધન તેને જન્મમરણના ચક્ર સાથે બાંધે છે અને નિર્વાણ પ્રાપ્ત કરતાં અટકાવે છે, તે દશ સંયોજનથી ઉપાસકે મુક્ત થવું જોઇએ. હવે થોડી ફતેહથી ચાલી શકે તેમ નથી. હવે તો જે તૃષ્ણાઓ શિષ્યને બંધનકર્તા છે તેમાંથી તેણે મુક્ત

થવું જ જોઇએ અને આ પગથિયા પર એવા વિશાળ ગુણો મેળવવાની આવશ્યકતા છે કે, માર્ગના આ વિભાગમાંથી પસાર થતાં સાત જન્મની જરૂર પડે છે, એમ ધર્મશાસ્ત્રો જણાવે છે. દરેક વિભાગ બીજા વિભાગથી ખાસ દીક્ષા–ક્રિયાથી જુદો પડે છે. પ્રથમ વિભાગને "સોતાપતિ" અથવા "સોહન" કહેવામાં આવે છે અને સેવાની અથવા સોતાપન્ન (જેણે 'પ્રવાહ' માં પ્રવેશ કર્યો છે, એવો આત્મા) કદાચ 'માર્ગ'થી વિમુખ થાય, કોઇક સમયે તે નિષ્ફળ નીવડે અને કોઇક સમયે પોતાની ઉન્નતિમાં વિલંબ કરે, તે છતાં પણ તે પગથિયું તેણે કદાપિ પ્રાપ્ત ન કર્યું હોય તેવો તો કદી તે બને નહિ. આ ઠેકાણે ત્રણ બંધનો તોડવા યોગ્ય છે. (૧) આત્મભ્રાંતિ–ઉપાધિને જીવરૂપ માનવામાં અને પોતાના આત્માને સમસ્ત આત્મા (પરમાત્મા) કરતાં ભિન્ન માનવામાં અને તેથી તેનો પોતાનો સ્વાર્થ તેના જાતભાઇઓના સ્વાર્થનો વિરોધી છે તેમ જાણવામાં આત્મભ્રાંતિનો સમાવેશ થાય છે. (૨) શંકા અથવા અનિશ્ચય–મનુષ્યના સ્વભાવ અને ભવિષ્ય વિષેના મૂળ સત્યનું પોતે અપરોક્ષ જ્ઞાન પ્રાપ્ત કરીને અથવા સુપ્રસિદ્ધ બુદ્ધિગમ્ય જ્ઞાનની શ્રદ્ધાવડે શંકાને દૂર કરવાની છે; પણ અંધશ્રદ્ધાથી તે શંકાનું સમાધાન કરવાનું નથી. (૩) વહેમ–હૃદયશુદ્ધિ અર્થે બાહ્ય ધર્મની કોઇ પણ ક્રિયા અથવા કાર્ય ઉપર આધાર રાખવો તેનો સમાવેશ 'વહેમ' માં થાય છે.

બીજું મોટું ઉચ્ચ પગથિયું "સકૃદાગામી"નું છે. આ સ્થાનમાં કોઇ પણ ખાસ બંધનને તોડવાનાં નથી. પણ તે સમય માનસિક અને અતીંદ્રિય શક્તિની ખાસ ઉન્નતિનો છે.

ત્રીજું ઉચ્ચ પગથિયું "અનાગામી"નું છે. અનાગામી એટલે જેને ફરી જન્મ લેવાનો નથી તેવો પુરુષ; આ સ્થાનમાં વિષયોપભોગ પ્રતિની આસક્તિનો સર્વાંશે ત્યાગ કરવો જોઇએ, ક્રોધ અથવા

દ્વેષ અને તેના સંબંધી પુરુષોની ઉપાધિના રાગને વાસ્તે તેના હૃદયમાં કાંઇ પણ સ્થાન મળવું જોઇએ નહિ; રાગનો ત્યાગ કરવો તે ઉપરથી શુદ્ધ અને ઉત્તમ પ્રકારનો પ્રેમ જે જીવાત્માઓ વચ્ચે સાંકળરૂપ છે, અથવા જે પ્રેમ વિશાળ સર્વગત અને સર્વ પ્રાણીપ્રતિનો છે, તેનો ત્યાગ કરવાનો નથી.

ચોથું પગથિયું "અર્હત"નું છે. અર્હત તે યોગ્ય વંદનીય પુરુષ છે. આ સ્થાનમાં બાકીનાં પાંચ બંધનના શેષ ભાગને પણ દૂર કરવો જોઇએ. તે નીચે પ્રમાણે છેઃ-(૧) શરીરમાં જીવનેચ્છા, ગમે તેવા ઉચ્ચ પ્રકારનું શરીર હોય તોપણ તેમાં જીવવાની ઇચ્છા. (૨) શરીરરહિત જીવનેચ્છા. (૩) માન; માનનો ત્યાગ એટલે પોતાની મહત્તાનો તેમજ કાર્યસિદ્ધિના ભાનનો અભાવ; ઉચ્ચનીચ વિષે ભેદાભાવ; સર્વને એકરૂપ માનવું તે. (૪) આત્મસ્થિરતાનો અભાવ; પોતાની ઉપર આવી પડતાં સંકટથી આત્મસ્થિરતાના ભંગનો અથવા ચંચળતાનો સંભવ. (૫) અજ્ઞાન—અજ્ઞાન દૂર કરવું એટલે સંપૂર્ણ જ્ઞાન મેળવવું તે; આપણા હાલના સૂર્યમંડળને લગતી અનુભવસિદ્ધ સર્વજ્ઞતા.

આ પગથિયું મૂકયું કે મનુષ્ય "અશેષ" બને છે. તેને હવે કાંઈ વધારે જાણવાનું રહેતું નથી. તે 'નિર્વાણી' કહેવાય છે. "જો કોઇ એમ શીખવે કે નિર્વાણ એટલે નાશ થવો, તો તેમને કહેવું કે તેઓ જૂઠું બોલે છે. જો કોઇ એમ શીખવે કે નિર્વાણ એટલે જીવવું, તો તેમને કહેવું કે તેઓ ભૂલ કરે છે. તેઓના પરિમિત જ્ઞાનની પેલી પાર શું છે, તેમજ કાળરહિત, આકારથી પરિમિત જીવનરહિત આનંદ શું છે, તે તેઓ સમજતા નથી."

આવી ઉચ્ચ અને ભવ્ય સ્થિતિ પ્રાપ્ત કરનાર પુરુષ સંબંધી "મેત્તાસૂત્ર"માં નીચે પ્રમાણે જણાવેલું છે. જે માતા પોતાની જિં-

દગીના ભોગે પણ પોતાના એકના એક બાળકનું રક્ષણ કરે છે, તે માતા જેવી રીતે પ્રેમ રાખે છે, તેવો પ્રેમ સર્વ પ્રાણી પ્રત્યે રાખો. અમર્યાદિત શુભેચ્છા–પ્રેમ સકળ જગતમાં ઊંચેનીચે સર્વ બાજુએ સંપૂર્ણ રીતે ભેદભાવ કે વિરોધ વિના પ્રસરો. જ્યારે મનુષ્ય જાગતાં-ઊંઘતાં–બેસતાં–સૂતાં સર્વ સમયે આવી મનની સ્થિતિમાં રહે છે, ત્યારે ‘આ જિંદગીમાં પણ ઉચ્ચ પ્રકારની પવિત્રતા મળી શકે’ એવું ઉત્તમ કથન ખરું પડે છે. બુદ્ધનું શિક્ષણ મનુષ્યના આત્માને વાસ્તે જગદુદ્ધારક અને મનુષ્યજાતિના પાળક થવાનું આવું ભવ્ય અને સર્વોત્કૃષ્ટ પદ દર્શાવે છે. પણ તેનો આરંભ જગતમાં તેમજ ગૃહમાં સદ્‌ગુણી જીવન ગાળવામાં થવો જોઈએ.

**श्रीबुद्धचरित्र समाप्त**



# श्रीबुद्धनो उपदेश

## धम्मपद

### प्रकरण १ लुं–यमकवर्ग*

આપણી હાલની સ્થિતિ આપણા વિચારોનું પરિણામ છે, આપણા વિચારો પર આધાર રાખે છે અને આપણા વિચારોથી બનેલી છે. જો કોઈ મનુષ્ય ખરાબ વિચારથી બોલે અથવા વર્તે, તો ગાડીને ખેંચનાર બળદની પછવાડે જેમ પૈડું ચાલ્યું આવે છે, તેમ દુઃખ તેની પછવાડે આવે છે. (૧)

આપણી હાલની સ્થિતિ આપણા વિચારોનું પરિણામ છે, આપણા વિચારો પર આધાર રાખે છે અને આપણા વિચારોથી બનેલી છે. જો કોઈ મનુષ્ય સારા વિચારથી બોલે અથવા વર્તે, તો છાયા જેમ મનુષ્યની પછવાડે જાય છે, તેમ સુખ તેની પછવાડે ચાલ્યું આવે છે. (૨)

---

* યમક એટલે જોડ. આ પ્રકરણમાં બબ્બે શ્લોકની જોડ હોવાથી આ પ્રકરણને યમકવર્ગ કહે છે.

તેણે મને ગાળ દીધી, તેણે મને માર્યો, તેણે મને હરાવ્યો, તેણે મને લૂંટ્યો–આવા વિચારોને જે મનુષ્ય પોતાના હૃદયમાં જગ્યા આપે છે, તે મનુષ્ય કદાપિ દ્વેષથી છૂટો થઈ શકે નહિ.(૩)

તેણે મને ગાળ દીધી તેણે મને માર્યો, તેણે મને હરાવ્યો, તેણે મને લૂંટ્યો–આવા વિચારોને જે મનુષ્ય પોતાના હૃદયમાં જગ્યા આપતો નથી, તેનો દ્વેષ બંધ પડે છે. (૪)

કારણ કે દ્વેષ કદાપિ દ્વેષથી નાશ પામતો નથી, પણ દ્વેષ સદા પ્રેમથીજ નાશ પામે છે. આ સનાતનધર્મ છે. (૫)

જગત જાણતું નથી કે આપણા સઘળાનો અહીં અંત આવવાનો છે; પણ જેઓ આ બાબત જાણે છે, તેમના કજિયાનો અંત આવે છે. (૬)

જે કેવળ સુખનેજ શોધતો ફરે છે; જેની ઇન્દ્રિયો કાબૂમાં નથી, જે ખાવામાં મિતાહારી નથી, જે આળસુ અને નિર્બળ છે, તેને મારદેવ( મોહરાજા ), જેમ પવન નબળા ઝાડને પાડે તેમ પાડી દે છે–અર્થાત્ ફસાવે છે. (૭)

જે સુખનાં સાધનો શોધ્યા વિના જીવે છે, જેની ઇન્દ્રિયો બરાબર કાબૂમાં આવેલી છે, જે ખાવામાં મિતાહારી છે, જે અપ્રમત્ત અને મજબૂત છે, તેને મારદેવ જેમ પવન મજબૂત ખડકને અસર નથી કરતો, તેમ અસર કરી શકતો નથી. (૮)

( કષાયથી ) પાપથી છૂટા થયા સિવાય જે (કાષાય ) પીળાં વસ્ત્ર પહેરે છે, જે સત્યને તેમજ ઇન્દ્રિયદમનને ગણકારતો નથી, તે કાષાય વસ્ત્ર પહેરવાને લાયક નથી. (૯)

પણ જે પાપથી છૂટેલો છે, જેણે સદ્‌ગુણમાં સ્થિરતા મેળવી છે અને ઇન્દ્રિયદમન અને સત્યના ગુણ જેણે પ્રાપ્ત કર્યા છે, તેજ ખરેખર પીળાં વસ્ત્ર પહેરવાને લાયક છે. (૧૦)

જેઓ અસત્યને સત્ય તરીકે માને છે અને સત્યને અસત્ય

તરીકે માને છે, તેઓ કદાપિ સત્ય મેળવી શકતા નથી, પણ ખોટી ઇચ્છાઓમાં ખેંચાય છે. (૧૧)

જેઓ સત્યને સત્ય તરીકે પિછાણે છે અને અસત્યને અસત્ય તરીકે માને છે, તેઓ સત્ય મેળવે છે અને સારી ઇચ્છાઓ પ્રમાણે ચાલે છે. (૧૨)

સારી રીતે નહિ સંચારેલા છાપરામાંથી જેમ વરસાદ માર્ગ કરે છે, તેવી રીતે વિચાર નહિ કરનારના (અવિચારશીલના) મનમાં વિકારો ઘૂસી જાય છે. (૧૩)

સારી રીતે સંચારેલા છાપરામાંથી વરસાદને માર્ગ જડતો નથી, તેમ સારી રીતે વિચાર કરનારના (વિચારશીલના) મનમાં વિકારો દાખલ થઈ શકતા નથી. (૧૪).

ખરાબ કામ કરનાર આ લોકમાં રડે છે, પરલોકમાં રડે છે, બન્નેમાં રડે છે. પોતાના અશુભ કામનું અશુભ પરિણામ આવે છે, ત્યારે તે રડે છે અને દુઃખી થાય છે. (૧૫)

સદ્‌ગુણી મનુષ્ય આ લોકમાં ખુશી થાય છે, પરલોકમાં ખુશી થાય છે, બન્ને લોકમાં ખુશી થાય છે. પોતાના કાર્યની શુદ્ધતા જ્યારે તે જુએ છે, ત્યારે તે ખુશી થાય છે અને આનંદ પામે છે. (૧૬)

ખરાબ કામ કરનાર આ લોકમાં દુઃખ ભોગવે છે, પરલોકમાં દુઃખ ભોગવે છે; બન્ને લોકમાં દુઃખ ભોગવે છે. જે ખોટું કામ પોતે કર્યું હોય તેનો વિચાર કરે છે, ત્યારે તે દુઃખી થાય છે અને ખરાબ સ્થિતિમાં જતાં વધારે દુઃખી થાય છે. (૧૭)

સદ્‌ગુણી મનુષ્ય આ લોકમાં સુખી હોય છે, પરલોકમાં સુખી હોય છે. જે સારું કાર્ય પોતે કર્યું હોય છે, તેનો વિચાર કરે છે, ત્યારે તે સુખી થાય છે અને સારી સ્થિતિમાં જતાં વધારે સુખી થાય છે. (૧૮)

અવિચારી મનુષ્ય જો કે ધર્મના નિયમોનો મોટો ભાગ મુખે બોલી જાય, પણ જો તે પ્રમાણે વર્તે નહિ તો તે યતિપણાને લાયક નથી, પણ તે બીજાની ગાયો ગણનાર ગોવાળ જેવો છે. (૧૯)

જે ધર્મના થોડા નિયમો મુખે જાણતો હોય, પણ જો તે પ્રમાણે વર્તી શકતો હોય અને જો તેણે વિકારો (રાગ), દ્વેષ અને મૂર્ખાઇનો ત્યાગ કર્યો હોય અને ખરું જ્ઞાન અને હૃદયની ગંભીરતા તેનામાં હોય, તો આ લોકમાં કે પરલોકમાં કોઇ પણ વસ્તુની ઇચ્છા નહિ કરનાર તે ખરેખર આ યતિપણાને લાયક છે. (૨૦)

---

# प्रकरण २ जुं—अप्रमत्तता*

અપ્રમાદ તે નિર્વાણનો માર્ગ છે અને પ્રમાદ તે મરણનો માર્ગ છે. જેઓ અપ્રમાદી હોય છે, તેઓ કદાપિ મરતા નથી, પણ જેઓ પ્રમાદી છે, તેઓ તો ક્યારનાએ મરી ચૂકેલ છે. (૧)

આ બરાબર સમજીને, જે અપ્રમત્તદશામાં આગળ વધેલો છે, તે પંડિત પુરુષ તેમાં આનંદ પામે છે અને બુદ્ધોના જ્ઞાનમાં ખુશી માને છે. (૨)

આવા સુજ્ઞ, ધ્યાની, સ્થિર ચિત્તવાળા, મજબૂત શક્તિઓવાળા પુરુષો ઉચ્ચમાં ઉચ્ચ સુખરૂપ નિર્વાણ મેળવે છે. (૩)

જો અપ્રમાદી પુરુષ જાગૃત થાય, જો તે જરા પણ ભૂલ ન કરે, જો તેનાં કાર્યો શુદ્ધ હોય, જો તે વિચારપૂર્વક વર્તતો હોય, જો તે આત્મસંયમ કરે અને ધર્મના નિયમો પ્રમાણે જીવન ગાળે, તો તેની કીર્તિમાં વધારો થશે. (૪)

જાગૃત થવાથી, અપ્રમત્તદશાથી, ઇન્દ્રિયોના નિગ્રહથી અને

---

* પ્રમાદ એટલે આળસ, ધર્મકામમાં શિથિલતા, અપ્રમાદ–અપ્રમત્તતા એટલે આળસનો અભાવ–જાગૃતિ.

મનના સંયમથી મનુષ્ય એવો દ્વીપ પ્રાપ્ત કરે છે કે, ગમે તેવા પાણીના પૂરથી તેને અસર થઇ શકે નહિ. (૫)

મૂર્ખ લોકો ખોટી મહત્તા પાછળ દોડે છે. પણ સુજ્ઞ મનુષ્યો અપ્રમાદને ઉત્તમ રત્નરૂપ ગણે છે. (૬)

ખોટી મહત્તા પાછળ દોડતા નહિ; તેમજ રાગ કે કામના ઉપભોગની પાછળ પડતા નહિ; જે અપ્રમાદી અને વિચારવંત છે, તેજ અપૂર્વ આનંદ અનુભવે છે. (૭)

જ્યારે ડાહ્યો મનુષ્ય અપ્રમાદથી ખોટી મહત્તાને દૂર કરે છે, ત્યારે તે જ્ઞાનના ઉચ્ચ શિખર પર ચડી શકે છે અને મૂર્ખ લોકો તળેટી આગળ ગોથાં ખાતા માલૂમ પડે છે. જેમ પર્વત ઉપર ઊભેલો મનુષ્ય મેદાન ઉપર ઊભેલા મનુષ્યોને પોતાથી નીચા જુએ છે, તેમ દુઃખથી મુક્ત થયેલો પુરુષ દુઃખમાં મગ્ન થયેલાં મનુષ્યોનાં ટોળાં તરફ જુએ છે. (૮)

પ્રમાદી મનુષ્યોમાં જે અપ્રમત્ત છે અને ઊંઘતા મનુષ્યોમાં જે જાગતો છે, તે મનુષ્ય શરતમાં સારો ઘોડો નિર્બળ ટટ્ટુને પાછળ મૂકીને આગળ વધી શકે છે, તેમ આગળ વધે છે. (૯)

અપ્રમત્તદશાથીજ ઇન્દ્ર દેવોનો અધિપતિ થયો. લોકો પણ અપ્રમત્તદશાની સ્તુતિ કરે છે. પ્રમાદની સર્વદા નિંદા થાય છે. (૧૦)

જે ભિક્ષુ અપ્રમત્તદશામાં આનંદ માને છે અને પ્રમાદદશા તરફ ભયની નજરથી જુએ છે, તે અગ્નિ જેવો ફરે છે અને નાનાં કે મોટાં સર્વ બંધનોને વિખેરી નાખે છે. (૧૧)

જે ભિક્ષુ અપ્રમાદદશામાં આનંદ માને છે, જે અવિચારીપણાને ભયરૂપ ગણે છે, તે પૂર્ણતાથી કદાપિ પાછો પડે નહિ. તે નિર્વાણની સમીપમાં છે. (૧૨)



# प्रकरण ३ जुं–चित्तवर्ग (विचार)

જેવી રીતે ધનુષ્યધારી પોતાના તીરને સીધું બનાવે છે, તેવીજ રીતે સુજ્ઞ મનુષ્ય પોતાના અનિશ્ચિત અને ક્ષણે ક્ષણે બદલાતા વિચારો, જેમને વશ કરવા અથવા રોકવા બહુ મુશ્કેલ છે, તેમને સીધા બનાવે છે. (૧)

કોઈ માછલીને તેના જળના નિવાસમાંથી બહાર સૂકી જમીન પર મૂકવામાં આવે, તો જેવી રીતે તે તરફડે છે, તેવી રીતે માર (મોહ-રાજા)ના રાજ્યમાંથી છૂટા થવાને આપણો વિચાર તરફડે છે. (૨)

મનને વશ કરવું એ ઉત્તમ કામ છે, કારણ કે મન બહુ મુશ્કેલીથી વશ થાય તેવું અને ચપળ છે. તેની મરજી માફક તે જ્યાં-ત્યાં દોડે છે. વશ કરેલું મન સુખ લાવી આપે છે. (૩)

ડાહ્યા પુરુષોએ પોતાના વિચારો તરફ લક્ષ આપવું જોઇએ; કારણ કે તે જણાતા નથી, બહુ દગાખોર હોય છે અને તેઓની ઇચ્છા પ્રમાણે તે દોડે છે; સારી રીતે રક્ષણ કરાયેલા વિચારો સુખ લાવી આપે છે. (૪)

મન ઘણે દૂર ભટકે છે, એ એકલું ફરે છે, શરીર વગરનું છે અને હૃદયના ઓરડામાં પુરાઈ જાય છે. આવા મનને જેઓ વશ કરે છે, તેઓ મારરાજાના પાશમાંથી મુક્ત થાય છે. (૫)

જો મનુષ્યની શ્રદ્ધા અનિશ્ચિત હોય, જો તે સદ્ધર્મ સમજતો ન હોય અને જો તેની મનની શાંતિમાં વિક્ષેપ થતો હોય તો તેનું જ્ઞાન કદાપિ સંપૂર્ણ હોઈ શકે નહિ. (૬)

જો મનુષ્યના વિચારો અસ્થિર ન હોય, જો તેનું મન ગભરાયેલું ન હોય, જો તેણે પુણ્ય તેમજ પાપનો ત્યાગ કર્યો હોય, તો જ્યાંસુધી તે જાગૃત ( અપ્રમત્ત ) છે ત્યાંસુધી તેને ભય નથી. (૭)

આ શરીર કુંભના જેવું ક્ષણમાં નાશ પામવાના સ્વભાવનું છે, એમ જાણીને મનુષ્યે મજબૂત વિચારોનો કિલ્લો બાંધવો જોઇએ અને જ્ઞાનરૂપી શસ્ત્રો વડે મારરાજાને જીતવો જોઇએ; તે જિતાય ત્યાર પછી પણ તેનાથી ચેતતા રહેવું જોઇએ અને કદાપિ પ્રમાદી થવું નહિ. (૮)

લાંબો વખત જશે નહિ તે પહેલાં તો આ શરીર નિરુપયોગી લાકડાના ઢીમચાની માફક જમીન પર અચેતન થઈ પડશે. (૯)

એક દ્વેષી બીજા દ્વેષીનું નુકસાન કરે, અથવા તો શત્રુ શત્રુનું જે નુકસાન કરે, તેના કરતાં ખોટે રસ્તે દોરાયેલું મન વધારે નુકસાન કરે છે. (૧૦)

જેટલો લાભ સારે રસ્તે દોરાયેલું મન કરી શકે છે, તેટલો લાભ માતા, પિતા કે બીજાં કોઈ સ્વજન કરી શકશે નહિ. (૧૧)

# प्रकरण ४ थुं–पुष्पवर्ग

આ પૃથ્વી, યમલોક અને દેવલોક ઉપર કોણ વિજય મેળવશે ? જેવી રીતે ચતુર મનુષ્ય શુદ્ધ પુષ્પને શોધી કાઢે છે, તેવી રીતે સદ્ગુણનો સીધો માર્ગ કોણ શોધી કાઢશે ? (૧)

મુમુક્ષુજ આ પૃથ્વી, યમલોક અને દેવલોક ઉપર જય મેળવશે. જેવી રીતે ચતુર મનુષ્ય પુષ્પને શોધી કાઢે છે, તેવી રીતે મુમુક્ષુ સદ્ગુણનો માર્ગ શોધી કાઢે છે. (૨)

જે મનુષ્ય આ શરીરને પાણીના પરપોટા સમાન, અથવા તો ઝાંઝવાના નીર સમાન ગણે છે, તે મારદેવનું પુષ્પની અણીવાળું તીર ભાગી નાખશે અને યમરાજને કદાપિ જોશે નહિ. (૩)

જેવી રીતે નદીનું પૂર ઊંઘતા ગામને ઘસડી જાય છે, તેવી

રીતે જે પુષ્પ એકઠાં કરે છે× અને જેનું મન અસ્થિર હોય છે, તેને મરણ ખેંચી જાય છે. (૪)

જે મનુષ્ય પુષ્પો એકઠાં કરે છે અને જેનું મન અસ્થિર છે, તે પોતાની સુખની ઇચ્છા તૃપ્ત કરે તે પહેલાં તો મૃત્યુ તેને વશ કરી લે છે. (૫)

જેવી રીતે એક મધમાખી પુષ્પમાંથી રસ પીએ છે, પણ પુષ્પને કે તેના રંગને કે તેની સુગંધને ઇજા કરતી નથી, તેવી રીતે ભિક્ષુકે નગરમાં રહેવું જોઇએ. (૬)

ભિક્ષુકે બીજાની માઠી આદતો, અથવા નહિ કરવાનાં કામ કરીને કરેલાં પાપો, અથવા કરવા યોગ્ય કામ નહિ કરીને કરેલાં પાપોને લક્ષમાં લેવાં નહિ, પણ પોતાનાં દુરાચરણો અને પોતાની ભૂલોને લક્ષમાં લેવી જોઇએ. (૭)

જે મનુષ્ય કહ્યા પ્રમાણે વર્તતો નથી, તેના સુંદર પણ અનુપયોગી શબ્દો, રંગવાળા પણ ગંધ વગરના સુંદર પુષ્પ જેવા છે. (૮)

પણ જે મનુષ્ય કહ્યા પ્રમાણે વર્તે છે, તેના સુંદર અને ઉપયોગી શબ્દો રંગવાળા તેમજ સુગંધવાળા સુંદર પુષ્પ જેવા છે. (૯)

પુષ્પના ઢગલામાંથી અનેક જાતની માળાઓ બનાવી શકાય, તેવી રીતે એક જન્મેલો મનુષ્ય અનેક સારાં કામો કરી શકે. (૧૦)

પુષ્પોની ગંધ પવનની સામે ફેલાતી નથી, તેમજ ચંદનની, તગરની કે મલ્લિકા પુષ્પોની ગંધ પવનની સામે ફેલાતી નથી. પણ સુજનોની સુગંધ પવનની સામે પણ ફેલાય છે; અર્થાત્ સુજનનો પ્રભાવ સર્વત્ર પડે છે. (૧૧)

ચંદન કે તગર, કમળ કે વસીકી, આ બધાં પુષ્પોની ગંધ કરતાં સદ્‌ગુણની સુગંધ શ્રેષ્ઠ છે. (૧૨)

---

× પુષ્પ એકઠાં કરવાં એ બાળકની રમત છે; માટે પુષ્પો એકઠાં કરનાર એ વિશેષણથી વિષયસુખમાં ગરક થયેલો બાળજીવ સમજવો.

ચંદન કે તગરની ગંધ કાંઇ હિસાબમાં નથી, સદ્ગુણી મનુષ્યોની ગંધ છેક ઊંચે દેવો સુધી પહોંચે છે. (૧૩)

જેઓમાં આ સદ્ગુણો છે, જેઓ કદાપિ અપ્રમત્ત નથી અને જેઓ સદ્જ્ઞાનને લીધે મુક્ત છે, તેમને ત્યાં મારદેવને સ્થાન મળતું નથી. (૧૪)

રસ્તામાં નાખેલા ઉકરડામાં પણ મધુર સુગંધ આપનારું અને આનંદજનક પુષ્પ ઊગી નીકળે છે, તેવી રીતે કચરાપટ્ટી જેવા મનુષ્યોની વચમાં પણ ખરેખરું જ્ઞાન પામેલો બુદ્ધનો શિષ્ય પોતાના જ્ઞાનથી સંસારાસક્ત અંધ મનુષ્યો કરતાં વિશેષ ઝળકી ઊઠે છે. (૧૫,૧૬)

# प्रकरण ५ मुं–बाळवर्ग (मूर्ख)

જાગતા પુરુષને રાત્રિ લાંબી જણાય છે, થાકેલાને ગાઉ લાંબા જણાય છે, તેજ પ્રમાણે સદ્નિયમને નહિ જાણનાર મૂર્ખને જીવન લાંબું (કંટાળાભરેલું) લાગે છે. (૧)

જો કોઇ મુસાફરને તેના માર્ગમાં તેનાથી ઉત્તમ અથવા તેના સરખો મનુષ્ય ન મળે, તો તેણે દૃઢ રીતે નિર્જન માર્ગમાં મુસાફરી કરવી, પણ મૂર્ખની સાથે મિત્રતા કરવી નહિ. (૨)

આ પુત્રો મારા છે, આ ધન મારું છે, એવા વિચારથી મૂર્ખ દુઃખી થાય છે. તે પોતાની જાતનો માલિક નથી, તો પછી પુત્ર અને ધનની તો વાતજ શી? (૩)

જે મૂર્ખ પોતાની મૂર્ખતા સમજે છે, એટલે અંશે તે ડાહ્યો છે; પણ જે મૂર્ખ પોતાને ડાહ્યો ગણે છે, તે ખરેખર મૂર્ખ કહેવાય છે. (૪)

મૂર્ખ મનુષ્ય આખી જિંદગી સુધી જ્ઞાની પુરુષના સંગમાં

રહે, તોપણ જેમ કડછી દૂધપાકનો સ્વાદ જાણતી નથી તેમ, તે મૂર્ખ સત્યનો અનુભવ કરી શકશે નહિ. (૫)

જો બુદ્ધિમાન પુરુષ એક ક્ષણવાર જ્ઞાની પુરુષના સંસર્ગમાં આવે, તો જેવી રીતે જીભ દૂધપાકનો સ્વાદ જાણી શકે છે, તે રીતે તે બુદ્ધિમાન પુરુષ સત્યનો અનુભવ કરી શકે છે. (૬)

થોડી બુદ્ધિવાળા મૂર્ખ મનુષ્યો જાતેજ પોતાના મોટા શત્રુઓ હોય છે. કારણ કે તેઓ ખરાબ કામ કરે છે, જેનાં તેમને કડવાં ફળ ભોગવવાં પડે છે. (૭)

જે કામને વાસ્તે મનુષ્યને પશ્ચાત્તાપ થાય અને જેનું ફળ રડતાં રડતાં અને આંખમાં આંસુ સાથે ભોગવવું પડે તે કામ ખચિત બરાબર થયેલું નથી. (૮)

જે કામને વાસ્તે મનુષ્યને પશ્ચાત્તાપ ન કરવો પડે અને જેનું ફળ આનંદથી અને ખુશમિજાજથી તે અનુભવે, તે કામ ખરેખર સારી રીતે થયેલું છે. (૯)

જ્યાંસુધી ખરાબ કામનું ફળ આવ્યું નથી, ત્યાંસુધી મૂર્ખ મનુષ્ય ધારે છે કે તે મધ જેવું છે, પણ જ્યારે તે ફળ પકવ થાય છે, ત્યારે તે મૂર્ખ દુઃખ અનુભવે છે. (૧૦)

મૂર્ખ માણસ હરહમેશ યતિની માફક કુશ નામના ઘાસની અણીવતી ભલે ખાય, છતાં જેણે ધર્મનું બરાબર સેવન કર્યું છે, તેને સોળમે ભાગે પણ તે નથી. (૧૧)

જેમ તાજું દોહેલું દૂધ એકદમ બગડી જતું નથી, તેમ ખરાબ કામનું ફળ એકદમ આવતું નથી; રખ્યાથી ઢંકાયેલા પણ અંદર ભભૂકતા અગ્નિની માફક તે ખરાબ કામ મૂર્ખ મનુષ્યની પાછળ જાય છે. (૧૨)

જ્યારે ખરાબ કામ જાહેર થાય છે, ત્યારે તે મૂર્ખને દિલગીરી ઉપજાવે છે; તે તેના ચળકતા ભાગ્યનો નાશ કરે છે અને મૂર્ખનું

માથું ઉડાવી દે છે. (૧૩)

કેવળ મૂર્ખ મનુષ્યજ ખોટી કીર્તિની, ભિક્ષુકોમાં આગળ આવવાની, આશ્રમમાં પ્રભુત્વ પામવાની અને લોકોમાં પૂજાવાની અભિલાષા રાખે! (૧૪)

ઉપાસક તેમજ ભિક્ષુક (સંસારી તેમજ ત્યાગી) આ કામ મેં કર્યું એમ વિચારે અને તેઓ કરવા યોગ્ય તેમજ નહિ કરવા યોગ્ય દરેક કામમાં મારી ઇચ્છા પ્રમાણે ચાલે–આવી મૂર્ખની ઇચ્છા હોય છે; આથી તેનો અહંકાર અને તૃષ્ણા વૃદ્ધિ પામે છે. (૧૫)

એક માર્ગ ધન તરફ દોરી જાય છે. બીજો માર્ગ નિર્વાણ ભણી લઈ જાય છે; બુદ્ધનો શિષ્ય–ભિક્ષુક જો આ બાબત સમજતો હોય તો તે કીર્તિને વાસ્તે પ્રયત્ન કરશે નહિ, પણ સંસારમાંથી મુક્ત થવાને ઉદ્યમી થશે. (૧૬)

# प्रकरण ६ ठुं–पंडितवर्ग (खरो ज्ञानी)

જે મનુષ્ય ત્યાગ કરવા લાયક શું છે તે બતાવે, જે ઠપકો આપે અને બુદ્ધિશાળી હોય, તેવો જ્ઞાની મનુષ્ય જો તમને મળે તો, કોઇ ખાનગી ભંડાર બતાવનારની પાછળ પાછળ તમે જાઓ છો, તેમ તેને અનુસરજો. જે તેવા જ્ઞાનીને અનુસરશે તેની દશા બગડશે નહિ પણ વધારે સારી થશે. (૧)

તે જ્ઞાની પુરુષને સલાહ આપવા દો, ઉપદેશ આપવા દો અને જે અયોગ્ય હોય તેમાંથી પાછા હઠવાનું કહેવા દો. તે દેવોને પણ વલ્લભ (પ્રિય) થશે, કેવળ ખરાબ મનુષ્યોજ તેને ધિક્કારશે. (૨)

ખરાબ કામ કરનારાને તમારા મિત્ર બનાવતા ના; હલકા મનુષ્યો સાથે મૈત્રી રાખતા ના; સદ્ગુણી મનુષ્યો સાથે મૈત્રીનો સંબંધ રાખો. ઉત્તમ મનુષ્યો સાથેજ મૈત્રી રાખો. (૩)

જે ધર્મ-અમૃત પીએ છે, તે શાંત ચિત્તથી અને સુખમાં વસે છે. બુદ્ધોએ ઉપદેશેલા ધર્મના નિયમોમાં વિદ્વાન સર્વદા આનંદ માને છે. (૪)

કૂવા ખોદનારાજ પાણીને મરજી માફક દોરી જાય છે. તીરકામઠાવાળા તીરને મરજી મુજબ વાળે છે. સુતાર લાકડાના ઢીમચાને જેવું રૂપ આપવું હોય તેવું આપે છે; તેજ રીતે વિદ્વાન પુરુષો પોતાની જાતના રચનારા છે. ( ૫ )

જેવી રીતે મજબૂત ખડક પવનથી હાલતો નથી, તેવી રીતે સુજ્ઞ પુરુષ પ્રશંસા કે નિંદાથી ડગતો નથી. (૬)

ધર્મનું શ્રવણ કરવાથી સુજ્ઞ પુરુષ ઊંડા, સુંવાળા અને શાંત સરોવર જેવો શુદ્ધ અને ગંભીર થાય છે. (૭)

સઘળા સંજોગોમાં સુજ્ઞ મનુષ્યો સાવધાનીથી વર્તે છે. ઇન્દ્રિયોના વિષયોની તૃપ્તિની ઇચ્છાથી સુજ્ઞ મનુષ્યો બોલતા નથી. સુખમાં કે દુઃખમાં જ્ઞાની પુરુષો બહુ ફુલાઇ જતા નથી કે દીન (ગરીબ મુખવાળા) બની જતા નથી. (૮)

પોતાને વાસ્તે કે બીજાને વાસ્તે જે પુત્રની, ધનની કે સત્તાની ઇચ્છા કરતો નથી, તેમજ અયોગ્ય રસ્તે પોતાના વિજયની ઇચ્છા કરતો નથી, તેજ મનુષ્ય સારો, જ્ઞાની અને સદ્‌ગુણી છે. (૯)

જેઓ સંસારરૂપી સમુદ્રને સામે કિનારે પહોંચે તેવા ( અર્હત જેવા ) પુરુષો આ દુનિયામાં બહુ થોડા છે. બીજા મનુષ્યો કિનારા પર આમતેમ દોડનારા છે. ( ૧૦ )

જેઓ એકવાર ધર્મનું રહસ્ય બરાબર સમજીને ધર્મના નિયમો પ્રમાણે વર્તે છે, તેઓ દુઃખે કરી ઉલ્લંઘી શકાય એવા મૃત્યુના રાજ્યમાંથી પસાર થઇ જાય છે. ( ૧૧ )

સુજ્ઞ મનુષ્યે સામાન્ય જીવનનો અંધકાર દૂર કરવો જોઇએ અને ભિક્ષુ તરીકેનું પ્રકાશિત જીવન ગાળવું જોઇએ. ઘર તજી અન-

ગાર ( ઘરબાર વગરનો ) થઇ એકાંતવાસમાં અલભ્ય આનંદ મેળવવા તેણે પ્રયત્ન કરવો જોઇએ. ( ૧૨ )

સર્વ સુખનાં સાધનોનો ત્યાગ કરીને તેમજ સર્વ વસ્તુઓ ઉપરથી મારાપણાનો હક દૂર કરીને સુજ્ઞ મનુષ્યે મનની સઘળી પીડાઓથી છૂટવું જોઇએ. ( ૧૩ )

જેઓનું મન જ્ઞાનનાં સાત તત્ત્વો* સારી રીતે સમજે છે, જેઓ દરેક વસ્તુ ઉપરથી મમત્વ દૂર કરીને વિરાગદશામાં આનંદ માને છે, જેઓની વૃત્તિઓ કાબૂમાં છે અને જેઓનું જ્ઞાન પ્રકાશમય છે, તેઓ આ દુનિયામાં રહેવા છતાં પણ મુક્તજ છે.(૧૪)

# प्रकरण ७ मुं-अर्हतवर्ग

જેણે મુસાફરી પૂરી કરી છે, શોકનો ત્યાગ કર્યો છે, સર્વ બાજુએથી જે મુક્ત છે અને જેણે સઘળાં બંધનોને ફેંકી દીધાં છે, તેને વાસ્તે કોઈ પણ પ્રકારનું દુઃખ નથી. ( ૧ )

તેઓ પોતાના ચિત્તને બરાબર એકાગ્ર કરીને વિચારબળથી ઉદ્યમ કરે છે, તેઓ એક સ્થાનમાં રહેતા નથી. જેવી રીતે હંસ કાદવવાળા સ્થાનને તજીને જાય છે, તેવી રીતે તેઓ પણ ઘરબાર તજીને જાય છે ( અનગાર બને છે ). ( ૨ )

જેઓ કાંઈ ધન રાખતા નથી, જેઓ અમુકજ પ્રકારનો ખોરાક ખાય છે, જેઓએ અપરિમિત સ્વતંત્રતા-નિર્વાણ મેળવ્યું છે, તેઓનો માર્ગ આકાશમાં ઊડતાં પક્ષીઓના માર્ગની માફક

* બોધિજ્ઞાન મેળવવાનાં સાત અંગ બૌદ્ધધર્મમાં કહેલાં છે; તેમનાં નામ ૧ સ્મૃતિ, ૨ પ્રજ્ઞા, ૩ ઉત્સાહ, ૪ પ્રીતિ, ૫ પશ્યધિ, ૬ સમાધિ અને ૭ ઉપેક્ષા.

સમજવો બહુ મુશ્કેલ છે. ( ૩ )

જેની વૃત્તિઓ શાંત છે, જે રાગમાં મગ્ન નથી, જેણે અપરિમિત સ્વતંત્રતા–નિર્વાણ પ્રાપ્ત કર્યું છે, તેઓનો માર્ગ આકાશમાં ઊડતાં પક્ષીઓના માર્ગની માફક સમજવો બહુ કઠણ છે. ( ૪ )

સારથિએ બરાબર કેળવીને વશ કરેલા ઘોડાઓની માફક જેની ઇન્દ્રિઓ વશ થયેલી છે, જે અભિમાન અને તૃષ્ણાઓથી મુક્ત છે, તેની દેવો પણ ઇર્ષ્યા કરે છે. ( ૫ )

જે પોતાનું કર્તવ્ય બજાવે છે અને જે પૃથ્વી અથવા ઊમરાની માફક સહનશીલ છે, તે કાદવ વગરના સરોવર જેવો–નિર્મળ છે; તેને ભવિષ્યમાં જન્મ લેવા પડશે નહિ. ( ૬ )

જ્યારે સદ્જ્ઞાન વડે તે મુક્ત થાય છે અને જ્યારે તે તદ્દન શાંત બને છે, ત્યારે તેના વિચાર શાંત હોય છે, તેનું વચન તેમજ કાર્ય પણ શાંત હોય છે. ( ૭ )

જે ખોટી માન્યતાઓથી મુક્ત છે, જે અસૃષ્ટ વસ્તુને ઓળખે છે, જેણે સઘળાં બંધનો તોડી નાખ્યાં છે, સઘળી લાલચો દૂર કરી છે અને સઘળી ઇચ્છાઓનો ત્યાગ કર્યો છે, તે સૌથી ઉત્તમ મનુષ્ય છે. ( ૮ )

ઝૂંપડામાં કે જંગલમાં, દરિયામાં કે સૂકી જમીન પર, જ્યાં જ્યાં અર્હંત વસે છે, તે સ્થાન આનંદદાયક બને છે. ( ૯ )

જ્યાં જગતને આનંદ મળતો નથી, ત્યાં નિર્વિકારીને આનંદ મળે છે, તેને જંગલો પણ આનંદ આપનારાં નીવડે છે; કારણ કે તે બાહ્ય સુખને શોધતો નથી. ( ૧૦ )



# प्रकरण ८ मुं–सहस्र (हजार) वर्ग

એક મનુષ્ય હજાર શબ્દોનું ભાષણ આપે, પણ જો તેના શબ્દો અર્થ વગરના હોય તો તે ભાષણ નિરર્થક છે. પણ તેને બદલે અર્થવાળો એક શબ્દ જે સાંભળવાથી મનુષ્ય શાંત બને, તે વધારે સારો ગણી શકાય. (૧)

કોઇ કાવ્ય હજાર શબ્દોનું બનેલું હોય પણ જો તે અર્થ વગરનું હોય, તો તેના કરતાં તે ગાથાનો એક શબ્દ જે સાંભળવાથી મનુષ્ય શાંત થાય, તે શબ્દ વધારે ઉપયોગી ગણી શકાય. (૨)

નકામા શબ્દોની સો ગાથા એક મનુષ્ય બોલે તેના કરતાં ધર્મનો એક શબ્દ જે સાંભળવાથી મનુષ્ય શાંત બને તે વધારે ઉપયોગી ગણાય. (૩)

એક મનુષ્ય હજાર વાર હજાર મનુષ્યો સાથે લડાઇમાં જીતે અને બીજો મનુષ્ય ફક્ત પોતાના ઉપર જય મેળવે, તો બીજો મનુષ્ય વધારે ઉત્તમ જીત મેળવનાર છે. (૪)

બીજા મનુષ્યોને જીતવા કરતાં આત્મજય કરવો એજ ઉત્તમ છે. જેણે આત્મજય કર્યો છે અને જે સંયમમાં રહે છે, તેના વિજયને પરાભવના રૂપમાં ફેરવવા દેવ કે ગંધર્વ કે (બ્રહ્મા સાથે) મારદેવ કોઈ સમર્થ નથી. (૫,૬)

એક મનુષ્ય દર મહિને હજાર પશુઓનો યજ્ઞ કરે અને જેના આત્માએ અનુભવ જ્ઞાન મેળવ્યું છે, એવા કોઇ મહાન પુરુષને એક ક્ષણવાર નમસ્કાર કરે, તો હજાર વર્ષના યજ્ઞ કરતાં એક ક્ષણનો તે નમસ્કાર વધારે કીમતી છે. (૭)

એક મનુષ્ય સો વર્ષ સુધી જંગલમાં રહી અગ્નિની ઉપાસના કરે અને જેના આત્માએ અનુભવજ્ઞાન મેળવ્યું છે, તેવા કોઈ

મહાન પુરુષને એક ક્ષણવાર નમસ્કાર કરે, તો સો વર્ષની અગ્નિની ઉપાસના કરતાં એક ક્ષણનો નમસ્કાર વધારે કીમતી છે. (૮)

પુણ્ય મેળવવાને મનુષ્ય આખા વર્ષ સુધી ગમે તેવો ભોગ કે બલિદાન આપે, છતાં તેની કિંમત એક ફૂટેલી બદામ જેટલી પણ નથી, પણ અર્હંત તરફ બતાવેલો પૂજ્યભાવ વધારે ઉત્તમ છે. (૯)

જે મનુષ્ય વૃદ્ધોનો આદરસત્કાર કરે છે અને તેમને માન આપે છે, તેનું જીવન, સૌંદર્ય, સુખ અને બળ—આ ચાર બાબતો વૃદ્ધિ પામે છે. (૧૦)

એકસો વર્ષ સુધી મનુષ્ય વિષયી કે અજિતેંદ્રિય રહે, તેના કરતાં સદ્ગુણી અને વિચારશીલ મનુષ્યની એક દિવસની જિંદગી વધારે ઉત્તમ છે. (૧૧)

અજ્ઞાની અને અજિતેંદ્રિય મનુષ્યની સો વર્ષની જિંદગી કરતાં જ્ઞાની અને વિચારશીલની એક દિવસની જિંદગી વધારે ઉત્તમ છે. (૧૨)

આળસુ અને નિર્બળ તરીકે ગાળેલી એક સો વર્ષની જિંદગી કરતાં મજબૂત મનવાળા તરીકે ગાળેલી એક દિવસની જિંદગી વધારે ઉત્તમ છે. (૧૩)

આદિઅંત ( જન્મમરણ )નો વિચાર કર્યા વગરની સો વર્ષની જિંદગી કરતાં આદિ અને અંત (જન્મમરણ) ના જ્ઞાનવાળી એક દિવસની જિંદગી વધારે ઉત્તમ છે. (૧૪)

અમરસ્થાન (નિર્વાણ)ના જ્ઞાન વગરની સો વર્ષની જિંદગી કરતાં નિર્વાણના જ્ઞાનવાળી એક દિવસની જિંદગી વધારે ઉત્તમ છે. (૧૫)

ઉત્તમ ધર્મ સમજ્યા વગરની સો વર્ષની જિંદગી કરતાં ઉત્તમ ધર્મ સમજીને ગાળેલી એક દિવસની જિંદગી વધારે ઉત્તમ છે. ( ૧૬ )

---

# प्रकरण ९ मुं–पापवर्ग

મનુષ્યે શુભ કામ કરવા તરફ ઉતાવળ કરવી જોઇએ અને ખરાબ વિચારથી મનને દૂર રાખવું જોઇએ. જે મનુષ્ય સારું કામ કરવામાં આળસ કરે છે, તેનું મન પાપ કામમાં રમે છે. (૧)

કદાચ કોઈ મનુષ્ય કોઇ પાપ કરે તો તેણે ફરીથી તે કરવું નહિ. તેણે તે પાપમાં આનંદ માનવો નહિ. પાપ એકઠું થાય છે ત્યારે દુઃખ ઉત્પન્ન કરે છે. (૨)

જો કોઇ મનુષ્ય સારું કામ કરે તો તેણે ફરીથી તે કરવું. સારા કામમાં તેણે આનંદ માનવો, કારણ કે સારું કામ એકઠું થાય છે ત્યારે સુખજનક છે. (૩)

જ્યાંસુધી ખરાબ કામનું ફળ આવ્યું નથી, ત્યાંસુધી ખરાબ કામ કરનાર સુખજ જુએ છે; પણ જ્યારે ખરાબ કામનું ફળ આવે છે, ત્યારે તે ખરાબ કામનું ખરાબ ફળ તેના જાણવામાં આવે છે. (૪)

જ્યાંસુધી સારા કામનું ફળ આવ્યું નથી, ત્યાંસુધી સજ્જનને પણ ખરાબ દિવસ ભોગવવા પડે છે. પણ જ્યારે સારા કામનું ફળ આવે છે, ત્યારે સારા માણસને સારી વસ્તુઓ પ્રાપ્ત થાય છે. (૫)

પાપની મને અસર થશે નહિ, એવો વિચાર કરી કોઇએ પાપની તરફ બેદરકાર થવું નહિ. ટીપું ટીપું પાણી પડવાથી પણ ઘડો ભરાય છે, તે પ્રમાણે થોડું થોડું પાપ કરીને પણ મૂર્ખ મનુષ્ય પાપથી ભરાય છે. (૬)

થોડા પુણ્યની અસર થશે નહિ, એવું ધારીને કોઇએ પુણ્ય તરફ બેદરકાર રહેવું નહિ. ટીપું ટીપું પાણી પડવાથી પણ જેમ

ઘડો ભરાય છે, તે પ્રમાણે થોડું થોડું પુણ્ય કરીને પણ જ્ઞાની પુણ્યથી ભરાય છે. (૭)

જે વેપારી પાસે પુષ્કળ ધન હોય છે અને ઓછા સોબતીઓ હોય છે, તે જેમ જોખમકારક રસ્તાનો ત્યાગ કરે છે અને જેમ જિંદગીની દરકાર કરનાર ઝેરનો ત્યાગ કરે છે, તેમ મનુષ્યે પાપનો ત્યાગ કરવો. (૮)

જેના હાથ પર જખમ નથી, તે ઝેરનો ભલે સ્પર્શ કરે. ઝેર તેવા જખમ વગરનાને અસર કરતું નથી. જે પાપ કરતો નથી, તેને વાસ્તે કાંઇ દુઃખ નથી. (૯)

પવનની સામે નાખેલી ધૂળ મનુષ્યના ઉપર આવી પડે છે, તેવી રીતે જે મનુષ્ય નિરપરાધી, પવિત્ર અને નિર્દોષ મનુષ્યને ઇજા કરે છે, તે મૂર્ખ ઉપર દુઃખ આવી પડે છે. (૧૦)

કેટલાક મનુષ્યોને ફરીથી જન્મ લેવો પડે છે. ખરાબ કામ કરનારા નરકમાં જાય છે. પુણ્યકામ કરનારા સ્વર્ગમાં જાય છે. જેઓ સાંસારિક તૃષ્ણાઓથી મુક્ત છે તે નિર્વાણ પામે છે. (૧૧)

આકાશમાં, દરિયાના મધ્ય ભાગમાં, પર્વતના ચીરામાં, અથવા આખા વિશ્વમાં એવી એક પણ જગ્યા નથી કે જ્યાં વસવાથી મનુષ્ય પાપકર્મના ફળથી મુક્ત થઇ શકે. (૧૨)

આકાશમાં, દરિયાના મધ્ય ભાગમાં, પર્વતની ગુફામાં અથવા આખી દુનિયામાં એવી એક પણ જગ્યા નથી કે જ્યાં રહેવાથી મનુષ્ય મરણના ભયથી મુક્ત થઇ શકે. (૧૩)



# प्रकरण १० मुं–दंडवर्ग

સઘળા મનુષ્યો સજાથી ડરે છે. સઘળા મનુષ્યો પાપથી ડરે છે. યાદ રાખો કે તમે પણ તેમના જેવા છો. હિંસા કરતા નહિ, અથવા કરાવતા નહિ. (૧)

સઘળા મનુષ્યો સજાથી કંપે છે. સઘળા મનુષ્યો જીવવાને ઇચ્છે છે. તમે પણ તેમના જેવા છો, એ યાદ રાખો. હિંસા કરતા નહિ, અથવા કરાવતા નહિ. (૨)

પોતાના સુખની ઇચ્છા કરતો જે પુરુષ સુખનીજ ઇચ્છા કરતા બીજા પ્રાણીઓને સજા કરે છે, અથવા તેની હિંસા કરે છે, તેને મરણ પછી સુખ મળતું નથી. (૩)

પોતાના સુખની ઇચ્છા કરતો જે પુરુષ સુખની ઇચ્છા કરતાં બીજાં પ્રાણીઓને સજા કરતો નથી, અથવા મારતો નથી, તે મરણ પછી સુખ મેળવે છે. (૪)

કોઇને પણ કઠોર શબ્દો કહેતા ના. જેઓ કઠોર શબ્દો બોલે છે, તેમને જવાબ પણ કઠોર શબ્દોમાં મળે છે. ક્રોધભરેલું વચન દુઃખકારક છે. ઘાના બદલામાં ઘા સહન કરવા પડશે. (૫)

જેવી રીતે ભાંગી ગયેલા ઘંટનો અવાજ નીકળતો નથી, તેમ જો તું કાંઇ પણ બોલીશ નહિ તો જરૂર તું નિર્વાણ મેળવીશ. ક્રોધ તો તારાથી દૂર ભાગશે. (૬)

જેવી રીતે ગોવાળ ગાયોને હાંકીને પોતાની લાકડીવતી તબેલામાં લઈ જાય છે, તેમ વૃદ્ધાવસ્થા અને મૃત્યુ મનુષ્યના જીવનને હાંકી કાઢે છે. (૭)

મૂર્ખ મનુષ્ય જ્યારે ખરાબ કામ કરે છે, ત્યારે તે જાણતો નથી. પણ અગ્નિથી જેમ તૃણ બળે, તેમ પોતાનાં ખરાબ કામોરૂપી અગ્નિથી તે બળે છે. (૮)

જે નિર્દોષ અને નિરપરાધી મનુષ્યોને દુઃખ દે છે, તેને નીચે

જણાવેલી દશ સ્થિતિમાંથી એકાદ સ્થિતિ તરત મળે છે. (૧) તેને ત્રાસદાયક દુઃખ થશે, (૨) ભારે નુકસાન થશે, (૩) શરીરને નુકસાન થશે, (૪) અસહ્ય વેદના થશે, (૫) માનસિક ચિંતા થશે, (૬) રાજદંડ થશે, (૭) ભયંકર આરોપ તેના પર આવશે, (૮) તેના સ્વજનનો વિયોગ થશે, (૯) તેનો ખજાનો નાશ પામશે, અથવા તો (૧૦) વીજળી પડવાથી તેનું ઘર બળી જશે અને જ્યારે તેનું શરીર નાશ પામશે, ત્યારે તે મૂર્ખ નરકમાં પડશે. (૯—૧૨)

જ્યાંસુધી તૃષ્ણાઓ વશ કરી નથી, ત્યાંસુધી નાગા રહેવાથી, જટા ધારણ કરવાથી, મલિન રહેવાથી, ઉપવાસ કરવાથી, જમીન પર પડ્યા રહેવાથી, શરીર પર ભસ્મ ચોળવાથી અને સ્થિર બેસી રહેવાથી મનુષ્ય પવિત્ર બનતો નથી. ( ૧૩ )

સારાં વસ્ત્ર પહેરવા છતાં પણ જે શાંત છે, સ્થિર છે, જિતેંદ્રિય છે, સંયમી છે, પવિત્ર છે અને બીજાના દોષો તરફ દૃષ્ટિ કરતો નથી, તેજ ખરેખર બ્રાહ્મણ, શ્રમણ અથવા ભિક્ષુ છે. ( ૧૪ )

સારી રીતે કેળવાયેલા ઘોડાને ચાબુકની જરૂર પડતી નથી; તેમ જેને ઠપકાની જરૂરજ નથી એવો કોઈ ખરો જિતેંદ્રિય પુરુષ જગતમાં છે ? ( ૧૫ )

સારી રીતે કેળવાયેલા ઘોડાને ચાબુકનો સ્પર્શ થતાં જેવી રીતે તે ચંચળ અને ઉત્સાહી બને છે, તેમ તમે પણ શ્રદ્ધાથી, સદાચરણથી, ઉત્સાહથી, ધ્યાનથી અને ધર્મના જ્ઞાનથી, ચંચળ અને ઉત્સાહી બની દુઃખનો નાશ કરો અને જ્ઞાનમાં તથા ચારિત્ર્યમાં પરિપૂર્ણ બનો અને કદાપિ પણ સન્નિયમને ભૂલતા નહિ. ( ૧૬ )

જેવી રીતે નહેરો બનાવનારાઓ પાણીને મરજી મુજબ લઈ જાય છે. બાણ તૈયાર કરનારા ગમે તેવા બાણને વાંકું વાળે છે. સુતારો લાકડાના ઢીમચાને વાંકું વાળે છે; તેજ રીતે સારા મનુષ્યો પોતાનું સ્વરૂપ પોતાની મેળે ઘડે છે. ( ૧૭ )

---

# प्रकरण ११ मुं–वृद्धावस्था

જ્યારે આ જગત બળી રહ્યું છે ત્યારે હાસ્ય કેવું? ત્યારે આનંદ કેવો? તમે અંધારામાં ફસાયલા છો, છતાં તમે પ્રકાશને કેમ શોધતા નથી? (૧)

જેના ઉપર ઘા પડયા છે, જે મહામહેનતે જોડાયલું છે, જે માંદું છે, જે ઘણીક યોજનાઓ રચે છે, પણ જે બળ કે ટેકા વગરનું છે, તે આ કપડાં પહેરેલા માટીના ઢફા (શરીર) તરફ નજર કરો! (૨)

આ શરીર પાતળું પડેલું છે, અનેક રોગોથી ઘેરાયલું છે અને ક્ષણભંગુર છે. આ કચરાના ઢગલાના (શરીરના) કકડે કકડા થાય છે અને જિંદગીનો મૃત્યુમાં અંત આવે છે. (૩)

શરદ્‌ઋતુમાં નાખી દીધેલા કમંડલુના જેવા સફેદ રંગનાં હાડકાં ભણી જે નજર કરે છે, તે જિંદગીમાં આનંદ શી રીતે માને? (૪)

હાડકાંનો કિલ્લો બનાવી, તેને માંસ અને લોહીથી ઢાંકવામાં આવે છે અને તેમાં વૃદ્ધાવસ્થા, મૃત્યુ, અભિમાન અને કપટ આવી વસે છે. (૫)

રાજાઓના મોટા રથો ભાંગે છે, શરીર પણ નાશ પામે છે; પણ સદાચારીના સદ્‌ગુણનો નાશ થતો નથી આમ સજ્જનો સારા પુરુષોને કહે છે. (૬)

જે મનુષ્યે થોડો અભ્યાસ કર્યો હોય છે, તે બળદની માફક વધે છે, તેનું માંસ વધે છે, પણ તેનું જ્ઞાન વૃદ્ધિ પામતું નથી. (૭)

આ શરીરને બનાવનારની શોધમાં મેં ઘણા જન્મ ગુમાવ્યા છે; કારણ કે તે મને જડયો નહિ. જન્મ અને મરણ દુઃખ-

દાયક છે. (૮)

પણ હે શરીરના રચનાર! હવે તું જોવામાં આવ્યો છે; તું ફરીથી આ શરીર રચી શકીશ નહિ. આ શરીરરૂપી મકાનના સઘળા વાંસ ભાંગી ગયા છે. તારો મુખ્ય વાંસ પણ ભાંગી ગયો છે અને મન પણ શાશ્વત નિર્વાણ પાસે પહોંચવાથી તૃષ્ણારહિત થયું છે. (૯)

જે મનુષ્યોએ બ્રહ્મચર્યવ્રત પાળ્યું નથી અને જુવાનીમાં ધનનો સંચય કર્યો નથી, તેઓ માછલાં વિનાના સરોવરમાં રહેનાર વૃદ્ધ બગલાની માફક નાશ પામે છે. (૧૦)

જે મનુષ્યોએ બ્રહ્મચર્યવ્રત પાળ્યું નથી અને જુવાનીમાં ધનનો સંચય કર્યો નથી, તેઓ ભૂતકાળને સારુ પશ્ચાત્તાપ કરતા ભાંગેલા ધનુષ્યની માફક પડ્યા રહે છે. (૧૧)

# प्रकरण १२ मुं—आत्मवर्ग

જો કોઇ મનુષ્ય પોતાની જાતને વહાલી ગણતો હોય, તો તેણે પોતાની જાતની બરાબર તપાસ રાખવી જોઇએ. ત્રણ પ્રહરમાંથી× એક પ્રહર તો પંડિતજને અવશ્ય જાગૃત રહેવું જોઇએ. (૧)

જે કાંઇ યોગ્ય હોય તે મનુષ્યે જાતે કરવું; અને પછી બીજાને ઉપદેશ આપવો; આ રીતે સુજ્ઞ મનુષ્ય દુઃખ પામશે નહિ. (૨)

જે બાબતનો બીજાને બોધ આપે, તે પ્રમાણે જો મનુષ્ય વર્તે તો પોતે આત્મસંયમી હોઈ બીજાને વશ રાખી શકે; કારણ કે આત્મસંયમ બહુ દુષ્કર (અઘરો) છે. (૩)

આત્માજ આત્માનો નિયંતા છે. આત્માનો નિયંતા બીજો કોણ હોઇ શકે? આત્મસંયમી મનુષ્ય બીજાઓને દુર્લભ એવા

× આ ત્રણ પ્રહર બાલ્યાવસ્થા, જુવાની અને વૃદ્ધાવસ્થા સંબંધી છે.

સ્વામીને મેળવે છે. (૪)

જેવી રીતે હીરો કીમતી પથરાને પણ ભાંગી નાખે છે, તેમ પોતે આચરેલાં, પોતે ઉત્પન્ન કરેલાં અને પોતે વધારેલાં પાપો મૂઢ મનુષ્યને કચરી નાખે છે. (૫)

જેવી રીતે લતા જે ઝાડને વળગે છે, તે ઝાડને નીચે નમાવે છે, તેવીજ રીતે જેનું પાપીપણું વધારે છે તેવો મનુષ્ય, તેના શત્રુઓ તેની જે દશા ઇચ્છે તે સ્થિતિએ આવી પહોંચે છે. (૬)

ખરાબ અને પોતાને હાનિ કરનારાં કામો કરવાં સહેલાં છે, પણ સારાં અને લાભકારક કામો કરવાં મુશ્કેલ છે. (૭)

જે મૂર્ખ મનુષ્ય અર્હંત, આર્ય અને સદાચરણી પુરુષોની આજ્ઞાનો તિરસ્કાર કરે છે અને અસત્ય મતને અનુસરે છે, તે કત્થક નામના બરુની માફક પોતાનોજ નાશ કરનારાં ફળ મેળવે છે.(૮)

પાપ કરનાર પોતેજ છે, તેમ ભોગવનાર પણ પોતેજ છે. પાપનો ત્યાગ કરનાર પણ પોતે છે અને પોતાની શુદ્ધિ કરનાર પણ પોતે છે. પવિત્ર મનુષ્યો આપબળથી ટકે છે અને પાપીઓ પડે છે. કોઇ બીજાને પવિત્ર બનાવી શકતું નથી. (૯)

બીજાનું કર્તવ્ય ગમે તેટલું મોટું હોય તોપણ કોઇએ સ્વકર્તવ્યનો ત્યાગ કરવો નહિ. એક વાર પોતાનું કર્તવ્ય સમજ્યા પછી મનુષ્યે તે ધ્યાનપૂર્વક કરવું. (૧૦)

---

# प्रकरण १३ मुं–लोकवर्ग

ખરાબ નિયમને અનુસરતા નહિ, પ્રમાદથી ચાલતા નહિ, અસત્ય નિયમને અનુસરતા નહિ, સંસારની વૃદ્ધિ કરતા નહિ. (૧)

ઊઠો, પ્રમાદ ન કરો. સદ્ગુણના નિયમને અનુસરો; સદ્ગુણી

મનુષ્યો આ લોક તેમજ પરલોકમાં સુખમાં રહે છે. (૨)

સદ્‌ગુણના નિયમને અનુસરો, પાપના નિયમને અનુસરતા નહિ; સદ્‌ગુણી મનુષ્યો આ લોકમાં તેમજ પરલોકમાં સુખમાં રહે છે. (૩)

જગત પાણીના પરપોટા સમાન છે એમ જાણો; જગત મૃગજળ જેવું છે એમ જાણો; જગતને જેઓ આ રીતે તુચ્છ માને છે, તેના સામું યમદેવ પણ જોતો નથી. (૪)

આવો અને આ બાદશાહી રથની માફક ચળકતા જગત તરફ જુઓ. મૂર્ખ મનુષ્યો તેમાં આસક્ત બને છે, ડાહ્યા મનુષ્યો તેને અડકતા પણ નથી. (૫)

જે પ્રથમ અવિચારી હતો, પણ પાછળથી અપ્રમત્ત થાય છે, તે વાદળાંથી મુક્ત થયેલા ચંદ્રની માફક જગતને પ્રકાશિત કરે છે. (૬)

જેનાં પૂર્વનાં ખરાબ કામો સારાં કામોથી ઢંકાયેલાં છે, તે વાદળાંથી મુક્ત થયેલા ચંદ્રની માફક જગતને પ્રકાશિત કરે છે. (૭)

જગત અંધકારમય છે. થોડાજ મનુષ્યો અહીં જોઈ શકે છે. જાળમાંથી છૂટેલાં પક્ષીઓની માફક ફક્ત થોડાજ સ્વર્ગે જાય છે. (૮)

હંસ સૂર્યના માર્ગે જાય છે, તેઓ અજાયબ રીતે આકાશમાં ઊડે છે. જે સુજ્ઞ મનુષ્યો છે તે મારદેવ અને તેના દૂતોને જીતીને આ દુનિયાની પેલી પાર જાય છે. (૯)

જેણે ધર્મના એક પણ નિયમનું ઉલ્લંઘન કર્યું છે, જે અસત્ય બોલે છે અને પરલોકની બાબતને હસી કાઢે છે, તેવો મનુષ્ય ગમે તેવું પાપાચરણ કરતાં ડરશે નહિ. (૧૦)

અનુદાર (કંજૂસ) મનુષ્યો કદાપિ સ્વર્ગલોકમાં જતા નથી. કેવળ મૂર્ખ મનુષ્યોજ ઉદારતાની સ્તુતિ કરતા નથી. સુજ્ઞ મનુષ્યો ઉદારતાની પ્રશંસા કરે છે અને પરલોકમાં સુખી થાય છે. (૧૧)

પૃથ્વી ઉપર રાજ્ય મેળવવા કરતાં, સ્વર્ગે જવા કરતાં અને સઘળાં ભુવનો ઉપર ઉપરીપણું પ્રાપ્ત કરવા કરતાં પવિત્રતાનું પહેલું પગથિયું–જે [1]સોતાપન્નની સ્થિતિ–તે મેળવવું વધારે સારું છે. (૧૨)

# प्रकरण १४ मुं–बुद्धवर्ग

જેના જયને કોઇ જીતી શકે નહિ, જેના જયમાં કોઇ દાખલ થઇ શકે નહિ, તેવા અગમ્ય–ત્રિકાળજ્ઞાની–બુદ્ધને તમે કયે માર્ગે દોરી શકશો ? (૧)

જેને વાસના તેના ઝેર અને પાશથી અવળે માર્ગે દોરી શકે નહિ, તેવા અગમ્ય–ત્રિકાળજ્ઞાની–બુદ્ધને તમે કયે માર્ગે દોરી શકશો ? (૨)

જે બુદ્ધ (ખરેખરો જ્ઞાની) છે, જે અપ્રમત્ત છે, જે ધ્યાનમાં મગ્ન છે, જે જ્ઞાની છે અને સર્વ પ્રકારનો સંગત્યાગ કરવાથી મળતી શાંતિમાં જે આનંદ માને છે, તેવાની દેવો પણ ઇર્ષ્યા કરે છે. (૩)

મનુષ્યપણે જન્મવું એ દુર્લભ છે, મનુષ્યનું જીવન દુર્લભ છે, સદ્ધર્મનું શ્રવણ દુર્લભ છે અને બુદ્ધનો જન્મ (બુદ્ધત્વની પ્રાપ્તિ) દુર્લભ છે. (૪)

કોઈ પણ પ્રકારનું પાપ ન કરવું, સારું કામ કરવું અને મનને શુદ્ધ કરવું એજ સઘળા બુદ્ધોનાં શિક્ષણો છે. (૫)

બુદ્ધ કહે છે કે, ધૈર્ય એ મોટું તપ છે અને સહનશીલતા એજ નિર્વાણ છે; કારણ કે જે બીજાને મારે છે તે ‘પ્રવ્રજિત’ (યતિ) નથી, જે બીજાનું અપમાન કરે છે તે ‘શ્રમણ’ નથી. (૬)

નિંદા ન કરવી, મારવું નહિ, ધર્મની આજ્ઞા પ્રમાણે જિતેં-

૧ ખરો શબ્દ સ્રોતાપન્ન છે. એટલે ઝરામાં પગ મૂકનાર છે. નિર્વાણ સુધી વહેતા ઝરામાં પગ મૂકવો એ પ્રથમ પગથિયું છે. આ પગથિયાને ‘વિવેક’ તરીકે હિંદુઓ કહે છે.

દ્રિય રહેવું, ખાવામાં મિતાહારી થવું, એકાંતમાં બેસવું અને સૂવું અને ઊંચા વિચારોનું ચિંતન કરવું એજ બુદ્ધોનાં શિક્ષણો છે. (૭)

સુવર્ણના સિક્કાની વૃષ્ટિથી પણ તૃષ્ણા કદાપિ શાંત થાય નહિ. જે જાણે છે કે તૃષ્ણાની મીઠાશ ક્ષણિક છે અને દુઃખગર્ભિત છે તે સુજ્ઞ છે. (૮)

તૃષ્ણાવાળો મનુષ્ય સ્વર્ગનાં સુખથી પણ સંતુષ્ટ થતો નથી. જે શિષ્યના મનનાં દ્વાર ખૂલી ગયાં છે, તે સઘળી તૃષ્ણાઓનો નાશ કરવામાંજ આનંદ માને છે. (૯)

ભયથી નાઠેલા મનુષ્યો પર્વતોનો, જંગલોનો, વનનો કે પવિત્ર વૃક્ષોનો આશ્રય લે છે. (૧૦)

પરંતુ તે સહીસલામત આશ્રય નથી. તે ઉત્તમોત્તમ શરણ નથી. તે જગ્યાનો આશ્રય લેવાથી મનુષ્ય સઘળાં દુઃખોથી મુક્ત થતો નથી. (૧૧)

જે મનુષ્ય બુદ્ધનું, ધર્મનું અને સંઘનું એ ત્રણ શરણ ગ્રહણ કરે છે, જે ચાર પવિત્ર સત્યોને (દુઃખ, દુઃખનું કારણ, દુઃખનો નાશ અને દુઃખનો નાશ કરાવનાર* અષ્ટવિધ માર્ગ આ ચાર સત્યોને) ખુલ્લી રીતે જુએ છે, તેણે ઉત્તમ શરણ લીધું છે. તેજ ઉત્તમોત્તમ શરણ છે. તે શરણ લીધા પછી મનુષ્ય સઘળાં દુઃખોથી મુક્ત થાય છે. (૧૨–૧૪)

અલૌકિક પુરુષ (બુદ્ધ) દુર્લભ છે, તે સર્વત્ર જન્મતો નથી, જે વંશમાં તે જન્મે છે, તે વંશની આબાદી થાય છે. (૧૫)

બુદ્ધનો જન્મ સુખદાયક છે, સદ્ધર્મનો ઉપદેશ સુખદાયક છે, સંઘની શાંતિ સુખદાયક છે, જેઓ શાંત છે તેમની ભક્તિ સુખદાયક છે. (૧૬)

જેમણે મારદેવના સૈન્યને જીત્યું છે, જેમણે દુઃખના સમુદ્રને

* જુઓ શ્રીબુદ્ધનો ઉપદેશ પૃષ્ઠ ૧૨૯

ઓળંગ્યો છે, જેમણે મુક્તિ મેળવી છે અને જેઓ નિર્ભય થયા છે—તે બુદ્ધ અથવા તેમના શિષ્યો તરફ જે ભક્તિભાવ બતાવે છે, તેમનું પુણ્ય માપી શકાય નહિ. (૧૭,૧૮)

# प्रकरण १५ मुं—सुखवर्ग

જે અમને ધિક્કારે છે, તેને નહિ ધિક્કારવાથી અમે સુખમાં રહીએ છીએ. અમને ધિક્કારનાર મનુષ્યોની વચમાં પણ અમે ધિક્કારથી છૂટા રહીએ છીએ. (૧)

પીડા પામતા મનુષ્યોમાં પણ પીડાથી મુક્ત થઇ અમે સુખમાં રહીએ છીએ. જે લોકો પીડા પામે છે, તે લોકોની વચમાં પણ ચાલો આપણે પીડાથી મુક્ત રહીએ. (૨)

લોભી મનુષ્યોની વચમાં પણ નિર્લોભી થઈ અમે સુખથી રહીએ છીએ. લોભી મનુષ્યોની વચમાં પણ ચાલો આપણે નિર્લોભી તરીકે રહીએ. (૩)

અમારું કાંઈ નથી, એમ માનવાથી અમે સુખમાં રહીએ છીએ. સુખનુંજ ભોજન કરનારા અમે ચળકતા દેવો જેવા થઇશું. (૪)

જીતથી વેર પેદા થાય છે, કારણ કે હાર પામનાર દુઃખી થાય છે. જેણે જય કે પરાજય (પરાભવ)નો ત્યાગ કર્યો છે, તે સંતોષી મનુષ્ય સદા સુખી છે. (૫)

રાગ જેવો કોઇ અગ્નિ નથી; દ્વેષ જેવો કોઇ કલિ નથી; શરીરના જેવું કોઇ દુઃખ નથી; શાંતિ કરતાં ઊંચું સુખ નથી. (૬)

બધા રોગોમાં ભૂખ (ક્ષુધા) એ મોટો રોગ છે; શરીરનું 'ઉપાદાન' તે મોટામાં મોટો અનર્થ છે—આ બરાબર જાણવું—તેજ નિર્વાણ—તેજ પરમ શાંતિ છે. (૭)

આરોગ્ય એ મોટી બક્ષિસ છે, સંતોષ એ મોટું ધન છે,

વિશ્વાસ એ સૌથી ઉત્તમ સંબંધ છે અને નિર્વાણ એ ઉત્તમ સુખ છે. ( ૮ )

જેણે એકાંત અને શાંતિની મીઠાશ અનુભવી છે અને જેણે શાસ્ત્રામૃત પીધું છે, તે ભય અને પાપથી મુક્ત છે. ( ૯ )

આર્ય ( આર્ય ગુણવાળા ) નું દર્શન શુભ છે; તેનો સમાગમ તે સુખજનક છે; જો મનુષ્ય મૂર્ખને જોવા ન પામે તો તે ખરેખર સુખી થાય. ( ૧૦ )

મૂર્ખની જોડે સહવાસ કરવામાં લાંબા કાળ સુધી દુઃખ ભોગવવું પડે છે. શત્રુના સહવાસની માફક મૂર્ખનો સહવાસ દુઃખદાયક છે. ( ૧૧ )

સગાંવહાલાંના સમાગમની માફકજ જ્ઞાનીના સહવાસથી આનંદ થાય છે; તેટલા માટે જેવી રીતે ચંદ્ર નક્ષત્રના માર્ગમાં જાય છે, તેમ દરેક મનુષ્યે ડાહ્યા, બુદ્ધિમાન, વિદ્વાન, સહનશીલ, કર્તવ્યપરાયણ અને પવિત્ર પુરુષને અનુસરવું જોઇએ. ( ૧૨ )

---

# प्रकरण १६ मुं-प्रियवर्ग

જે મનુષ્ય જીવનનું કર્તવ્ય ભૂલીને પ્રિય વસ્તુની પાછળ દોડે છે, અભિમાનને તાબે થાય છે અને ધ્યાન કરતો નથી, તે મનુષ્ય આગળ જતાં ધ્યાન કરનારની ઇર્ષ્યા કરવા માંડશે. ( ૧ )

મનુષ્યે પ્રિય કે અપ્રિય કોઈ પણ વસ્તુને વળગી બેસવું નહિ. પ્રિય વસ્તુ ન મળવી એ પણ દુઃખ છે અને અપ્રિય વસ્તુનો સંબંધ થવો તે પણ દુઃખ છે. ( ૨ )

આ ઉપરથી મનુષ્યે કોઇ વસ્તુ ઉપર રાગ ધરવો નહિ. પ્રિયવસ્તુનો વિયોગ એજ દુઃખ છે. જેઓ કોઇ પણ વસ્તુ ઉપર રાગ

ધરાવતા નથી, તેમજ તેને ધિક્કારતા નથી, તેમને કોઇ પણ પ્રકારનાં બંધન નથી. ( ૩ )

રાગથી શોક પેદા થાય છે, રાગથી ભય પેદા થાય છે; જે રાગથી મુક્ત છે તે શોક કે ભય જાણુતો નથી. ( ૪ )

સ્નેહથી શોક ઉત્પન્ન થાય છે, સ્નેહથી ભય ઉત્પન્ન થાય છે; જે સ્નેહથી મુક્ત છે તે ભય કે શોક જાણુતો નથી. ( ૫ )

રતિથી શોક ઉત્પન્ન થાય છે, રતિથી ભય ઉત્પન્ન થાય છે. જે રતિથી મુક્ત છે તે ભય કે શોક જાણુતો નથી. ( ૬ )

કામથી શોક ઉત્પન્ન થાય છે, કામથી ભય ઉત્પન્ન થાય છે. જે કામથી મુક્ત છે તે ભય કે શોક જાણુતો નથી. ( ૭ )

તૃષ્ણાથી શોક પેદા થાય છે, તૃષ્ણાથી ભય પેદા થાય છે; જે તૃષ્ણાથી મુક્ત છે તે શોક કે ભય જાણુતો નથી. ( ૮ )

જેનામાં સદ્ગુણ અને બુદ્ધિ છે, જે ન્યાયી છે, જે સત્યવાદી છે, પોતાનું કર્તવ્ય બજાવે છે, તે વિશ્વને પ્રિય થશે. ( ૯ )

જેનામાં નિત્યતત્ત્વ ( નિર્વાણ )ની ઇચ્છા ઉત્પન્ન થવા પામી છે, જે મનમાં સંતુષ્ટ છે, જેના વિચારો રાગથી ભ્રમિત થયા નથી, તે ઉર્ધ્વસ્રોતસ્ કહેવાય છે ( અર્થાત્ તે નિર્વાણ સુધી વહેતા ઝરામાં આગળ વધેલો છે.) ( ૧૦ )

જે મનુષ્ય લાંબા કાળ સુધી દૂર ગયો હોય અને દૂરથી સહી-સલામત પાછો ફરે છે, તે મનુષ્યને તેનાં સગાંવહાલાં, મિત્રો અને ચાહનારાં નમસ્કાર કરે છે. ( ૧૧ )

તેજ રીતે જેણે સારાં કામ કર્યાં હોય છે અને જે આ લોકમાંથી પરલોકમાં જાય છે, તે મનુષ્યને-સ્વજનો પોતાના મિત્રને પાછો આવતાં ભેટે છે, તેમ તેનાં સત્કાર્યો આવકાર આપે છે. (૧૨)

# प्रकरण १७ मुं–क्रोध

માણુસે ક્રોધનો ત્યાગ કરવો જોઇએ, અભિમાન તજવું જોઈએ અને સઘળા પ્રકારનાં બંધનો પર જય મેળવવો જોઇએ. જે નામ અને રૂપને (નામ–રૂપાત્મક વસ્તુઓને) વળગતો નથી અને કોઈ પણ વસ્તુને 'મારી' એમ કહેતો નથી, તે મનુષ્ય ઉપર કોઇ પણ પ્રકારનું દુઃખ આવી પડતું નથી. (૧)

જે ચાલતા રથની માફક ચડતા ક્રોધને અટકાવી શકે છે, તેનેજ હું ખરો સારથિ (હાંકનાર) માનું છું. બીજાઓ તો ફક્ત લગામ પકડનારા છે. (૨)

મનુષ્યે ક્રોધીને પ્રેમથી વશ કરવો જોઇએ, અસાધુ પુરુષને સાધુતાથી વશ કરવો જોઇએ, કંજૂસને ઉદારતાથી વશ કરવો જોઇએ અને અસત્યવાદીને સત્યથી વશ કરવો જોઇએ. (૩)

સત્ય બોલો; ક્રોધને વશ થતા નહિ; માગવામાં આવે તો થોડું પણ આપો; આ ત્રણ પગથિયાંથી–સત્યથી, ક્રોધનિગ્રહથી અને દાનથી તમે દેવોની સમીપ જશો. (૪)

જે ભિક્ષુકો કોઇને હેરાન કરતા નથી, જેઓ પોતાના શરીરને નિરંતર કાબૂમાં રાખે છે, તેઓ નિત્યસ્થાન (નિર્વાણ) માં જશે, જ્યાં પહોંચવાથી તેઓ સર્વકાળને વાસ્તે દુઃખથી મુક્ત થશે. (૫)

જેઓ અપ્રમત્ત છે, જેઓ દિનરાત અભ્યાસ કરે છે, જેઓ નિર્વાણને વાસ્તે પ્રયત્ન કરે છે, તેઓના મનોવિકારો જરૂર દબાઈ જશે. (૬)

હે અતુલ! + આ વાત સર્વકાળને વાસ્તે ખરી છે કેઃ—

+ શ્રીબુદ્ધના એક શિષ્યનું નામ અતુલ હતું.

"જે ચૂપ બેસે છે તેની લોકો નિંદા કરે છે; જે બહુ બોલે છે તેની લોકો નિંદા કરે છે; જે થોડું બોલે છે તેની પણ તેઓ નિંદા કરે છે; આ જગતમાં એવો એક પણ નથી, કે જેની નિંદા ન થઇ હોય." (૭)

એવો એક પણ મનુષ્ય હતો નહિ, છે નહિ અને થશે પણ નહિ, કે જેની સર્વદા નિંદા થઈ હોય અથવા જેની સર્વદા પ્રશંસા થઇ હોય. (૮)

જે નિષ્કલંક છે, સુજ્ઞ છે, જ્ઞાની છે અને સદ્ગુણી છે તેમજ જેની વિવેકી મનુષ્યો નિરંતર દિનપ્રતિદિન પ્રશંસા કરે છે તેની, જંબુ નદીમાંથી નીકળેલા સુવર્ણના સિક્કાની માફક-નિંદા કરવા કોણ હિંમત ધરશે? દેવો પણ તેની પ્રશંસા કરે છે, બ્રહ્મદેવ પણ તેની સ્તુતિ કરે છે. (૯,૧૦)

શારીરિક ક્રોધથી ચેતતા રહો! તમારા શરીરને કાબૂમાં રાખો; શારીરિક પાપોનો ત્યાગ કરો અને તમારા શરીરથી સદ્ગુણી જીવન ગાળો. (૧૧)

જીભના ક્રોધથી ચેતતા રહો! તમારી જીભને વશ રાખો; જીભનાં પાપોનો ત્યાગ કરો અને તમારી જીભ વડે સદ્ગુણને પાળો. (૧૨)

માનસિક ક્રોધથી ચેતતા રહો! તમારા મનને કાબૂમાં રાખો; માનસિક પાપોનો ત્યાગ કરો અને મનથી સદ્ગુણી જીવન ગાળો.(૧૩)

જે સુજ્ઞ મનુષ્યો આ રીતે પોતાના શરીરને, પોતાની જીભને અને પોતાના મનને કાબૂમાં રાખે છે, તેઓજ ખરા નિગ્રહી-સંયમી-યતિ છે. (૧૪)



# प्रकरण १८ मुं–मल (अशुद्धि) वर्ग

તું પાકેલા પાન જેવો છે, યમદૂતો તારી પાસે આવેલા છે, તું જવાના (મરવાના) દરવાજાની પાસે ઉભો છે, છતાં તેં તારી મુસાફરીને વાસ્તે કાંઇ તૈયારી કરી નથી. (૧)

તારા વાસ્તે એક દ્વીપ બનાવ, બહુ મહેનત કર અને ડાહ્યો થા. જ્યારે તારી અશુદ્ધતા દૂર થશે અને તું દોષથી મુક્ત થઇશ, ત્યારે તું આર્યના પવિત્ર સ્વર્ગમાં દાખલ થઇ શકીશ. (૨)

તારી જિંદગી પૂરી થવા આવી છે, તું યમની પાસે આવી પહોંચ્યો છે, માર્ગમાં તારે વિસામાની જગ્યા નથી અને મુસાફરીને વાસ્તે કાંઇ ભાથું તારી પાસે નથી. (૩)

તારા વાસ્તે એક દ્વીપ બનાવ, ઉદ્યમ કર અને ડાહ્યો થા. જો તારી અશુદ્ધતા દૂર થશે અને તું દોષથી મુક્ત થઇશ, તો તારે ફરીથી જન્મમરણના ફેરામાં પડવું પડશે નહિ. (૪)

જેમ સોની રૂપાનો મેલ કાઢી નાખે છે, તેમ સુજ્ઞ મનુષ્યે હૃદયની અશુદ્ધતા ધીમે ધીમે, જરા જરા અને પળે પળે કાઢતા રહેવું જોઇએ. (૫)

લોઢામાંથી જે કાટ ઉત્પન્ન થાય છે, તે લોઢા પર જ્યારે ચડે છે, ત્યારે લોઢાને ખાઇ જાય છે, તેવીજ રીતે સત્ય માર્ગનું ઉલ્લંઘન કરનારનાં કામ તેને દુર્મતિમાં દોરી જાય છે. (૬)

અભ્યાસ ન કરવો એ વિદ્યાનું કલંક છે, મરામત ન કરવી એ ઘરનું કલંક છે, આલસ્ય એ શરીરનું કલંક છે અને અસાવધપણું એ ચોકીદારનું કલંક છે. (૭)

વ્યભિચાર એ સ્ત્રીઓનું કલંક છે; કંજૂસાઇ એ દાતારનું

કલંક છે; આ લોકમાં તેમજ પરલોકમાં સઘળા અધર્મના માર્ગ કલંકવાળા છે. ( ૮ )

પણ આ બધા કરતાં એક મોટું કલંક છે અને તે મોટું કલંક અવિદ્યા છે. હે ભિક્ષુકો ! એ મલને દૂર કરો અને નિર્મળ બનો. ( ૯ )

જે નિર્લજ્જ છે, કાગડા જેવો છે, તોફાની છે, બીજાનું અપમાન કરનાર છે, ઉદ્ધત અને હલકો છે, તેને જીવનયાત્રા બહુ સરળ છે. ( ૧૦ )

પણ જે વિનયી છે, જે શુદ્ધતાનો અભિલાષી છે, જે નિઃસ્વાર્થી છે, શાંત છે, નિષ્કલંક છે અને બુદ્ધિમાન છે, તેને વાસ્તે જીવનયાત્રા કઠિન છે. ( ૧૧ )

જે પ્રાણીઓની હિંસા કરે છે, અસત્ય બોલે છે, લોકમાં કોઇએ નહિ આપેલી વસ્તુ ગ્રહણ કરે છે, પરદારાનું સેવન કરે છે, સુરા (દારૂ) આદિ માદક પદાર્થોનું પાન કરે છે, તે મનુષ્ય આ લોકમાં પણ પોતાની પડતીનું મૂળ ખોદે છે, એટલે પોતાનો નાશ કરનાર બને છે. ( ૧૨,૧૩ )

હે માનવી ! જેઓનો પોતાના ઉપર કાબૂ નથી, તેઓ ખરાબ સ્થિતિમાં છે, એમ માન. દુરાચરણ અને લોભને લીધે તું લાંબા વખત સુધી દુઃખમાં ન આવી પડે તેથી તું ચેતતો રહે. ( ૧૪ )

મનુષ્યો પોતાની શ્રદ્ધા અને પોતાની મરજીને અનુકૂળ દાન કરે છે. બીજાને આપવામાં આવેલા અન્ન કે પાણીને લીધે જે મનમાં બળે છે, તેને દિવસે કે રાત્રિએ શાંતિ મળતી નથી. ( ૧૫ )

જેનામાં આ લાગણી નાશ પામી ગઇ છે, અર્થાત્ તદ્દન નિર્મૂળ થઈ છે, તે દિવસે તેમજ રાત્રિએ શાંતિ મેળવે છે. ( ૧૬ )

વિકાર સમાન અગ્નિ નથી, દ્વેષના જેવો મગર નથી, અજ્ઞાન જેવી જાળ નથી અને તૃષ્ણા જેવી નદી નથી. ( ૧૭ )

બીજાઓના દ્વેષ સહેલાઇથી જોઇ શકાય છે, પણ પોતાના દોષ જોવા મુશ્કેલ છે. મનુષ્ય પોતાના પાડોશીના દોષ ફોતરાંની માફક છૂટા પાડે છે, પણ જેવી રીતે એક ઠગ રમનારાઓથી ખોટો સિક્કો સંતાડે છે, તેમ તે પોતાના દોષ સંતાડે છે. (૧૮)

જો મનુષ્ય બીજાના દોષ જોયા કરે અને જો હમેશાં ગુસ્સે થયા કરે, તો તેના વિકારો વૃદ્ધિ પામે છે અને તે વિકારોના નાશના માર્ગથી ઘણે દૂર જાય છે. (૧૯)

હવામાં થઇને જવાનો માર્ગ નથી, મનુષ્ય બહારના દેખાવથી શ્રમણ બનતો નથી; દુનિયાના લોકો બહારની મોટાઇથી ખુશી થાય છે. પણ તથાગત (બુદ્ધ) તે ખોટી મોટાઇથી મુક્ત હોય છે. (૨૦)

હવામાં થઇને જવાનો માર્ગ નથી, મનુષ્ય બહારના દેખાવથી શ્રમણ બનતો નથી. કોઇ પણ પ્રાણી અમર નથી, પણ જે બુદ્ધ છે તે અચળ છે. (૨૧)

---

## प्रकरण १९ मुं—धर्मशीलवर्ग

જે મનુષ્ય વગરવિચારે કોઇ પણ બાબતનો નિકાલ લાવે તે ધર્મશીલ નથી. (૧)

પણ જે ન્યાય–અન્યાયનો વિચાર કરી, બળાત્કારનો ત્યાગ કરી ધર્મપૂર્વક બીજાઓને દોરે છે, તે બુદ્ધિમાન અને ધર્મિષ્ઠ પુરુષ ધર્મશીલ કહેવાય છે. (૨)

જે ઘણું બોલે છે તેથી તે પંડિત કહેવાતો નથી; પણ જે સહનશીલ, વેર વગરનો અને નિર્ભય છે તે પંડિત કહેવાય છે. (૩)

મનુષ્ય ઘણું બોલે છે તેથી તે ધર્મને ધારણ કરનાર કહેવાતો નથી; પરંતુ જે ધર્મનું થોડું જ્ઞાન મેળવે છે, પણ તે પ્રમાણે વર્તે

છે અને ધર્મકાર્યમાં પ્રમાદ કરતો નથી, તે ધર્મશીલ કહેવાય છે. (૪)

મનુષ્યના વાળ સફેદ થયા હોય તે ઉપરથી તે સ્થવિર (વૃદ્ધ) બનતો નથી; તેની વય વધી હોય તેથી તે 'બિચારો ઘરડો' કહેવાય છે. (૫)

જેનામાં સત્ય, સદ્ગુણ, દયા, સંયમ અને દમ છે, જે અશુદ્ધિરહિત છે અને જે જ્ઞાની છે તે સ્થવિર× કહેવાય છે. (૬)

જે મનુષ્ય અદેખો, કંજૂસ અને કપટી છે, તે બહુ વચન બોલવાથી અથવા તેના શરીરસૌંદર્યથી સાધુ કહેવાતો નથી. (૭)

જેનામાં આ દોષ નાશ પામ્યા છે, મૂળ સહિત ઊખડી ગયા છે, તે દ્વેષ વિનાનો ડાહ્યો પુરુષ સાધુ કહેવાય છે. (૮)

વ્રત વિનાનો અને જૂઠું બોલનારો પુરુષ માથું મૂંડાવવાથી શ્રમણ બનતો નથી. જેનામાં લોભ અને તૃષ્ણા વસેલાં છે, તેને કેવી રીતે શ્રમણ કહી શકાય ? (૯)

નાનાં કે મોટાં સર્વ પાપને જે શમાવે છે તે, પાપને શાંત કરવાથી શ્રમણ (શાંત પુરુષ) કહેવાય છે. (૧૦)

જે બીજા પાસે ભિક્ષા માગે છે, તે પરથી તે ભિક્ષુ કહેવાય નહિ. જે અખિલ નિયમને અંગીકાર કરે છે તેજ ભિક્ષુ છે, માત્ર ભિક્ષાશનથી કોઇ ભિક્ષુ બનતો નથી. (૧૧)

જે પુણ્ય અને પાપની પેલી પાર છે, જે બ્રહ્મચર્ય પાળે છે, જે જગતમાં સંભાળપૂર્વક વિચરે છે, તેજ ખરો ભિક્ષુ છે. (૧૨)

જે મૂઢ તથા અજ્ઞાન છે તે મૌન ધારણ કરે તેથી મુનિ બનતો નથી. જે પંડિત પુરુષ હાથમાં ત્રાજવું રાખનારની માફક સારું ગ્રહણ કરે છે અને ખરાબનો ત્યાગ કરે છે તે, તે કારણથી

× બૌદ્ધધર્મના સંપ્રદાય પ્રમાણે જેણે વીસ વર્ષપર્યંત સંન્યસ્તધર્મ પાલન કર્યો હોય તે સ્થવિર કહેવાય છે અને તેથી વધારે વર્ષ ભિક્ષુધર્મ પાળનારને મહાસ્થવિર વગેરેની પદવી આપવામાં આવે છે.

મુનિ છે. જે આ લોકની બે બાજુનો વિચાર કરે છે તેને મુનિ કહે છે. (૧૩,૧૪)

જે પ્રાણીઓની હિંસા કરે છે, તે આર્ય કહેવાતો નથી; જે સર્વ પ્રાણીઓ પર દયા કરે છે તેજ આર્ય છે. (૧૫)

જેનો કોઇ સંસારીને અનુભવ નથી એવું મુક્તિનું સુખ જે મને મળે છે તે કેવળ વ્રતથી અથવા ભણતરથી, લૌકિક સમાધિથી અથવા એકલા શયન કરવાથી મળી શકતું નથી. હે ભિક્ષુકો! જેણે તૃષ્ણાઓનો નાશ કર્યો છે, તેણે પૂર્ણ શ્રદ્ધા પ્રાપ્ત કરી છે. (૧૬)

# प्रकरण २० मुं–धर्ममार्गवर्ग

સર્વ માર્ગોમાં અષ્ટવિધ માર્ગ શ્રેષ્ઠ છે; સર્વ સત્યોમાં ચાર સત્યો ઉમદા છે; સર્વ સદ્ગુણોમાં વૈરાગ્ય શ્રેષ્ઠ છે અને સર્વ મનુષ્યોમાં જેની આંખ ઊઘડી છે તે (જ્ઞાની) શ્રેષ્ઠ છે. (૧)

તમારી દૃષ્ટિ શુદ્ધ કરવાને ફક્ત આજ માર્ગ છે, બીજો કોઇ પણ માર્ગ નથી. આ માર્ગ પર તમે ચાલો, કારણ કે તે મારદેવનો પરાજય કરનાર થશે. (૨)

જો તમે આ માર્ગ પર ચાલશો તો તમારા દુઃખનો અંત આવશે. રાગદ્વેષરૂપ શલ્ય શી રીતે દૂર કરી શકાય, એ સમજ્યા પછી મેં ઉપદેશેલો આ માર્ગ છે. (૩)

તમારે જાતેજ પ્રયત્ન કરવો જોઇએ, તથાગત (બુદ્ધ) તો ઉપદેશક છે. જે વિચારવાન પુરુષો આ માર્ગનું અવલંબન કરે છે, તે મારરાજાના બંધનથી મુક્ત થાય છે. (૪)

'સર્વ ઉત્પન્ન થયેલી વસ્તુઓનો નાશ છે'. જે આ નિયમ જાણે છે અને જુએ છે, તે દુઃખ ભોગવવામાં સહનશીલ થાય છે. આજ શુદ્ધિનો માર્ગ છે. (૫)

'સર્વ ઉત્પન્ન થયેલી વસ્તુઓ દુઃખમય છે અને શોકમય છે'. આ નિયમ જે જાણે છે અને જુએ છે, તે દુઃખ ભોગવવામાં સહનશીલ થાય છે. આજ શુદ્ધિનો માર્ગ છે. (૬)

'સર્વ આકારો અનિત્ય છે'. આ નિયમ જે જાણે છે અને જુએ છે, તે દુઃખ ભોગવવામાં સહનશીલ થાય છે. આજ શુદ્ધિનો માર્ગ છે. (૭)

જે જુવાન અને બળવાન પુરુષ જાગૃત થવાને સમયે જાગૃત થતો નથી, જે આળસુ છે, જેની ઇચ્છાશક્તિ અને સંકલ્પબળ દુર્બળ છે, તે સુસ્ત મનુષ્યને કદાપિ જ્ઞાનનો માર્ગ જડશે નહિ.(૮)

વાણી ઉપર દેખરેખ રાખીને, મનને કાબૂમાં રાખીને અને પોતાના શરીરથી કાંઇ પણ ખોટું કામ કરવું નહિ, આ ત્રણ રસ્તે શુદ્ધ રીતે ચાલ્યાથી મનુષ્ય જ્ઞાનીઓએ ઉપદેશેલો માર્ગ ગ્રહણ કરી શકશે. (૯)

ઉત્સાહથી જ્ઞાન વૃદ્ધિ પામે છે, ઉત્સાહના અભાવથી જ્ઞાનનો ક્ષય થાય છે. આ બે માર્ગ જે જાણે છે તેણે એવી રીતે વર્તવું જોઇએ કે જેથી જ્ઞાનની વૃદ્ધિ થાય. (૧૦)

તૃષ્ણાના એક વૃક્ષને કાપતા નહિ, પણ આખા જંગલને કાપી નાખો; તૃષ્ણારૂપી વનથી ભય ઉત્પન્ન થાય છે; તૃષ્ણા અને તૃષ્ણાનું મૂળ જ્યારે કાપી નાખશો ત્યારે તમે તૃષ્ણારહિત થશો. (૧૧)

જ્યાંસુધી મનુષ્યમાં સ્ત્રીવિષયક ઇચ્છા જરા સરખી પણ રહેલી છે ત્યાંસુધી, જેમ દૂધ પીનારા વાછરડાનું મન પોતાની માતા પર આસક્ત રહે છે, તેમ તેનું મન સ્ત્રી તરફ આસક્ત રહે છે. (૧૨)

શરદૃઋતુના કમળની માફક તું તારા ઉપરની પ્રીતિ (સ્વાર્થી વૃત્તિ) કાઢી નાખ; શાંતિનો માર્ગ ગ્રહણ કર, સુગતે (બુદ્ધે) નિર્વાણનો માર્ગ દર્શાવ્યો છે. (૧૩)

ચોમાસામાં હું અહીં રહીશ, ઉનાળામાં અને શિયાળામાં

હું અહીં વસીશ એવો મૂર્ખ વિચાર કરે છે, પરંતુ વચમાં શી સ્થિતિ થશે તેનો બિલકુલ વિચાર કરતો નથી. (૧૪)

જેમ ઊંઘતા ગામને નદીનું પૂર ખેંચી જાય છે, તેમ છોકરાં-છૈયાં અને પશુ આદિ વાસ્તે પ્રખ્યાત થયેલા અને તેમાં આસક્ત થયેલાને મૃત્યુ આવી ખેંચી જાય છે. (૧૫)

જ્યારે મૃત્યુ આવી પહોંચે છે, ત્યારે પુત્રો, પિતા, સગાં-વહાલાં કે જ્ઞાતિજન કોઈની પણ મદદ કામમાં આવતી નથી.(૧૬)

ડાહ્યા અને સુચારિત્ર્યવાન પુરુષે આ બધું સમજીને નિર્વાણ તરફ લઈ જનારા માર્ગને શુદ્ધ કરવો જોઇએ. (૧૭)

---

# प्रकरण २१ मुं–प्रकीर्णवर्ग

જો થોડા સુખનો ત્યાગ કરવાથી વિશેષ સુખનો લાભ થતો હોય, તો ડાહ્યા પુરુષે તે થોડા સુખનો ત્યાગ કરી વિશેષ સુખ પર ચિત્ત લગાડવું જોઇએ. (૧)

જે બીજાને દુઃખ આપીને પોતાને વાસ્તે સુખ મેળવવા ઇચ્છે છે, તે દ્વેષની સાંકળમાં બંધાયેલો હોવાથી કદાપિ દ્વેષમુક્ત થશે નહિ. (૨)

. જે મનુષ્ય કરવા યોગ્ય કામનો ત્યાગ કરે છે અને ન કરવા યોગ્ય કામ કરે છે, તેવા આળસુ અને પ્રમાદી મનુષ્યની વાસનાઓ વૃદ્ધિ પામે છે. (૩)

પરંતુ જે લોકો પોતાના સંબંધમાં નિરંતર સર્વ રીતે જાગૃત રહે છે, જે નહિ કરવા યોગ્ય કામ કરતા નથી અને કરવા યોગ્ય કામ દૃઢતાથી કરે છે. આવા અપ્રમત્ત અને ડાહ્યા પુરુષોની વાસનાઓનો અંત આવે છે. (૪)

જો ખરો બ્રાહ્મણ પોતાના પિતા તથા માતાને મારી નાખે,

બે ક્ષત્રિય રાજાને મારી નાખે અને પ્રજા સાથે આખા રાજ્યનો નાશ કરે, છતાં તે શિક્ષાને પાત્ર નથી. (૫)

જો ખરો બ્રાહ્મણ પોતાના પિતા તથા માતાને મારી નાખે તથા બે પવિત્ર રાજાઓને મારી નાખે અને વળી એક પ્રસિદ્ધ પુરુષને મારે, તોપણ તે શિક્ષાને પાત્ર નથી.[1] (૬)

ગૌતમ (બુદ્ધ)ના શિષ્યો[2] નિરંતર જાગૃત રહે છે અને તેઓના વિચાર રાતદિન બુદ્ધ પર લાગેલા હોય છે. (૭)

ગૌતમ (બુદ્ધ)ના શિષ્યો નિરંતર જાગૃત રહે છે અને તેઓના વિચાર રાતદિન ધર્મ પર લાગેલા હોય છે. (૮)

ગૌતમ (બુદ્ધ)ના શિષ્યો નિરંતર જાગૃત રહે છે અને તેઓ-

---

૧. પ્રૉફેસર મેક્ષમુલર અને પ્રૉફેસર ચિલ્ડર્સ જેમણે આ ગ્રંથનું ભાષાંતર કર્યું છે, તેઓ એમ માને છે કે કોઈ પવિત્ર પુરુષ આવાં નિંદ્ય કામ કરે છતાં પણ તે શિક્ષાને પાત્ર નથી, આવો આ બે શ્લોકનો અર્થ છે; પણ આ અર્થ તદ્દન વિચિત્ર લાગે છે. બર્માના બૌદ્ધ લોકો આ શ્લોકનો નીચે પ્રમાણે અર્થ કરે છેઃ–

તૃષ્ણા એ માતા છે, અહંકાર એ પિતા છે; આત્તવાદ અને પુનર્જન્મ ન માનવો એ ઉચ્છેદવાદ–આ બે ક્ષત્રિય રાજાઓ છે, દૃઢ વિષય રાગરૂપી નોકર છે અને દશ ઇન્દ્રિયો, ધર્મ અને મનરૂપી બાર આયતનવાળું રાજ્ય છે. આ સર્વનો જે નાશ કરે છે તેને કાંઇ પણ પાપ લાગતું નથી.

ચીનના બૌદ્ધ ગ્રંથ લંકાવતાર પ્રમાણે તેનો અર્થ આ પ્રમાણે છે. તૃષ્ણા એ માતા છે, અવિદ્યા–અજ્ઞાન એ પિતા છે, દશ ક્લેશ એ એક રાજા છે અને પાંચ સ્કન્ધરૂપી સંઘ એ બીજો રાજા છે અને પ્રસિદ્ધ પુરુષને ઘાયલ કરવો એટલે સાત તત્ત્વોના બનેલા શરીરનો નાશ કરવો–આ પાંચ પ્રકારના મનુષ્યોને મારનાર બ્રાહ્મણ પાપી બનતો નથી.

૨. પાલી ભાષામાં **ગોતમ સાવકા** એ શબ્દ છે.

ના વિચાર રાતદિન સંઘ પર લાગેલા હોય છે. (૯)

ગૌતમ (બુદ્ધ)ના શિષ્યો નિરંતર જાગૃત રહે છે અને તેઓ-ના વિચાર રાતદિન શરીર પર લાગેલા હોય છે. (૧૦)

ગૌતમ (બુદ્ધ)ના શિષ્યો નિરંતર જાગૃત રહે છે અને તેઓ-નું મન રાતદિન દયામાં આનંદ માને છે. (૧૧)

ગૌતમ (બુદ્ધ)ના શિષ્યો નિરંતર જાગૃત રહે છે અને તેઓનું મન રાતદિન ભાવનામાં રમે છે. (૧૨)

સંસારનો ત્યાગ કરી દીક્ષા લેવી તે કઠિન છે, સંસારમાં રહેવું તે પણ કઠિન છે. મઠમાં રહેવું કઠિન છે, ઘરમાં રહેવું કઠિન છે, સમાન પુરુષોની સાથે રહેવું તે કઠિન છે તેમજ ભિ-ક્ષુક થઈને ફરવું તે પણ કઠિન છે. (૧૩)

શ્રદ્ધાવાન, શીલવાન, કીર્તિસંયુક્ત પુરુષ જ્યાં જ્યાં જાય છે, ત્યાં ત્યાં માન પામે છે. (૧૪)

સારા પુરુષો બરફવાળા પર્વતની માફક દૂરથી પ્રકાશે છે, રાત્રિમાં ફેંકેલા તીરની માફક ખરાબ મનુષ્યો કોઈની નજરે પણ પડતા નથી. (૧૫)

જે એકલો બેસે છે, એકલો સૂઈ રહે છે, આલસ્યરહિત એકલો વિચરે છે અને જે પોતાની જાતને વશ કરે છે, તે પુરુષ જંગલને છેડે પણ સુખમાં વસે છે. (૧૬)

---

## પ્રકરણ ૨૨ મું—નિરયવર્ગ (અધોગતિનો માર્ગ)

જે અસત છે, તે નરકમાં જાય છે; પોતે કોઈ કામ કર્યા પછી કહે છે કે મેં કર્યું નથી, તે પણ નરકે જાય છે. મરણ પછી તે બે પાપી મનુષ્યોની પરલોકમાં સરખી સ્થિતિ થાય છે. (૧)

કાષાય વસ્ત્ર ધારણ કરનારામાંના પણ ઘણાખરા પાપિષ્ઠ

અને અસંયત હોય છે; એવા પાપી મનુષ્યો પોતાનાં પાપકર્મથી નરકમાં પડે છે. ( ૨ )

ઇન્દ્રિયદમન કર્યા વગરના ખરાબ ચારિત્ર્યવાળા પુરુષે, લોકોએ આપેલી ભિક્ષા ઉપર પેટ ભરવા કરતાં અગ્નિની શિખા સરખો અગ્નિ-થી તપાવેલો લોઢાનો ગોળો ભક્ષણ કરવો એ વધારે સારું છે. (૩)

જે પ્રમત્ત પુરુષ પરસ્ત્રીનું સેવન કરે છે, તે ચાર પ્રકારના અનર્થ ભોગવે છે. (૧) પાપનો લાભ, (૨) અસ્વસ્થ ઊંઘ, (૩) લોકનિંદા અને (૪) નરકપતન. ( ૪ )

( પરદારાનું સેવન કરવાથી ) પાપ થાય છે, હલકી ગતિ મળે છે, બીનેલા પુરુષને બીનેલી સ્ત્રી સાથે થોડું સુખ મળે છે અને રાજા ભારે સજા કરે છે. માટે મનુષ્યે પરદારાનું સેવન ન કરવું. ( ૫ )

સંભાળ વગર ઝાલેલા કુશ નામના ઘાસથી હાથ ચિરાય છે. તેમ જો સંન્યાસ બરાબર પાળવામાં ન આવે તો તે નરકમાં લઇ જાય છે. ( ૬ )

બેફિકરાઇથી કરેલું કામ, ભંગ થયેલું વ્રત અને ભાવ વગર પાળેલું બ્રહ્મચર્ય, આ બધાથી મહાન ફળ મળતું નથી. (૭)

જો કાંઈ પણ કામ કરવાનું હોય તો મનુષ્યે તે કામ ઘણાજ ઉત્સાહથી કરવું; જે યતિ શિથિલ છે, તે વિકારોની ધૂળને વધારે વિસ્તારે છે. ( ૮ )

દુષ્કૃત ન કરવું એજ સારું છે, કારણ કે દુષ્કૃત કરવાથી પશ્ચાત્તાપ થાય છે; સુકૃત કરવું એજ સારું છે, કારણ કે તે કર-વાથી પશ્ચાત્તાપ થતો નથી. ( ૯ )

સીમા પર આવેલા કિલ્લાનું અંદરથી તેમજ બહારથી રક્ષણ કરવામાં આવે છે; તેજ રીતે મનુષ્યે પોતાના આત્માની રક્ષા કરવી. એક ક્ષણ પણ નકામી ગુમાવવી નહિ; કારણ કે જેઓ

યોગ્ય સમયને ગુમાવે છે, તેઓ નરકમાં પાછળથી પસ્તાય છે. (૧૦)

જે મનુષ્યો લજ્જા ન કરવા યોગ્ય પદાર્થોથી લજ્જા પામે છે અને લજ્જા કરવા યોગ્ય પદાર્થોથી લજ્જા પામતા નથી, તેવી અસત્ય દૃષ્ટિવાળા પુરુષો દુર્ગતિ પામે છે. (૧૧)

જેઓ ભય ન પામવાને સ્થળે ભય પામે છે અને ભય પામવાને સ્થળે ભય પામતા નથી, તેવી અસત્ય દૃષ્ટિવાળા પુરુષો દુર્ગતિ પામે છે. (૧૨)

જેઓ ત્યાગ ન કરવાલાયક વસ્તુને ત્યાગ કરવાલાયક ગણે છે અને ત્યાગ કરવાલાયક વસ્તુને અત્યાજ્ય ગણે છે, તેવી અસત્ય દૃષ્ટિવાળા પુરુષો દુર્ગતિ પામે છે. (૧૩)

જેઓ ત્યાગ કરવાલાયક વસ્તુને ત્યાજ્ય ગણે છે અને ત્યાગ ન કરવાલાયક વસ્તુને અત્યાજ્ય ગણે છે, તેવી સત્ય દૃષ્ટિવાળા પુરુષો સુગતિને પામે છે. (૧૪)

---

# प्रकरण २३ मुं–नाग( हाथी )वर्ग

જેવી રીતે હાથી ધનુષ્યમાંથી છૂટેલું બાણ યુદ્ધમાં સહન કરે છે, તેવી રીતે હું અપમાન સહન કરીશ; કારણ કે જગતજ દુષ્ટ સ્વભાવવાળું છે. (૧)

પાળેલા હાથીને તેઓ લડાઈમાં લઈ જાય છે; પાળેલા હાથી ઉપર રાજા બેસે છે. જે નિંદા સહન કરે છે અને જેણે ઇન્દ્રિયોનું દમન કર્યું છે, તેજ પુરુષ મનુષ્યોમાં ઉત્તમ છે. (૨)

પાળેલાં ખચ્ચર ઉત્તમ છે, પાળેલા સિંધુ જાતના ઘોડા અને મહાદન્તૂશળવાળા હાથીઓ પણ ઉત્તમ છે; પણ આત્માને વશ કરનાર સૌથી ઉત્તમ છે. (૩)

આ પ્રાણીઓની મદદથી કોઈ અગમ્ય પ્રદેશ (નિર્વાણ) ભણી

જઈ શકતું નથી; પણ ત્યાં આત્મસંયમી મનુષ્ય સંયમના બળથી જઇ શકે છે. (૪)

જેના લમણામાંથી મદ ઝરે છે અને જેને વશ કરવો દુષ્કર છે, તેવો 'ધનપાળક' નામનો હાથી, જ્યારે તેને બાંધવામાં આવે છે, ત્યારે એક કોળિયો પણ ખાતો નથી. તે પોતાના નિવાસસ્થાનનુંજ સ્મરણ કરે છે.× (૫)

જે મનુષ્ય કેવળ જાડો બને છે અને બહુજ ખાધા કરે છે; વળી જો તે ઊંઘણશી તથા સુસ્ત બને છે, તો ઘાસ ખવરાવી પોષેલા ડુક્કરની માફક તે મૂર્ખ ફરી ફરીને જન્મ લે છે. (૬)

આ મારું મન, પ્રથમ તેની ઇચ્છા પ્રમાણે, તેને ગમે ત્યાં સુખપૂર્વક ભમતું હતું; પણ જેમ અંકુશ પાસે હોવાથી મહાવત મદોન્મત્ત હાથીને વશ કરે છે, તેમ હું તેને આજે સંપૂર્ણ વશ કરીશ. (૭)

અપ્રમત્તદશામાં આનંદ માનો; તમારા મનનું રક્ષણ કરો; કીચડમાં પડેલા હાથીની માફક કુમાર્ગથી તમારી જાતનો ઉદ્ધાર કરો. (૮)

જો કોઇ જોડે ચાલનારો ડાહ્યો તથા સારાં આચરણવાળો સોબતી મળી જાય તો સઘળાં સંકટ સહન કરીને પણ સુખથી અને વિચારપૂર્વક તેની સાથે ચાલવું. (૯)

જો કોઇ જોડે ચાલનારો ડાહ્યો તથા સારાં આચરણવાળો સોબતી ન મળે, તો જેમ રાજા જીતેલા દેશને તજીને એકલો જાય છે, અથવા હાથી જેમ જંગલમાં એકલો જાય છે, તેમ તેણે એકલા વિચરવું જોઇએ. (૧૦)

× શ્રીબુદ્ધદેવના સમયમાં ધનપાળક નામે એક હાથી હતો, લોકોએ તેને કોઇ પણ રસ્તે પકડી લીધો; પણ તેનું મન તેની માતાની સેવામાં લાગેલું હોવાથી તેણે અન્નજળ લીધાં નહિ; આ ઉપરથી માતાપિતાની સેવા કરવી એવો બોધ સૂચવાય છે.

મૂર્ખોની સોબતમાં રહેવા કરતાં એકલા રહેવું એ વધારે સારું છે. મનુષ્યે હાથીની માફક એકલા ફરવું જોઇએ, તેણે પાપ કરવું ન જોઇએ અને થોડી ઇચ્છાઓ રાખવી જોઇએ. (૧૧)

પ્રસંગ પડયે મદદ કરનારા મિત્ર આનંદદાયક છે; મળેલી વસ્તુથી સંતોષ માનવો સુખકારક છે; મરણસમયે પુણ્ય સુખદાયક છે; સર્વ પ્રકારના દુઃખની હાનિ એજ સુખ છે. (૧૨)

માતૃત્વ સુખકર છે, પિતૃત્વ સુખકર છે, શ્રમણપણું સુખદાયક છે, બ્રાહ્મણત્વ સુખદાયક છે. (૧૩)

વૃદ્ધાવસ્થા સુધી પાળેલા સદ્‌ગુણો સુખદાયક છે, દૃઢ શ્રદ્ધા સુખદાયક છે, જ્ઞાનપ્રાપ્તિ સુખદાયક છે; પાપકર્મનો ત્યાગ કરવો સુખદાયક છે. (૧૪)

---

# प्रकरण २४ मुं–तृष्णावर्ग

પ્રમત્ત (અવિચારી) મનુષ્યની તૃષ્ણા લતાની માફક વધે છે. ફળની ઇચ્છાથી જેમ કોઈ વાંદરો એક વૃક્ષ પરથી બીજા વૃક્ષ પર કૂદે છે, તેમ તે તૃષ્ણાને લીધે અનેક ભવમાં ભ્રમણ કરે છે. (૧)

આ વિકરાળ અને ઝેરી તૃષ્ણા જેને આ લોકમાં વશ કરે છે, તેનો શોક વીરણ નામના ઘાસની માફક વૃદ્ધિ પામે છે. (૨)

આ જગતમાં દુર્જય એવી વિકરાળ તૃષ્ણાને જે વશ કરે છે, તેનો શોક કમળપત્ર પરના જળબિંદુની માફક સરી પડે છે. (૩)

આ ઉપદેશવચન તમારા કલ્યાણ અર્થે કહું છું. "જેને સુગંધવાળું ઉશીરનું મૂળ જોઇએ છે, તે જેવી રીતે વીરણ ખોદી કાઢે છે, તેવી રીતે અત્ર એકત્ર થયેલા તમે બધા તૃષ્ણાનું મૂળ ખોદી નાખો કે જેથી જેવી રીતે નદીનો પ્રવાહ બરુના છોડવાને

વારંવાર કચરે છે, તેમ માર (મોહરાજા) તમને વારંવાર કચરી નાખે નહિ." (૪)

જો કે વૃક્ષને કાપી નાખવામાં આવે, પણ જ્યાંસુધી મૂળ ઉખેડવામાં નથી આવ્યું, ત્યાંસુધી તેનું મૂળ દૃઢ રહે છે અને તે ફરીથી વધે છે, તેજ રીતે તૃષ્ણાનું મૂળ જ્યાંસુધી ઉખેડવામાં આવ્યું નથી, ત્યાંસુધી દુઃખ ફરી ફરીને પાછું આવશેજ. (૫)

સુખની પ્રણાલિકામાં જેનાં છત્રીસ પ્રકારનાં આશારૂપી ઝરણાંઓ મજબૂત રીતે વહે છે, તે તુચ્છ મતિવાળાને વિષયાસક્ત વિચારોરૂપી ઝરણાંઓ ખેંચી જાય છે.[૧] (૬)

એ (તૃષ્ણારૂપી નદીની) પ્રણાલિકાઓ બધી દિશામાં વહે છે, વિકારોરૂપી લતા ફેલાતીજ રહે છે; એ લતાને ઊગતી જોતાંજ તેનું મૂળ વિદ્યા વડે કાપી નાખો. (૭)

પ્રાણીમાત્ર સુખોમાં આસક્ત અને સુખોપભોગમાં લીન હોય છે; વિષયમાં આસક્ત થયેલા અને તેમાંજ સુખ શોધનારા જીવો જન્મમરણની પરંપરામાં રખડે છે. (૮)

તૃષ્ણાથી ઘેરાયેલા મનુષ્યો જાળમાં ફસાયેલા સસલાની માફક આમતેમ દોડે છે. દશ પ્રકારના સંયોજન (બંધન)થી બંધાયેલા જીવો વારંવાર અનેક પ્રકારનું દુઃખ ભોગવે છે. (૯)

તૃષ્ણાથી ઘેરાયેલા મનુષ્યો જાળમાં ફસાયેલા સસલાની માફક આમતેમ દોડે છે; જાતે નિર્વિકારી થવાનો પ્રયત્ન કરીને ભિક્ષુકે તૃષ્ણાને દૂર કરવી જોઇએ. (૧૦)

જે નિર્વાણ પ્રાપ્ત કરી તૃષ્ણામાં આરૂઢ થાય છે અને જે તૃષ્ણારૂપી વનનો ત્યાગ કરી તૃષ્ણારૂપી વનમાં ફરીથી દોડે છે, તે મનુ-

---

૧. ચક્ષુ, શ્રોત્ર, ઘ્રાણ, જિહ્વા, ત્વક્, મન, રૂપ, શબ્દ, ગંધ, રસ, સ્પર્શ અને ધર્મ. એ બારને કામતૃષ્ણા, ભવતૃષ્ણા અને વિભવતૃષ્ણા એ ત્રણ પ્રકારની તૃષ્ણાએ ગુણવાથી છત્રીસ પ્રકારની તૃષ્ણા થાય છે.

બ્યને તો જુઓ! તે મુક્ત હોઇ ફરીથી બંધનમાં પડવા જાય છે.[1] (૧૧)

લોઢાની, લાકડાની અને દોરડાની બેડીને સુજ્ઞ પુરુષો મજબૂત બેડી કહેતા નથી, પણ મણિકુંડલ, પુત્ર અને સ્ત્રીમાં આસક્તિરૂપ જે બંધન છે, તેનેજ મજબૂત બંધન તેઓ કહે છે. (૧૨)

જે દેખીતું સહેલું, પણ છોડવામાં કઠિન, એવું હલકી દશા તરફ લઇ જનારું બંધન તેનેજ સુજ્ઞ લોકો સખ્ત બંધન કહે છે. તેને છેદીને, કામસુખનો ત્યાગ કરીને, કોઇ પણ બાબતની અપેક્ષા વિનાના મનુષ્યો પ્રવ્રજ્યા ગ્રહણ કરે છે. (૧૩)

જેમ પોતે બનાવેલી જાળમાં કરોળિયો દોડે છે, તેમ વિષયાસક્ત પુરુષ તૃષ્ણાના પ્રવાહમાં તણાય છે. પણ આ તૃષ્ણાપ્રવાહને રોકીને, વિષયસુખનો ત્યાગ કરીને, કોઇ પણ બાબતની અપેક્ષા વિનાના મનુષ્યો પ્રવ્રજ્યા ગ્રહણ કરે છે. (૧૪)

સંસારસમુદ્રને તરવાની ઇચ્છાવાળા હે પુરુષ! આગળની તૃષ્ણાનો નાશ કર, પછવાડેની તૃષ્ણાનો નાશ કર, વચલી તૃષ્ણાનો ત્યાગ કર; જો તારું મન સર્વત્ર વિષયથી મુક્ત હશે, તો ફરીથી તને જન્મમરણ પ્રાપ્ત થશે નહિ.[2] (૧૫)

જે પ્રાણી તર્કમાં ગૂંથાયેલો છે, તીવ્ર રાગવાળો છે, સુખનેજ શોધવાવાળો છે, તેની તૃષ્ણા વધારે ને વધારે વધે છે અને તેનું બંધન મજબૂત થતું જાય છે. (૧૬)

જે (જ્ઞાનથી) શંકાનું સમાધાન કરે છે, અપ્રમત્ત છે અને અશુભ ભાવનાવાળો[3] છે, તે મારનું બંધન દૂર કરે છે-કાપી નાખે છે. (૧૭)

---

૧ જે સંન્યાસી થઇ ફરીથી ગૃહસ્થાશ્રમમાં જોડાવા ઇચ્છા રાખે છે, તેને ઉદ્દેશી આ શ્લોક લખેલો છે.

૨. આગળની, પાછળની અને વચલી એટલે ભવિષ્યકાળની, ભૂતકાળની અને વર્તમાનકાળની તૃષ્ણાનો નાશ કરવાનો છે.

૩. રક્ત, માંસ, મળમૂત્રાદિથી ભરેલું આ શરીર તુચ્છ છે,

જે અર્હંતદશાએ પહોંચ્યો છે, જે નિર્ભય બન્યો છે, જેની તૃષ્ણા નાશ પામી છે અને જે પાપરહિત છે, તેણે જીવનના કાંટા તોડી નાખ્યા છે; તેને વાસ્તે આ છેવટનું શરીર છે. (ફરીથી તેને જન્મ લેવો પડતો નથી.) (૧૮)

જે તૃષ્ણારહિત છે, જે રાગરહિત છે, જે શબ્દો અને તેનું રહસ્ય (નિરુક્તિ) સમજે છે, જે શબ્દોનો પૂર્વાપર સંબંધ સમજે છે, તે અંતિમ શરીરી મહાબુદ્ધિમાન અને મહાપુરુષ કહેવાય છે.

"મેં સર્વ પર જય મેળવ્યો છે, હું સર્વ જાણું છું, સર્વ પ્રકારની સ્થિતિમાં હું અલિપ્ત છું, મેં સર્વનો ત્યાગ કર્યો છે, તૃષ્ણાના ક્ષયથી હું મુક્ત છું, સર્વ મારી મેળે શીખીને, હું કોને મારા ગુરુ તરીકે ઓળખાવું ?"× (૨૦)

ધર્મનું દાન સર્વ દાન કરતાં શ્રેષ્ઠ છે, ધર્મનો રસ સર્વ રસ કરતાં વધારે સ્વાદિષ્ટ છે, ધર્મનું સુખ સર્વ સુખ કરતાં શ્રેષ્ઠ છે, તૃષ્ણાનો ક્ષય સર્વ દુઃખનો જય કરે છે. (૨૧)

સંસારસમુદ્રથી પાર જવાની ઇચ્છા નહિ કરનાર તુચ્છ બુદ્ધિવાળાનો નાશ ભોગવૈભવ કરે છે; ભોગવૈભવની તૃષ્ણાથી તુચ્છ બુદ્ધિવાળો પુરુષ, બીજાનો નાશ કરતો હોય તેમ પોતાનોજ નાશ કરે છે. (૨૨)

ક્ષેત્ર નકામા છોડવાથી પાયમાલ થાય છે; મનુષ્યો મનોવિકા-

---

એવો વારંવાર વિચાર કરી શરીર ઉપરથી આસક્તિ ઘટાડવી તેને અશુભ ભાવના કહે છે.

× જ્યારે શ્રીબુદ્ધદેવ બોધિજ્ઞાન પ્રાપ્ત કર્યા પછી કાશી તરફ ઉપદેશ આપવાને જતા હતા, ત્યારે રસ્તામાં ઉપક નામના દિગંબર જૈનસાધુ તેમને મળ્યા; ત્યારે તે સાધુએ શ્રીબુદ્ધદેવને પ્રશ્ન પૂછ્યો: "આપ જીન છો? આપના ગુરુ કોણ છે?" તેના પ્રત્યુત્તરરૂપે આ શ્લોક છે. (જુઓ પૃષ્ઠ ८८.)

રથી પાયમાલ થાય છે. તેટલા માટે જેના વિકારો નાશ પામ્યા છે, તેવા પુરુષને આપેલું દાન મોટા ફળવાળું છે. (૨૩)

ક્ષેત્ર નકામા છોડવાથી પાયમાલ થાય છે, મનુષ્યો દ્વેષથી પાયમાલ થાય છે, તેટલા માટે દ્વેષરહિત પુરુષને આપેલું દાન મોટા ફળવાળું છે. (૨૪)

ક્ષેત્ર નકામા છોડવાથી પાયમાલ થાય છે, મનુષ્યો મોહથી પાયમાલ થાય છે; તેટલા માટે મોહરહિત પુરુષને આપેલું દાન મોટા ફળવાળું છે. (૨૫)

---

# प्रकरण २५ मुं–भिक्षुवर्ग

આંખનો સંયમ હિતકારી છે, કાનનો સંયમ હિતકારી છે, ઘ્રાણનો સંયમ હિતકારી છે, જીભનો સંયમ હિતકારી છે. (૧)

શરીરનો સંયમ હિતકારી છે, વાણીનો સંયમ હિતકારી છે, વિચારનો સંયમ હિતકારી છે, સર્વ પ્રકારનો સંયમ હિતકારી છે; સર્વ બાબતોનો સંયમ કરનાર ભિક્ષુ સર્વ દુઃખથી મુક્ત થાય છે.(૨)

જેણે હાથનો સંયમ કર્યો છે, જેણે પગનો સંયમ કર્યો છે, જેણે વાણીનો સંયમ કર્યો છે, જે સારી રીતે સંયત છે, જે આત્મિક બાબતોમાં આનંદ માને છે, જે સમાધિસ્થિત છે, જે એકાકી છે અને જે સંતોષી છે, તેને ભિક્ષુ કહે છે. (૩)

જે ભિક્ષુએ મુખનો સંયમ કર્યો છે, જે મિતભાષી છે, જે ઉદ્ધત નથી, જે ધર્મ અને તેનો અર્થ પ્રકાશે છે તેનું વચન મધુર હોય છે. (૪)

જે ભિક્ષુ ધર્મમાં આરામ માને છે, જે ધર્મમાં રમે છે, જે ધર્મનું સદા ચિંતન કરે છે, જે ધર્મનું સ્મરણ કરે છે, તે ભિક્ષુક સદ્ધર્મથી કદાપિ પતિત થતો નથી. (૫)

પોતાને મળેલી વસ્તુને ભિક્ષુએ ઓછી ગણવી નહિ અને બીજાને મળેલી વસ્તુની ઇર્ષ્યા કરવી નહિ; જે ભિક્ષુ બીજાના લાભની ઇર્ષ્યા કરે છે તેને કદાપિ શાંતિ મળતી નથી. (૬)

પોતાને થયેલા થોડા પણ લાભને જે ભિક્ષુ થોડો માનતો નથી, એવા શુદ્ધ જીવનવાળા અને અપ્રમત્ત ભિક્ષુની દેવો પણ પ્રશંસા કરે છે. (૭)

નામરૂપાત્મક બાહ્ય વસ્તુઓમાં જેને મમત્વભાવ બિલકુલ નથી અને જે નાશ પામેલી વસ્તુનો શોક કરતો નથી, તેને ભિક્ષુ કહે છે. (૮)

જે ભિક્ષુ દયાથી વર્તે છે, જે બુદ્ધના શાસનમાં આનંદ માને છે, તે ભિક્ષુ સર્વ સંસ્કારનો નાશ થવાથી સુખ અને પરમ શાંતિ-રૂપ નિર્વાણ મેળવશે. (૯)

હે ભિક્ષુ ! આ હોડી ખાલી કર; ખાલી કરવાથી તે જલદીથી ચાલશે અને તું રાગદ્વેષનો નાશ કરી નિર્વાણ પ્રાપ્ત કરીશ. (૧૦)

પાંચને કાપી નાખો; પાંચને તજી દો; પાંચને વધારો; પાંચનો સંગ જેને છૂટ્યો છે, એવા ભિક્ષુને ઓઘતીર્ણ (પૂરને ઓળંગીને પેલી પાર ગયેલો) કહે છે[1] (૧૧)

હે ભિક્ષુ ! ધ્યાન કર; પ્રમાદી થતો ના; ઇન્દ્રિય સુખમાં તારા મનને ચોંટાડતો નહિ કે જેથી તારા પ્રમાદને લીધે નરકમાં તપાવેલો લોઢાનો ગોળો તારે ગળવો ન પડે અને બળતી વખતે આ

૧ મિથ્યા કલ્પના, સંશય, મિથ્યાવ્રત, વિષયભોગેચ્છા અને હિંસા—આ પાંચ હલકી ગતિમાં લઇ જનારાં કારણોને કાપી નાખો; રૂપરાગ, અરૂપરાગ, અહંકાર, અસ્થિરતા અને અવિદ્યા—આ પાંચને તજી દો. શ્રદ્ધા, ઉત્સાહ, સ્મૃતિ, સમાધિ અને પ્રજ્ઞા—આ પાંચને વધારો. લોભ, દ્વેષ, મોહ, માન અને મિથ્યા કલ્પના—આ પાંચનો જેને સંગ છૂટ્યો છે, તે સંસારરૂપી નદીના પૂરને ઓળંગી ગયો છે.

દુઃખ છે એમ કહી રડવું ન પડે. (૧૨)

જ્ઞાન સિવાય ધ્યાન નથી, ધ્યાન સિવાય જ્ઞાન નથી; જેને જ્ઞાન તથા ધ્યાન છે, તે નિર્વાણની સમીપમાં છે. (૧૩)

જે ભિક્ષુ શૂન્ય ઘરમાં રહે છે, જેનું ચિત્ત શાંત છે, તથા જે ધર્મ બરાબર સમજે છે, તેને અલૌકિક સુખ પ્રાપ્ત થાય છે. (૧૪)

જ્યારે પાંચ [૨]સ્કંધની ઉત્પત્તિ અને વિનાશનું કારણ તે જાણે છે, ત્યારે નિર્વાણ જાણનારને મળતું સુખ અને આનંદ તેને મળે છે (૧૫)

સુજ્ઞ ભિક્ષુએ સૌથી પ્રથમ આ પ્રમાણે વર્તવું:—ઇન્દ્રિયનો નિગ્રહ કરવો, સંતોષ રાખવો, ધર્મ પ્રમાણે સંયમ કરવો; કલ્યાણ કરવાવાળા, શુદ્ધ જીવનવાળા અને અપ્રમત્ત એવા મિત્રો કરવા, સર્વની સાથે હળીમળીને ચાલવું, પોતાના આચાર બરાબર પાળવા; આથી બહુજ આનંદ થશે અને સર્વ દુઃખનો અંત આવશે.

જેવી રીતે વસિકા નામનો છોડવો કરમાયેલાં ફૂલોનો ત્યાગ કરે છે, તેવી રીતે હે ભિક્ષુઓ! રાગદ્વેષનો ત્યાગ કરો. (૧૮)

જે ભિક્ષુએ પોતાના શરીર, વાણી અને મનનો સંયમ કર્યો છે, જે સમાધિસ્થ છે અને જેણે જગતની લાલચોનો ત્યાગ કર્યો છે તેને શાંત કહે છે. (૧૯)

હે ભિક્ષુ! તારા આત્માને તારી જાતે જાગૃત કર; તારી મેળે તારી પરીક્ષા કર; આવી રીતે તું તારું પોતાનુંજ રક્ષણ કરીને અને અપ્રમત્ત થઇને સુખમાં રહીશ. (૨૦)

આત્માજ આત્માનો નાથ છે; આત્માજ આત્માનું આશ્રયસ્થાન છે. જેવી રીતે વ્યાપારી સારા ઘોડાને કાબૂમાં રાખે છે, તેવી રીતે તમે આત્માને કાબૂમાં રાખો. (૨૧)

---

૨ પાંચ સ્કંધનાં નામ-(૧) રૂપ, (૨) વેદના, (૩) સંજ્ઞા, (૪) સંસ્કાર અને (૫) વિજ્ઞાન.

જે ભિક્ષુ આનંદપૂર્ણ થઇને બુદ્ધના શાસનમાં પ્રસન્ન રહે છે, તે સર્વ પ્રકારના સંસ્કારોના નાશરૂપ સુખ અને પરમશાંતિ રૂપ નિર્વાણ પ્રાપ્ત કરે છે. (૨૨)

જે ભિક્ષુ તરીકે નાની વયનો હોવા છતાં બુદ્ધના સિદ્ધાંતોમાં પૂર્ણ મન લગાડે છે, તે વાદળાંથી મુક્ત થયેલા ચંદ્રમાની માફક આ વિશ્વને પ્રકાશિત કરે છે. (૨૩)

# प्रकरण २६ मुं–ब्राह्मणवर्ग

હે બ્રાહ્મણ! તૃષ્ણારૂપી ઝરાને વહેતો અટકાવવા કામનાઓને દૂર કર; ઉત્પન્ન થયેલી વસ્તુઓના ક્ષયનું કારણ જ્યારે તું સમજીશ, ત્યારે અનુત્પન્ન વસ્તુ (નિર્વાણ) ને તું જાણીશ. (૧)

ધ્યાન અને સંયમ–આ બે માર્ગમાં જ્યારે બ્રાહ્મણ પારગામી થાય છે, ત્યારે તે જ્ઞાનીના સર્વ પ્રકારનાં બંધનો તૂટી જાય છે. (૨)

જેને વાસ્તે આ કિનારો* નથી, તેમજ સામો કિનારો નથી, તેમજ બન્ને કિનારા નથી, તે નિર્ભય અને બંધનરહિત પુરુષને હું બ્રાહ્મણ કહું છું. (૩)

જે વિચારવાન છે, જેમાંથી રજોગુણ જતો રહ્યો છે, જે સ્થિર છે, જે કૃતકાર્ય છે, જે વિકારરહિત છે અને જેણે ઉચ્ચમાં ઉચ્ચ વસ્તુ મેળવી છે, તેને હું બ્રાહ્મણ કહું છું. (૪)

સૂર્ય દિવસે પ્રકાશે છે, ચંદ્ર રાત્રિએ પ્રકાશે છે; હથિયારવાળો ક્ષત્રિય શોભે છે, ધ્યાન કરતો બ્રાહ્મણ દીપે છે; પણ શ્રીબુદ્ધ દિવસે તેમજ રાત્રિએ–સર્વ કાળમાં પ્રકાશે છે. (૫)

* આ બે કિનારાનો અર્થ ટીકા લખનાર જણાવે છે કે, બાહ્ય તથા આંતર ઇન્દ્રિયો; અર્થાત્ જેને કર્મ તથા જ્ઞાન–ઇન્દ્રિયથી ઉત્પન્ન થયેલ સુખદુઃખ તરફ રાગ કે દ્વેષ નથી તે બ્રાહ્મણ છે.

જેણે પાપનો ત્યાગ કર્યો છે, તે ઉપરથી તે બ્રાહ્મણ છે; જે સમભાવથી ચાલે છે તે શ્રમણ છે; જે પોતાના મળને પ્રવ્રાજિત કરે છે, (અર્થાત્ નસાડી મૂકે છે) તેને પ્રવ્રજિત (સંન્યાસી) કહે છે. (૬)

કોઇએ બ્રાહ્મણ ઉપર પ્રહાર કરવો નહિ; તેમજ બ્રાહ્મણે પ્રહાર કરનાર પર તૂટી પડવું નહિ. બ્રાહ્મણને મારનારને ધિક્કાર હો, પણ પ્રહાર કરનાર પર તૂટી પડનાર બ્રાહ્મણને વિશેષ ધિક્કાર હો. (૭)

પોતાને પ્રિય લાગતી વસ્તુમાંથી મનને પાછું હઠાવવું એમાં કાંઇ બ્રાહ્મણનું ઓછું કલ્યાણ નથી. બીજાનું નુકસાન કરનારી બુદ્ધિ જેમ જેમ જતી રહે છે, તેમ તેમ દુઃખ પણ જતું રહે છે.(૮)

જેણે કાયાથી, વાણીથી કે મનથી દુષ્કૃત કર્યું નથી અને આ ત્રણ બાબતમાં જે સંયમી છે, તેને હું બ્રાહ્મણ કહું છું. (૯)

જેવી રીતે અગ્નિહોત્રી બ્રાહ્મણ અગ્નિને નમસ્કાર કરે છે, તેવી રીતે શ્રીબુદ્ધે ઉપદેશેલો ધર્મ જે શીખવે તે ગુરુ તરફ આદર સહિત પૂજ્યભાવ બતાવવો જોઇએ. (૧૦)

જટા ધારણ કરવાથી, અથવા ગોત્રથી, અથવા જન્મથી કોઇ બ્રાહ્મણ થતો નથી; જેનામાં સત્ય અને ધર્મ છે, તેજ પવિત્ર છે અને તેજ બ્રાહ્મણ છે. (૧૧)

હે મૂઢમતિ! જટા ધારણ કરવાથી અથવા મૃગચર્મ પહેરવાથી લાભ શો? અંદર તો તૃષ્ણાનું ગહન વન છે અને બાહ્યને તું શુદ્ધ કરે છે. (૧૨)

મલિન વસ્ત્ર ધારણ કર્યાં હોય, નસો દેખાય એવો અતિ દુર્બળ થઇ ગયો હોય, છતાં વનમાં એકલો જે ધ્યાન કરે છે, તેને હું બ્રાહ્મણ કહું છું. (૧૩)

જન્મ ઉપરથી અથવા અમુક માતાથી ઉત્પન્ન થયો છે તે

ઉપરથી હું કોઇને બ્રાહ્મણ કહેતો નથી. તે ઉદ્ધત પણ હોય અથવા શ્રીમંત પણ હોય; પણ જે ગરીબ છે, તેમજ સંગરહિત છે, તેને હું બ્રાહ્મણ કહું છું. (૧૪)

જેણે સર્વ પ્રકારની બેડીઓ કાપી નાખી છે, જે ભયરહિત છે, જે સંગરહિત છે અને જે બંધનરહિત છે, તેને હું બ્રાહ્મણ કહું છું. (૧૫)

દ્વેષરૂપી દોરી, રાગરૂપી દોરડું, અશ્રદ્ધારૂપી સાંકળ અને તેને લગતી બીજી વસ્તુઓને અનુક્રમે કાપીને, અજ્ઞાનરૂપી અડચણને દૂર કરી જ્ઞાન મેળવનારને હું બ્રાહ્મણ કહું છું. (૧૬)

જેણે કોઇ પણ પ્રકારનો ગુનો કર્યો નથી, છતાં જે ઠપકો, ચાપકા અને બંધન સહન કરે છે અને ક્ષમારૂપી બળ એજ જેનું લશ્કર છે, તેને હું બ્રાહ્મણ કહું છું. (૧૭)

જે ક્રોધરહિત છે, સુશીલ છે, સદ્‌ગુણી છે, તૃષ્ણારહિત છે, જિતેંદ્રિય છે અને ચરમશરીરી છે, તેને હું બ્રાહ્મણ કહું છું. (૧૮)

જેવી રીતે કમળના પાંદડા પર જળનું ટીપું અથવા સોયની અણી પર સરસવનો દાણો ચોટતો નથી, તેમ જે વિષયસુખમાં લીન થતો નથી, તેને હું બ્રાહ્મણ કહું છું. (૧૯)

જે અહીંયાંજ પોતાના દુઃખનો અંત જાણે છે, તેવા ભારરહિત થયેલા વિરક્ત મનુષ્યને હું બ્રાહ્મણ કહું છું. (૨૦)

જેનું જ્ઞાન ગંભીર છે, જે બુદ્ધિમાન છે, જે સારાસાર સમજે છે અને જેણે ઉચ્ચમાં ઉચ્ચ વસ્તુ પ્રાપ્ત કરી છે, તેને હું બ્રાહ્મણ કહું છું. (૨૧)

જે સંસારી તેમજ ત્યાગી બન્નેથી તદ્દન અલગ રહે છે, જે ઘેરઘેર ભટકતો નથી અને જે ઇચ્છારહિત છે, તેને હું બ્રાહ્મણ કહું છું. (૨૨)

જે ત્રસ (જંગમ) તથા સ્થાવર પ્રાણીઓ તરફ દયા રાખીને

કોઇ પણ જીવની ઘાત કરતો નથી અથવા કરાવતો નથી, તેને હું બ્રાહ્મણ કહું છું. ( ૨૩ )

જે વિરુદ્ધ લોકોની સાથે પણ અવિરુદ્ધતાથી વર્તે છે, જે જુલમી લોકોની સાથે પણ નમ્ર છે, જે લોભી મનુષ્યોની વચમાં પણ નિર્લોભી છે, તેને હું બ્રાહ્મણ કહું છું. ( ૨૪ )

સોયની અણી પરથી સરસવનો દાણો જેમ ખરી પડે તેમ જેનામાંથી રાગ, દ્વેષ, અભિમાન અને કપટ ચાલ્યાં ગયાં છે, તેને હું બ્રાહ્મણ કહું છું. ( ૨૫ )

કોઇને પણ દુઃખ ઉત્પન્ન ન કરે તેવી નમ્ર, સત્ય અને હિતકારક વાણી જે બોલે છે, તેને હું બ્રાહ્મણ કહું છું. ( ૨૬ )

લાંબું અથવા ટૂંકું, નાનું અથવા મોટું, સારું અથવા નઠારું, કાંઇ પણ બીજાએ નહિ આપેલું જે આ જગતમાં ગ્રહણ કરતો નથી, તેને હું બ્રાહ્મણ કહું છું. ( ૨૭ )

જેને આ લોક કે પરલોક સંબંધી આશા નથી, એવા વાસનારહિત વિરક્ત મનુષ્યને હું બ્રાહ્મણ કહું છું. ( ૨૮ )

જે તૃષ્ણારહિત છે, જે સત્ય સમજીને શંકારહિત થયો છે, અમરત્વરૂપ નિર્વાણનું જેને પ્રત્યક્ષ જ્ઞાન છે, તેને હું બ્રાહ્મણ કહું છું. ( ૨૯ )

જેણે પુણ્ય તથા પાપ બન્નેનો સંગ છોડ્યો છે, એવા શોકરહિત, પાપરહિત અને અશુદ્ધિરહિત પુરુષને હું બ્રાહ્મણ કહું છું. ( ૩૦ )

જે ચંદ્ર સમાન નિર્મળ છે, શુદ્ધ છે, સુપ્રસન્ન છે, કલંકરહિત છે તથા સંસારમાં બંધન કરનાર આશારહિત છે, તેને હું બ્રાહ્મણ કહું છું. ( ૩૧ )

જે આ કાદવમય દુર્ગમ સંસાર અને અવિદ્યાની પેલી પાર ગયો છે, જે આ સંસારસમુદ્ર ઓળંગીને પેલી પાર ગયો છે, તેવા વિચારશીલ, દૃઢ, સંદેહરહિત, આસક્તિરહિત અને સંતોષી પુરુષને હું બ્રાહ્મણ કહું છું. ( ૩૨ )

બધી કામનાઓનો ત્યાગ કરીને, ઘરબાર તજીને જે સંન્યાસ લે છે, તેવા કામદેવનો ક્ષય કરનાર પુરુષને હું બ્રાહ્મણ કહું છું.(૩૩)

તૃષ્ણાઓનો ત્યાગ કરીને ઘરબાર તજીને જે સંન્યાસ લે છે, તેવા તૃષ્ણાનો નાશ કરનાર પુરુષને હું બ્રાહ્મણ કહું છું. (૩૪)

જેણે મનુષ્યસંબંધી બંધન તોડી નાખ્યાં છે, જેણે દેવોસંબંધી બંધન તોડ્યાં છે અને જેણે સર્વ પ્રકારનાં બંધન તોડયાં છે, તેને હું બ્રાહ્મણ કહું છું. (૩૫)

જેણે રતિ (સુખ આપનાર વસ્તુ) અથવા અરતિ (દુઃખ આપનાર વસ્તુ) નો ત્યાગ કર્યો છે, જે શાંત છે, જે (પુનર્જન્મના કારણરૂપ) ઉપાધિરહિત છે, જે સર્વ લોકને જીતનાર વીર છે, તેને હું બ્રાહ્મણ કહું છું. (૩૬)

જે સર્વ બાજુએ પ્રાણીમાત્રની ઉત્પત્તિ તથા નાશ જુએ છે, જે આસક્તિરહિત છે, જે સુગત (સારે માર્ગે ચાલનાર) છે અને જે બુદ્ધ (ખીલેલી બુદ્ધિવાળો) છે, તેને હું બ્રાહ્મણ કહું છું. (૩૭)

દેવો, મનુષ્યો કે ગંધર્વો જેની ગતિ જાણી શકતા નથી, જેની વાસનાઓનો ક્ષય થયો છે, એવા અર્હતને હું બ્રાહ્મણ કહું છું.(૩૮)

જે આગળ, પાછળ કે વચમાં કોઇ પણ વસ્તુને ' મારી પોતાની ' એમ કહેતો નથી, જે ગરીબ છે અને આસક્તિરહિત છે, તેને હું બ્રાહ્મણ કહું છું. (૩૯)

જે પુરુષાર્થી, ઉમદા, વીર, મહર્ષિ, જીન, નિષ્કામી, સિદ્ધ અને બુદ્ધ છે, તેને હું બ્રાહ્મણ કહું છું. (૪૦)

જે પોતાનો પૂર્વજન્મ જાણે છે, જે સ્વર્ગ તથા નરક જોઇ શકે છે, જેનાં જન્મમરણ પૂરાં થઇ ગયાં છે, જે સંપૂર્ણ જ્ઞાનવાન છે, જે મહર્ષિ છે અને જે સર્વ રીતે સંપૂર્ણ છે, તેને હું બ્રાહ્મણ કહું છું. (૪૧)



# શ્રીબુદ્ધનાં વિવિધ શિક્ષણો

## ભૂતદયા ધર્મ

તેં કહ્યું કે તારી જાતિને છાજે તેવી અને કીર્તિવંત ફળ લાવી આપે તેવી આહુતિ ધર્મને સારુ આપવાને તૈયાર થા; પણ હું કહું છું કે, બીજાને દુઃખ આપીને મળતા ફળની મને ઇચ્છા નથી. ભવિષ્યમાં મળનારા ફળની ઇચ્છાથી એક નિરપરાધી પ્રાણીનો ભોગ આપવો, તે જો ફળ શાશ્વત હોય તોપણ દયાર્દ્ર હૃદયના સજ્જનને વાસ્તે અયોગ્ય કાર્યજ કહેવાય અને જો તે ફળ અનિત્ય હોય તો તેવા કાર્ય વિષે તો કહેવુંજ શું?

અને જો કે ખરો ધર્મ આત્મસંયમ, નૈતિક વ્યવહાર અને વિકારોના અભાવરૂપ વર્તનના તદ્દન જુદા નિયમમાં સમાયેલો ન હોત, તોપણ જ્યાં શ્રેષ્ઠ બદલો પ્રાણીવધ કરવાથી મળે તેમ દર્શાવવામાં આવે છે, તેવા યજ્ઞનિયમને અનુસરવું તે યોગ્ય ગણાય નહિ.

બીજાને દુઃખ દેવાથી દુનિયામાં ને દુનિયામાંજ મળતા સુખને, સુજ્ઞ પુરુષ અને સહૃદય પુરુષ ધિક્કારે છે; તો પછી આપણાથી અદૃશ્ય અને બીજી દુનિયામાં જો તે મળવાનું હોય તો કેટલું વધારે ધિક્કારને પાત્ર થાય? જે મનુષ્ય એકસો વર્ષ સુધી મહિને મહિને હજાર યજ્ઞ કરે છે તે, જે મનુષ્ય પ્રાણીમાત્ર તરફ માયાળુ

છે અને દયા બતાવવાનો પ્રયત્ન કરે છે, તેને સોળમે ભાગે પણ નથી.
(અશ્વઘોષનું બુદ્ધચરિત્ર)

જેવી રીતે માતા પોતાની જિંદગીના જોખમે પણ પોતાના બાળકનું—એકના એક બાળકનું રક્ષણ કરે છે, તેવીજ રીતે દરેક મનુષ્યે સર્વ પ્રાણી તરફ 'મૈત્રીભાવના' ખીલવવી જોઇએ.

દરેક મનુષ્યે આખા જગત પ્રતિ—ઊંચે, નીચે, સર્વ બાજુએ નિરંતર, ધિક્કાર વિના તેમ વૈર વિના શુભેચ્છા રાખવી જોઇએ.
(મૈત્તા સૂત્ત)

ધર્મશાસ્ત્રો કહે છે: "દરેક પ્રાણી તરફ દયાળુ અને પરોપકારી થા; જગતમાં શાંતિ ફેલાવ; જો કોઈ પણ વધ્ય વસ્તુ તારા જોવામાં આવે તો તારું હૃદય કૃપા અને દયાથી પીગળવું જોઇએ."
(શા–મી–લ્યુઇ–યસ–લીસ)

સર્વ જીવતાં પ્રાણી પ્રતિ મારા હૃદયને પ્રેમાળ બનાવવા ઇચ્છું છું. (ફો–પેન–હીંગ–ટીશ–કીંગ)

દરેક જીવતાં પ્રાણીનું મારે દુઃખથી રક્ષણ કરવું જોઇએ.

## ધમ્મિક સૂત્તમાં ગૃહસ્થધર્મ

આ દુનિયામાં મજબૂત અને નબળાં સઘળાં પ્રાણીને ઈજા કરવાનું બંધ કરીને જીવતાં પ્રાણીનો તેણે વધ કરવો નહિ અને બીજા વધ કરનારને અનુમોદન આપવું નહિ. (ટા–ચાંગ–ઓ–કિંગ)

બીજાં ત્યાગ કરવાલાયક પાપ આ છે:—ચોરી, અબ્રહ્મચર્ય, અસત્ય, નશો ચડે તેવા પ્રવાહી પદાર્થનું સેવન અને મોજમજાની જિંદગી.

મનુષ્યે માતાપિતાનું આજ્ઞાંકિત રીતે પોષણ કરવું જોઇએ અને ઉચ્ચ પ્રકારનો વેપાર કરવો જોઇએ.

મનુષ્ય પોતાને હાથે વધ કરે અથવા બીજા પાસે વધ કરાવે અથવા વધનું કાર્ય ખુશીથી જુએ તો તે સઘળાં 'પાપ' છે; કારણ

કે તે સઘળાંનો 'મહાન નિયમ' માં પ્રતિષેધ છે અને બીજી ઘણી ચીજો જેનું એક પછી એક લઇ વર્ણન કરવું મુશ્કેલ છે, તેનો 'મહાન નિયમ' માં પ્રતિષેધ છે. (શા–મી–લ્યુ–ઇ–યેઓ–લાઇઝ)

## ભિક્ષુઓના ધર્મ

તેણે વિચારવંત થઇને મનની અંદર ઉત્પન્ન થતી સઘળી વાસનાઓનો નિરોધ કરતાં શીખવું. તેણે અભિમાન કરવું નહિ; કારણ કે સજ્જનો તેમાં આનંદ પામતા નથી. તેણે બીજા કરતાં પોતાની જાતને ઉત્તમ ગણવી નહિ.

જેમ સમુદ્રના મધ્ય ભાગમાં (ગંભીરતા–ઊંડાણને લીધે) કલ્લોલ ઉત્પન્ન થતા નથી, પણ તે ભાગ તો શાંતજ હોય છે, તેમ 'ભિક્ષુ'એ ઇચ્છારહિત અને શાંત થવું. તેણે ચક્ષુથી વિવિધરૂપ આકૃતિઓ જોવાને લોભી ન થવું; તેણે દેશવિદેશની વાતોથી કાન દૂર રાખવા; તેણે મિષ્ટાન્નની લાલસા ન રાખવી; તેણે જગતમાં કોઈ ચીજની ઇચ્છા ન રાખવી; જ્યારે તે રોગગ્રસ્ત થાય ત્યારે તે ભિક્ષુએ દિલગીર ન થવું; ભયથી તેણે કંપવું નહિ; તેણે 'ધ્યાની' થવું પણ પરછિદ્ર જોવાં નહિ; તેણે સ્વપ્નો અને શુકનનો ભાવ સમજાવવો નહિ; તેમજ જ્યોતિષ જોવું નહિ; વળી તેણે પક્ષીઓના નાદનો અર્થ કરવો નહિ; બહુબોલા શ્રમણ પાસેથી ઘણી વાતો સાંભળીને તેણે ક્રોધી ન થવું તેમજ અપ્રિય શબ્દ બોલવા નહિ. કારણ કે 'સજ્જનો' તિરસ્કાર કરતા નથી. (તુરતક સૂત્ત)

(ગૌતમ બુદ્ધના છેલ્લા વ્યાખ્યાનમાં નીચલો ફકરો માલૂમ પડે છે. તે ફકરો 'તમારો મોક્ષ જાતેજ સાધી લો' આ વાકયનું વધારે સ્પષ્ટીકરણ છે.)

હે આનંદ! જે મનુષ્ય હમણાં અથવા મારા મરણ પછી પોતાની જાતનાજ દીપ અને આશ્રયરૂપ થશે, બીજાના આશ્રય વાસ્તે આધાર રાખશે નહિ, પણ સત્યને દીપ તથા આશ્રયરૂપ

દઢ રીતે ગણીને પોતાના પંડ સિવાય બીજા કોઇ ઉપર આધાર રાખશે નહિ, તે 'ભિક્ષુ' જ સર્વોચ્ચ સ્થિતિ પ્રાપ્ત કરશે; પણ તેને વાસ્તે તેઓએ શીખવાની અભિલાષા બતાવવી જોઇએ.

---

## કર્મ

મનુષ્યે કરેલાં શુભ અને અશુભ કાર્યમાંનું કોઇ પણ અનુપયોગી નથી; કારણ કે તે સઘળાંને કોઈક પ્રકારનાં ફળ આવે છે. આપણાં શુભ અને અશુભ કાર્યો છાયાની પેઠે આપણને અનુસરે છે.

(ફો-શો-હીંગ-ટાસ-કીંગ)

આપણા કાર્યનો નાશ નથી; તેનો નિઃસંશય બદલો મળે છે.

(કોકાલીય સૂત્ત)

પુરુષ યા સ્ત્રીએ દાનથી, ધાર્મિક વૃત્તિથી અને આત્મસંયમથી પવિત્ર દેવાલયમાં, બૌદ્ધધર્મી સંઘમાં, અમુક વ્યક્તિમાં, મુસાફરમાં, તેના પિતામાં, તેની માતામાં, અથવા જયેષ્ઠ બંધુમાં જે ભંડાર એકઠો કર્યો હોય છે તેજ ખરો છે.

આ ગુપ્ત ભંડાર ચોક્કસ છે; તે જતો રહેતો નથી. જો કે મનુષ્ય આ સંસારના ક્ષણવિનશ્વર ધનનો ત્યાગ કરે છે, તોપણ તે મનુષ્ય આ ભંડારને સાથે લેતો જાય છે.

જે ભંડાર બીજાનું ભૂંડું કરતો નથી અને જેની ચોર ચોરી કરી શકતો નથી, તેવો ભંડાર મેળવવો હોય તો સુજ્ઞ પુરુષે શુભ કાર્ય કરવાં, એટલે ભંડાર એની મેળેજ આવી જશે. (નિધિકંદ સૂત્ત)

જેમ જીવતા વૃક્ષને મૂળ સહિત ઉખેડી નહિ નાખતાં ફક્ત ઉપરથી કાપવામાં આવે છે તો ફરીથી તે વૃક્ષ ઊગી નીકળે છે, તેજ રીતે જો વિષયાભિરુચિનો જરા પણ ભાગ ઉન્મૂલ કર્યા સિવાયનો રહ્યો હોય, તો તે મનુષ્યને ફરી ફરીને જન્મ લઇ દુઃખ ભોગવવાં પડશે. (ઉદાનવર્ગ)

જે મનુષ્ય અધર્મ પર પ્રીતિ રાખે છે, તે દુર્ભાગ્યને આમંત્રણ

આપે છે. દુર્ભાગ્ય તો તેના શબ્દના પ્રતિધ્વનિરૂપ છે.

જે મનુષ્ય શુભાચરણ કરે છે તે સુખ પામે છે. સુખ તેવા મનુષ્યની પાછળ છાયાની માફક અનુસરે છે.

## સત્ય વાણી

બુદ્ધના ઉપદેશ પ્રમાણે વાણીના ચાર ગુણો નીચે પ્રમાણે હોવા જોઇએ:—

(૧) તે વાણી સારી રીતે બોલવી જોઇએ.

(૨) તે અન્યાયયુક્ત નહિ પણ ન્યાયયુક્ત હોવી જોઇએ.

(૩) તે અપ્રિય નહિ પણ પ્રિય હોવી જોઇએ.

(૪) તે અસત્ય નહિ પણ સત્ય હોવી જોઇએ.

હૃદયને અનુપયોગી એકસો શ્લોકનો ઉચ્ચાર કરવા કરતાં મનુષ્યે શાંતિ આપે તેવા જ્ઞાનનો એક શબ્દ બોલવો વધારે ઉત્તમ છે.

મનુષ્ય જન્મે છે ત્યારે મુખમાં કુહાડી સહિત જન્મે છે અને તે કુહાડી વતી ખરાબ શબ્દ બોલીને, મનુષ્ય પોતાનોજ નાશ કરે છે.

(કોકાલીય સૂત્ત)

જે વાણી પોતાને પશ્ચાત્તાપ ઉપજાવતી નથી, તેમજ બીજાને કાંઇ પણ ઇજા કરતી નથી, તેવી વાણી બોલનારજ 'સારું' બોલે છે.

મનુષ્યે એવાં પ્રિય વચન બોલવાં જોઇએ કે, જેનો ઉચ્ચાર થતાં બીજાં મનુષ્યો આનંદ પામે, ખુશીથી તેનો સ્વીકાર કરે અને તે વચનનો અનાદર ન કરે.

સત્ય બોલવું તે અમૃત તુલ્ય છે. સત્ય અનુપમ છે. સત્ય ન્યાયયુક્ત ને શુભ વસ્તુને વળગી રહે છે. એમ સુજ્ઞો જણાવે છે.

## મતાંતરો અને ધર્માનુયાયીઓ

જે મનુષ્ય તત્ત્વજ્ઞાનની એક વિચારશ્રેણિને વળગી રહીને જણાવે છે કે, આ ઉત્તમોત્તમ છે અને તેને સૌથી શ્રેષ્ઠ ગણી તે-

નાથી ભિન્ન એવી દરેક વિચારપદ્ધતિને હલકી ગણે છે, તે મનુષ્યે હજુ વાદવિવાદની વૃત્તિ ઉપર જય મેળવ્યો નથી.

તેવો મનુષ્ય જોયેલી અથવા સાંભળેલી કોઇ એકાદ વસ્તુથી પોતાને લાભ થયેલો હોવાથી, તેને વળગી રહીને બીજી સર્વ વસ્તુઓને અયોગ્ય ગણે છે.

જે વસ્તુને કોઇ માણસ વળગી રહી બીજી સર્વ વસ્તુઓને અશુભ ગણે છે, તે વસ્તુને સુજ્ઞ પુરુષો 'બંધન'રૂપ ગણે છે. તેટલા માટે 'ભિક્ષુ'એ જોયેલા, સાંભળેલા, વિચારેલા વિષય અથવા સદ્‌ગુણ અને સત્કાર્યને પણ આધીન થવું નહિ. પોતે જે જોયું છે, સાંભળ્યું છે, વિચાર્યું છે, તેને વિષે જેના મનમાં જરા પણ પક્ષપાતયુક્ત વિચાર નથી, તેવા 'બ્રાહ્મણ'ના વિચારને કેવી રીતે કોઇ પણ મનુષ્ય બદલી શકનાર છે? (પરમથ્થક સૂત્ત)

× બીજા પંથો ઉપર આક્ષેપ કરવો નહિ, તેમજ નિષ્કારણ તે પંથોની અપ્રતિષ્ઠા કરવી નહિ, પણ તેથી ઊલટું જે જે કારણોને લીધે માન આપવું ઘટતું હોય તે તે કારણો સારુ બીજા પંથને માન આપવું. આ રીતે વર્તવાથી બન્ને ધર્મને લાભ થાય છે, પોતાના ધર્મની ઉન્નતિ થાય છે અને બીજા ધર્મને ફાયદો થાય છે. આથી જુદી રીતે વર્તવાથી—બીજાને હેરાન કરવાથી પોતાનોજ પંથ નાશ પામે છે. (અશોકનો શિલાલેખ ૧૨)

દુરાગ્રહી વિચારો પ્રમાણે ચાલનાર અને તેને મળેલા ઉપદેશમાંજ સત્ય રહેલું છે, પવિત્રતા તેમાંજ છે, એમ કથન કરનાર મનુષ્ય પવિત્રતાનો માર્ગ બતાવી શકે નહિ.

---

× ર્‌હાઇસ ડેવિડ્‌ઝ અશોકના લેખના ભાષાંતર સાથે નીચેનો ફકરો લખે છેઃ—"બૌદ્ધધર્મના આટલા લાંબા વખતના ઇતિહાસમાં, જે જે દેશોમાં ઘણા લાંબા કાળ સુધી બૌદ્ધો સર્વોત્કૃષ્ટ સત્તા ભોગવતા હતા, ત્યાં બૌદ્ધોએ પરધર્માનુયાયીઓને હેરાન કર્યા હોય એવો એક પણ લેખ મળી આવતો નથી."

પણ સંસારબંધનથી છૂટો થયેલો મુનિ વારંવાર ઊઠતા પ્રશ્નોના વાદવિવાદમાં કોઇનો પક્ષ લેતો નથી; તેના પ્રથમના વિકારોને ગ્રહણ નહિ કરવાથી, સ્વેચ્છાનુસાર નહિ ભટકવાથી, સ્વમતાભિમાની નહિ હોવાથી, તત્ત્વજ્ઞાન સંબંધી જુદા જુદા મતોની જાળમાંથી તે મુક્ત થાય છે અને સુજ્ઞ હોવાથી તે જગતને વળગી રહેતો નથી, તેમજ આત્માને નિંદતો નથી. ( મહાવિયહ સૂત્ત )

હે ભાઇઓ ! જેઓ આપણા મતના નથી તેઓ કદાપિ મારી, મારા ધર્મની, અથવા મારા સંઘની નિંદા કરે તોપણ તમારે ક્રોધ કરવાને કાંઇ પણ કારણ નથી. (બ્રહ્મજાળ સૂત્ત)

જો બીજા મનુષ્યો સન્માર્ગે ન ચાલતા હોય તો આપણે તેમને સદ્વર્તનથી સંતુષ્ટ કરવા. આ રીતે સન્માર્ગનો લાભ બતાવીને, ધર્મની દરેક ઠેકાણે ઊંડી છાપ પાડી શકીએ અને તેને ચિરકાલ સ્થાયી બનાવી શકીએ.

---

## સુહૃદ અને મિત્ર

ખરાબ મનુષ્યો સાથેની મિત્રતા ટકતી નથી અને નબળા હૃદયના મનુષ્યની મિત્રતા સંપત્તિ માફક નાશ પામતી જાય છે. કેવળ સજ્જનોજ મિત્રતાનાં નવાં કાર્ય કરીને તેઓના વડીલોની મિત્રતામાં વૃદ્ધિ કરે છે.

જે મિત્રો વિપત્તિકાળમાં પણ પોતાના મિત્રો તરફ વફાદાર રહે છે, તેમનેજ હું ખરા સુહૃદ તરીકે મારા હૃદયમાં ગણું છું. કારણ કે વૈભવવાળા મનુષ્યનો સંપત્તિસમયે કોણ મિત્ર નથી ?

માટે જે મનુષ્યો આ જગતમાં ધન પ્રાપ્ત કરીને પોતાના મિત્રો તથા ધર્મ ખાતર તેનો વ્યય કરે છે, તેઓનુંજ ધન ખરેખર સ્થાયી છે અને જ્યારે તે ધન નાશ પામે છે, ત્યારે અંતે કોઇ પણ પ્રકારનું દુઃખ ઉત્પન્ન કરતું નથી. ( અશ્વઘોષનું બુદ્ધચરિત )

ટૂંકમાં હું તમને મિત્રનાં લક્ષણ નીચે પ્રમાણે જણાવીશ:–

જ્યારે તમે ખોટું કરતા હો ત્યારે તે તમને ચેતવણી આપે.

જ્યારે શુભ કાર્ય કરતા હો ત્યારે ખંતથી મંડયા રહેવાને ઉપદેશ આપે.

જ્યારે તમે સંકટમાં અથવા ભયમાં હો ત્યારે તમને મદદ કરે, આશ્વાસન આપે અને દુઃખથી મુક્ત કરે. આવો મનુષ્ય ખરેખર ખરો અને અનુકરણ કરવાલાયક મિત્ર છે.

જો મનુષ્યને નિશ્ચલ અને પવિત્ર સુજ્ઞ મિત્ર મળી આવે, તો તેણે પોતાના સ્વભાવને શુદ્ધ બનાવીને વિચારપૂર્વક અને હર્ષ-સહિત તેની મિત્રતા કરવી.

પોતાના જીવનમાર્ગ પ્રમાણે વર્તતો જો કોઇ પણ સુજ્ઞ મિત્ર ન મળી આવે, તો તેણે દૃઢ રીતે એકાંત માર્ગ ગ્રહણ કરવો—પણ મૂર્ખની મિત્રતા કરવી નહિ.

જે અપવિત્ર મનુષ્યની સોબત કરે છે તેને દુષ્ટતાનો પાશ બેસે છે. જે દુષ્ટની સોબત કરે છે તેને ભૂમિ પર નીચે જોવું પડે છે, ( અર્થાત્ શરમાવું પડે છે ); સારા મનુષ્યોની મિત્રતા તેને ધાર્મિક (ન્યાયી) બનાવે છે. તેટલા માટે જેના સાંનિધ્યથી તમે ઉન્નતિ પામો તેનેજ વળગી રહો.

જે અપવિત્ર મનુષ્યની મિત્રતા કરે છે તે, કોહેલી માછલી જેમાં મૂકેલી છે, તેવા મધુર કુશ (ઘાસ) તુલ્ય છે. કુશ (ઘાસ) અપવિત્ર બને છે.

જેવા મનુષ્યના મિત્ર હશો અને જેવી તેની ઉચ્ચ ભાવના હશે, તેવા તમે થોડા સમયમાં થશો. માટે મિત્રની પસંદગીમાં ડહાપણ વાપરો. શ્રદ્ધારહિત મનુષ્ય સાથે મિત્રતા બાંધવી નહિ; કારણ કે એક સુકાયેલો કૂવો, કે જે ખોદવામાં આવે ત્યારે ફક્ત કાદવવાળું પાણીજ આપે છે, તે કૂવા જેવો તે મનુષ્ય છે.

પણ સુજ્ઞ પુરુષે શ્રદ્ધાવંત પુરુષો સાથે મિત્રતા બાંધવી, કારણ

કે તેઓ વિશાળ અને નિર્મળ ઝરા અથવા ઠંડા અને શાંત સરોવર સરખા છે.

મુનિને પણ બીજા મનુષ્યના રાગદ્વેષથી અસર થાય છે.

તેટલા માટે અશ્રદ્ધાળુ સાથે વ્યવહાર રાખવો નહિ; પણ ફક્ત શ્રદ્ધાવંત સાથે મિત્રતા બાંધવી.

## વિવિધ વચનો

સર્વ સંયોગોમાં સર્વ મનુષ્યો ભણી ઉદારતા, સભ્યતા, પરોપકાર અને નિઃસ્વાર્થતા દાખવવી; આ ગુણો ચાલતા રથને પૈડાની ખીલી માફક જગતને ઉપયોગી છે. (સીગૂલોવાદ)

જિંદગી છે ત્યાંસુધી ધન ને મિલકત છે; પણ શરીર નાશ પામે છે ત્યારે તેની સાથે સર્વ મિલકત નકામી થાય છે. જ્ઞાન તે દશ હજાર જમાના સુધી ચાલે તેટલી મિલકત છે. સુજ્ઞ પુરુષની જિંદગી પછી પણ તેના જ્ઞાનની કીર્તિ અમર રહે છે.

જો રત્નને ઓપ ચડાવવામાં ન આવે તો તેનામાં તેજ આવશે નહિ અને તેજ વગરનું રત્ન નિરુપયોગી પથ્થર સરખું છે.

જો મનુષ્ય અભ્યાસ ન કરે તો તેને જ્ઞાન મળશે નહિ અને જે મનુષ્યમાં જ્ઞાન નથી તે મૂર્ખ છે.

કોઠારમાં ભરી મૂકેલા ખજાનાનો નાશ થાય છે; પણ મનમાં સંગ્રહેલો ખજાનો નાશ પામતો નથી. કોઇ પણ વસ્તુના ખજાના લાંબા વખત સુધી ચાલતા નથી; માટે જ્ઞાનનેજ તારા ઉત્તમ અને અમૂલ્ય ખજાનારૂપ જાણ.

## બુદ્ધ લોકની ઉચ્ચ ભાવનાઓ

મૂર્ખની સેવા કરવી નહિ પણ સુજ્ઞની સેવા કરવી. પૂજ્ય પુરુષોને માન આપવું. આ સર્વ સુખનાં ઉત્તમ સાધનો છે.

રમણીય ભૂમિમાં વાસ, પૂર્વ જન્મમાં કરેલાં સુકૃત્ય અને

શુભ ઇચ્છાઓથી પૂર્ણ આત્મા–આ સર્વ સુખનાં ઉત્તમ સાધનો છે.

અતિશય જ્ઞાન અને કેળવણી, આત્મસંયમ, સારી રીતે કેળવાયેલું મન, સારી રીતે બોલેલાં પ્રિય વાક્યો–આ સર્વ સુખનાં ઉત્તમ સાધનો છે.

દાન આપવું તે, ન્યાયયુક્ત વર્તન, અનિંદ્ય આચાર–આ સર્વ સુખનાં ઉત્તમ સાધનો છે.

પાપ પ્રતિ તિરસ્કાર, પાપવિરમણ, માદ્ય વસ્તુનો નિષેધ, સત્કાર્યમાં ઉત્સાહ–આ સર્વ સુખનાં ઉત્તમ સાધનો છે.

પૂજ્યભાવ, નમ્રતા, સંતોષ, આભાર અને યોગ્ય ઋતુમાં ધર્મ (નિયમ) નું શ્રવણ–આ સર્વ સુખનાં ઉત્તમ સાધનો છે.

સહનશીલતા, સૌમ્યતા, શાંત પુરુષોની મિત્રતા અને યોગ્ય ઋતુમાં ધર્મકથા–આ સર્વ સુખનાં ઉત્તમ સાધનો છે.

આત્મનિગ્રહ, પવિત્રતા, મહાન સત્યોનું જ્ઞાન અને નિર્વાણનો અનુભવ–આ સર્વ સુખનાં ઉત્તમ સાધનો છે.

જેનો આત્મા જીવનના ફેરફારના સપાટામાં નિશ્ચલ, નિર્વિકારી, દિલગીરીરહિત અને સ્વસ્થ રહે છે, તે સર્વ સુખનાં ઉત્તમ સાધનો પામ્યો છે.

આ પ્રમાણે વર્તનાર મનુષ્ય દરેક બાજુએ અજિત થઈ, નિર્ભયતાથી વિચરે છે. આ સર્વ સુખનાં ઉત્તમ સાધનો છે.

(૨)

બૌદ્ધધર્મગ્રંથોમાં દરેક બૌદ્ધની ઉચ્ચભાવના કેવી હોવી જોઇએ, તેનું વર્ણન આ પ્રમાણે કરેલું છે.

જે કોઈ બીજાનું ભલું કરવાની અને અત્યંત શાંતિના સ્થાનરૂપ નિર્વાણની ઇચ્છા ધરાવતો હોય તે નિષ્કપટી, પ્રમાણિક અને અંતઃકરણના આદેશ પ્રમાણે કામ કરનારો હોવો જોઇએ. તેણે શબ્દોમાં નમ્ર, મિલનસાર, વિનયી, સંતોષી અને થોડી વસ્તુઓથી ચલાવી લેનારા થવું જોઇએ. તેણે નિશ્ચિંત અને સ્વસ્થ મન-

વાળા થવું જોઇએ અને તે સાથે નિરભિમાની અને નિર્લોભી બનવું જોઇએ. તેણે કાંઇ પણ હલકું કામ કરવું નહિ; પણ વિચારમાં, વચનમાં અને કાર્યમાં ધર્મના નિયમો પ્રમાણે ચાલવું જોઇએ. ચાર ઉમદા સત્યોનું જ્ઞાન મેળવીને તેણે અષ્ટવિધ માર્ગ પ્રમાણે નિર્દોષ જીવન ગાળવું જોઇએ. તેણે સંપત્તિમાં મહાલવું નહિ, વિપત્તિમાં તદ્દન દીન બનવું નહિ; વિજયથી અભિમાની ન બનવું, તેમ પરાજયથી ગભરાઈ ન જવું. જેને કોઇ પ્રકારની તૃષ્ણા-જ ન હોય તેના જેવી મનની સમતોલવૃત્તિ રાખવી જોઇએ.

કેવળ કાષાયવસ્ત્ર પહેરવાથી, બાહ્યક્રિયાઓ અને આચારો કરવાથી, જંગલમાં જિંદગી ગાળવાથી, ગરીબાઇથી, પરાધીન-પણાથી કે કેવળ પુસ્તકોના ભણતરથી મનુષ્ય શ્રમણ બનતો નથી; પણ જે ઇન્દ્રિયોના વિકારોથી મુક્ત છે, જે શુદ્ધ હૃદયનો છે, જેણે સ્વાર્થવૃત્તિ પર જય મેળવ્યો છે, તેજ ખરો બુદ્ધનો શિષ્ય છે. તેટલા માટે તેણે આંતરબુદ્ધિ, જ્ઞાનપ્રાપ્તિ, સમભાવ અને પરોપકારવૃત્તિ ખીલવવાં જોઇએ.

પૃથ્વી પર કે પૃથ્વીની પેલી પારનાં ભુવનોમાં, નિર્બળ તેમજ સબળ તરફ, ઉચ્ચ તેમજ નીચ તરફ, સારા તેમજ ખોટા તરફ, પાસેનાં તથા દૂરનાં–સઘળાં પ્રાણીઓ તરફ તેણે દયાળુવૃત્તિ રાખવી જોઇએ.

તેણે કોઇને ધમકાવવું નહિ, ધિક્કારવું નહિ તેમજ હેરાન કરવું નહિ. જેવી રીતે માતા પોતાના એકના એક બાળક તરફ પ્રેમભાવથી જુએ છે, તેમ તેણે દયા અને પરોપકારની વૃત્તિથી દરેક દિવસે અને દરેક કલાકે સઘળા જીવો તરફ જોવું જોઇએ.

જે ઉમદા અષ્ટવિધ માર્ગ પ્રમાણે ચાલે છે, તેનો સ્વભાવ પર્વતમાં આવેલા ઝરાની માફક શુદ્ધ અને કલ્લોલરહિત હોવો જોઇએ.

જે વેર અને અભિમાન, આશા અને ભય, વિકાર અને લોભ,

રાગ અને દ્વેષથી મુક્ત છે તે પવિત્રતામાં રહે છે. જેણે જીવન-તૃષ્ણાનો સંપૂર્ણ ક્ષય કરી ખરું જ્ઞાન પ્રાપ્ત કર્યું છે, તે દુઃખ અને પુનર્જન્મનો અંત લાવે છે ને પરિનિર્વાણ પ્રાપ્ત કરે છે.

## સદ્ધર્મનાં સાત રત્નો

(૧) સંપૂર્ણ જીવનનું રત્ન–'ભિક્ષુકો' સર્વગુણસંપન્ન જીવન ગાળવાનો ઉપદેશ ગ્રહણ કરે છે અને પવિત્રતાનું રત્ન ધારણ કરે છે.

(૨) સંપૂર્ણ શાંતતાનું રત્ન–હે ભિક્ષુકો! પવિત્ર વિચારની ભૂમિકા પર તમારું મન એકાગ્ર કરો અને સંપૂર્ણ શાંતતાનું રત્ન ધારણ કરીને જન્મમરણના ચક્ર સાથે મનને બાંધનાર શૃંખલાનો નાશ કરો.

(૩) પવિત્ર જ્ઞાનનું રત્ન–હે ભિક્ષુકો! તમારી બુદ્ધિનો ઉપયોગ કરો અને જીવાત્માનું આ સૃષ્ટિમાં અસ્તિત્વ હોવાનું કારણ શોધી કાઢો. પવિત્ર જ્ઞાનનું રત્ન ધારણ કરીને તમારી જાતને જન્મ અને પુનર્જન્મના કેદખાનામાંથી છૂટી કરો.

(૪) શાશ્વત આનંદનું રત્ન–હે ભિક્ષુકો! જે રત્નથી શ્રમિતને ઉત્કૃષ્ટ સુખની સ્થિતિ ભોગવવાની શક્તિ મળે છે, તે રત્ન મેળવવાને તમે ઉદ્યમ કરો, મુક્ત થયેલા અર્હંતો આ રત્ન ધારણ કરીને જીવતાં પણ શાશ્વત આનંદ ભોગવે છે.

(૫) ઇન્દ્રિયાતીત જ્ઞાનરત્ન–હે ભિક્ષુકો! જેથી કુદરતના નિયમોના કાર્યમાં પ્રવેશ મળે તેવું જ્ઞાન પ્રાપ્ત કરવાનો ઉદ્યમ કરો.

(૬) સંપૂર્ણ નિર્ભયતાનું રત્ન–હે ભિક્ષુકો! જે ભિક્ષુક ચાર યતિ સંભિદમાં× નિપુણ છે તે સંપૂર્ણ રીતે ભયથી મુક્ત છે. તે ભિક્ષુક કવચ ધારણ કરેલા યોદ્ધાની માફક નિર્ભયતાથી બુદ્ધિના મેદાનમાં પ્રવેશ કરે છે.

× અર્હંતોએ પ્રાપ્ત કરેલા જ્ઞાન અને નિરીક્ષણની શક્તિઓ સંબંધીનો બૌદ્ધધર્મના સિદ્ધાંતનો ભાગ.

(૭) સાત સર્વોત્કૃષ્ટ સદ્‌ગુણોના સંપૂર્ણ પ્રબોધનું રત્ન—હે ભિક્ષુકો! આ સાત રત્નના હારને ધારણ કરનાર પુરુષ મનુષ્યને તેમજ દેવતાઓને પૂજ્ય છે.

## પાંચ નૈતિક શક્તિઓ

શિષ્યોએ મેળવવા લાયક પાંચ નૈતિક શક્તિઓઃ—

(૧) આત્મનિષ્ઠા અને આત્મ શ્રદ્ધા, (૨) ઉત્સાહ, (૩) મનની બારીક તપાસ (આત્મનિરીક્ષણ) (૪) વિચારોની એકાગ્રતા (સમાધિ) અને (૫) જ્ઞાનપ્રાપ્તિ.

## ચાર સંપાદન અથવા પ્રયત્નો

(૧) ઊગતા પાપને અટકાવવાનો પ્રયત્ન.

(૨) ઉત્પન્ન થયેલા પાપને દૂર કરવાનો પ્રયત્ન.

(૩) પ્રકટ નહિ થયેલા શુભ કાર્યને પ્રકટ કરવાનો પ્રયત્ન.

(૪) અસ્તિત્વ ધરાવતા શુભ કાર્યમાં વૃદ્ધિ કરવાનો પ્રયત્ન.

## ધર્મ વિષે

જેમ ખરાબ રીતે સંચારેલા છાપરામાં વરસાદ જોરથી રસ્તો કરે છે, તેવીજ રીતે પવિત્ર વિચારોને ધિક્કારનારાના મનમાં મનોવિકારો માર્ગ પ્રાપ્ત કરે છે અને જેમ સારી રીતે સંચારેલા છાપરાથી વરસાદ સરી જાય છે, તેમ સુજ્ઞ પુરુષોથી વિકારો દૂર નાસે છે. જે નિયમરહિત મનુષ્ય ધર્મને માનતો નથી પણ ફક્ત પાનાં પછી પાનાં ઊકેલે છે અને એક પછી એક શ્લોકનો ઉચ્ચાર કરે છે, તે બૌદ્ધધર્મ પાળનાર નથી પણ બીજાની ગાયો ગણનાર મૂર્ખ ગોવાળ છે. નિયમાનુયાયી અને પ્રેમાળ મનુષ્ય જે ફક્ત ધર્મનો એક શ્લોક જાણે છે, પણ ઇર્ષ્યા, દ્વેષ–દ્રોહ અને અજ્ઞાનથી મુક્ત છે તેજ બૌદ્ધધર્મનો યતિ છે.



# प्रतापी बौद्धराजा महान अशोकना शिलालेखो

## શાસન નં ૧

### ભૂતદયા

દેવપ્રિય પ્રિયદર્શી* મહારાજની આજ્ઞાથી આ શાસન લખવામાં આવે છે. અહીં યજ્ઞને માટે કોઇ પણ પ્રાણીનો વધ કરવો નહિ, તેમજ તહેવારને દિવસે સમાજો ભરવા નહિ; કારણ કે દેવપ્રિય પ્રિયદર્શી (અશોક) રાજા આવા મેળાવડાને દોષરૂપ ગણે છે, છતાં કેટલાક પવિત્ર દિવસોના સમાજોને યોગ્ય માને છે.×

દેવપ્રિય પ્રિયદર્શી રાજાના રસોડામાં કઢી બનાવવાને દરરોજ હજારો પ્રાણીઓનો પહેલાં વધ કરવામાં આવતો હતો. આ શિલાલેખ જે વખતે લખાય છે તે વખતે બે મોર અને એક હરણ મળી ત્રણ

---

* આ બધા શિલાલેખોમાં અશોકને પ્રિયદર્શી એવું નામ આપવામાં આવેલું છે.

× આવા મેળાવડામાં ઉજાણીઓ થતી અને તે નિમિત્તે પ્રાણીઓનો વધ કરાવવામાં આવતો હતો, માટે આ ઉલ્લેખ છે. જો આ પ્રાણીવધ ન થતો હોય તો આવા મેળાવડા પણ અતિ ઉત્તમ છે.

(ગિરનારનો લેખ.)

પ્રાણીઓને દરરોજ કાપવામાં આવે છે. (તેમાં પણ હરણ દરરોજ નહિ.)×

આ પ્રાણીઓની પણ ભવિષ્યમાં કતલ કરવામાં આવશે નહિ.

## શાસન નં ૨

### મનુષ્ય અને પશુઓને સુખનાં સાધનો પૂરાં પાડવા વિષે

દેવપ્રિય પ્રિયદર્શી રાજાના સઘળા મુલકોમાં તથા પાસેના દેશમાં જેવા કે ચોલ, પાંડયદેશ, સત્યપુત્ર, કેરલપુત્ર, તામ્રપર્ણી (લંકા) માં તથા ગ્રીકરાજા એન્ટીઓકસ તથા તેના સામંત રાજાઓના મુલકમાં–દરેક સ્થળે મનુષ્યના સુખના તેમજ પ્રાણીઓના સુખના ઉપાયો દેવપ્રિય પ્રિયદર્શી મહારાજા તરફથી યોજવામાં આવ્યા છે. મનુષ્યો તથા પશુઓને ઉપયોગી જે જે ઔષધિઓ જે જે સ્થાને નથી તે તે ઔષધિઓ મંગાવીને તે તે સ્થાને રોપેલી છે; તેમજ ફળમૂળ જે સ્થળે નથી તે સ્થળે મંગાવીને રોપેલાં છે. મનુષ્યો તથા પશુઓના ઉપયોગ સારુ માર્ગમાં વૃક્ષો વવરાવ્યાં છે અને કૂવા ખોદાવરાવ્યા છે.

## શાસન નં. ૩

### પંચવાર્ષિક સભા

દેવપ્રિય પ્રિયદર્શી મહારાજા કહે છે કે, મારા રાજ્યાભિષેકના તેરમા વર્ષમાં મેં આ પ્રમાણે આજ્ઞા કરી છે કે, મારા રાજ્યમાં દરેક સ્થળે જિલ્લાના ઉપરીઓએ તેમજ મારા અમલદારોએ દરેક પાંચ વર્ષે એક મોટી સામાન્ય સભામાં એકઠા મળવું. ત્યાં પો-

× ગિરનારનો શિલાલેખ જણાવે છે કેઃ—આગળ ધર્મશાસન બહાર પાડવામાં આવ્યું છે કે, સત્કર્મમાં પ્રાણીઓ મારી શકાય અને આજ સુધી આવી રીતિ ચાલતી આવી છે; પણ તે રીતિ હવે કબૂલ નથી. તેથી આ ધર્મશાસન બહાર પાડવામાં આવે છે કે હવેથી કોઇએ પ્રાણીને મારવાં નહિ.

તાનું કામકાજ પતાવવા ઉપરાંત નીચેના ધર્મ નિયમોની ઉદ્ઘોષણા કરવી. માતપિતાની આજ્ઞા માનવી એ ઉત્તમ છે; મિત્રો, ઓળખીતાઓ, સ્વજનો, બ્રાહ્મણો અને શ્રમણો (ભિક્ષુઓ) તરફ ઉદારતા બતાવવી એ ઉત્તમ છે. દરેક જીવતા પ્રાણીની જિંદગી પવિત્ર છે, એવી બુદ્ધિ રાખવી એ ઉત્તમ છે ને ઉડાઉપણાથી અને નિંદાથી દૂર રહેવું એ ઉત્તમ છે; સંઘે શ્રદ્ધાવાન મનુષ્યોને વિસ્તાર સહિત શબ્દશઃ અને ભાવ સાથે આ નિયમો સમજાવવા જોઇએ.

---

## શાસન નં. ૪

### ધાર્મિક જીવન

ઘણા લાંબા સમયથી–સેંકડો વર્ષથી પ્રાણીઓની હિંસા ચાલી આવે છે; જીવતાં પ્રાણીઓ તરફ ઘાતકી વર્તણુક ચલાવવામાં આવે છે. સ્વજનોનો વિનય સચવાતો નથી અને બ્રાહ્મણ–શ્રમણોનું માન જળવાતું નથી.

પણ હવે દેવપ્રિય પ્રિયદર્શીના ધાર્મિક જીવનથી લડાઇના ઢોલને બદલે ધર્મનું ઢોલ વગાડવામાં આવે છે. રથની હાર તથા ગજાદિની સવારી કાઢવામાં આવે છે, રોશની કરવામાં આવે છે અને આ વગેરે કરીને દિવ્ય દેખાવ લોકોને બતાવવામાં આવે છે. જે સેંકડો વર્ષથી બન્યું નથી તે હાલ દેવપ્રિય પ્રિયદર્શી રાજા તરફથી થયેલી ધાર્મિક નિયમની ઉદ્ઘોષણાથી બને છે–જીવતાં પ્રાણીઓની કતલ બંધ થતી જાય છે, જીવતાં પ્રાણી પ્રતિ ઘાતકીપણું બંધ થતું જાય છે, સ્વજનો તેમજ બ્રાહ્મણ–શ્રમણો તરફ માનબુદ્ધિ તથા વડીલો અને માતાપિતા તરફ ભક્તિભાવ વૃદ્ધિ પામતા જાય છે. આ અને બીજી ઘણીક રીતે ધાર્મિક જીવન વૃદ્ધિ પામ્યું છે ને દેવપ્રિય પ્રિયદર્શી મહારાજા હજુ પણ તેને વધારશે.

દેવપ્રિય પ્રિયદર્શી મહારાજાના પુત્રો તથા પૌત્રો પણ કાળ-

ચક્રના અંત સુધી આ ધર્માચરણની વૃદ્ધિ કરશે અને જાતે ધર્મ તથા શીલ પાળી ધાર્મિક નિયમની ઉદ્‌ઘોષણા કરશે; કારણ કે ધાર્મિક નિયમને જાહેર કરવો એ સૌથી ઉત્તમ કામ છે. જે દુઃશીલ મનુષ્ય છે તે કદાપિ ધર્મ પાળી શકે નહિ.

ધર્માચરણની વૃદ્ધિજ લાભકારી છે અને હાનિ (ઘટાડો) ન થાય તેમાંજ લાભ છે. આ કારણથીજ આ લેખ લખવામાં આવ્યો છે કે, મનુષ્યોએ ધર્માચરણની વૃદ્ધિ માટે પ્રયત્ન કરવો જોઇએ, પણ તેમાં ઘટાડો થવા દેવો નહિ.

રાજ્યાભિષેકના તેરમા વર્ષમાં દેવપ્રિય પ્રિયદર્શી રાજાએ આ લેખ લખાવેલો છે.

## શાસન નં. ૫

### ધર્મમહામાત્રા (ધર્માચરણની તપાસ રાખનારા)

દેવપ્રિય પ્રિયદર્શી મહારાજ જણાવે છે કેઃ—સારું કામ કરવું એ મુશ્કેલ છે. સારું કામ કરનારો ખરેખર કઠિન કામ કરે છે. ઘણાં સારાં કામો મારે હાથે થવા પામ્યાં છે. જો મારા પુત્રો, પૌત્રો અને મારા વંશજો કાળચક્રના અંત સુધી આ પ્રમાણે વર્ત્યા કરે, તો તેઓ ઘણું સારું કામ કરી શકશે. પણ જો કોઇ આ આજ્ઞાનું ઉલ્લંઘન કરશે તો તે દુઃખ ભોગવશે; કારણ કે પાપ કરવું એ ઘણું સહેલું છે. ભૂતકાળમાં કોઇ પણ વખત ધર્મનીતિની તપાસ રાખનારા (ધર્મમહામાત્રા)ઓ નીમવામાં આવ્યા નથી, પણ મારા રાજ્યના ચૌદમા વર્ષમાં આ ધર્મમહામાત્રાઓ નીમવામાં આવ્યા છે. મારા રાજ્યમાં તેમજ યોન (યવન), કાંબોજ, ગાન્ધાર, રાષ્ટ્રિક અને પિટેનિક, તથા સીમાપર આવેલાં બીજાં રાજ્યોમાં સર્વ ધર્મના લોકોમાં ધાર્મિક જીવનની સ્થાપના કરવા સારુ, ધર્મનીતિ વધારવા સારુ અને સુધર્મી મનુષ્યોના સુખ અને કલ્યાણ સારુ આ પુરુષો કામે લાગેલા હોય છે. મારા પગારદાર નોકરો, બ્રાહ્મણો,

ધનવાનો અને ગરીબો તેમજ વૃદ્ધ મનુષ્યોના કલ્યાણ તથા સુખની વૃદ્ધિ કરવા સારુ અને ધર્મિષ્ઠ* મનુષ્યોના માર્ગમાંથી વિઘ્નો દૂર કરવા સારુ તેમને નીમવામાં આવ્યા છે.

ખોટી કેદખાનાની સજા અથવા દંડ દૂર કરવાને, અડચણો દૂર કરવાને તથા કોઇને મોટું કુટુંબ હોય, એકાએક આફત આવી પડી હોય અથવા વૃદ્ધ થયો હોય તેવા મનુષ્યોની હકીકતો તપાસી, તેમને દુઃખથી છોડાવવાને આ ધર્મમહામાત્રાને નીમવામાં આવ્યા છે.

અહીં પાટલિપુત્રમાં તેમજ બીજાં શહેરોમાં મારા ભાઇઓ, બહેનો તથા સ્વજનોના સ્ત્રીવર્ગની દેખરેખ રાખવામાં તેઓને નીમવામાં આવ્યા છે. મારા રાજ્યમાં દરેક સ્થળે જે રાજભક્ત પુરુષો ધર્મિષ્ઠ છે, સદ્દગુણી છે અને દાતાર છે, તેમની સાથે કામ કરવાને આ ધર્મમહામાત્રાઓને નીમવામાં આવ્યા છે. આ કારણથીજ આ પવિત્ર શાસન લખવામાં આવ્યું છે, કે જેથી તે લાંબો કાળ ટકી શકે અને મારી પ્રજા પણ તે પ્રમાણે ચાલી શકે.

## શાસન નં. ૬

### કામકાજ ઘણીજ ત્વરાથી પતાવવા વિષે

દેવપ્રિય પ્રિયદર્શી મહારાજા આ પ્રમાણે જણાવે છે કેઃ– ઘણા લાંબા કાળથી કામકાજ બરાબર ચાલતું નથી, તેમજ દરેક કલાકે લોકોની હકીકતો મને પહોંચાડવામાં આવતી નથી. આથી મેં એવી ગોઠવણ કરી છે કે, ગમે તે કલાકે તેમજ ગમે તે સ્થળે– હું જમતો હોઉં અથવા જનાનખાનામાં હોઉં અથવા મારા શયનગૃહમાં હોઉં કે મારા ખાનગી દીવાનખાનામાં હોઉં; મારી ગાડીમાં હોઉં અથવા તો મહેલના બગીચામાં હોઉં–ગમે ત્યાં હોઉં ત્યાં પ્રજાની હકીકત પૂરી પાડનારાઓએ મને લોકોનાં કામકાજ

* બુલ્હર સાહેબના મત પ્રમાણે 'રાજ્યભક્ત પ્રજાના'

સંબંધી નિરંતર ખબર આપવી. કારણ કે લોકોનાં કામનો ગમે તે જગ્યાએ નિકાલ આણવાને હું તૈયાર છું.

અને જો કદાચ હું જાતે મુખથી એવા શબ્દો ઉચ્ચારી આજ્ઞા કરું કે અમુક દાન આપવું, અથવા અમુક હુકમનો અમલ કરવો અથવા કાંઇક ઘણુંજ ઉપયોગી કામ અમલદારોને સોંપવામાં આવ્યું હોય અને હવે જો તે કામ કરવામાં કાંઇ તકરાર થાય, અથવા તો સમાજમાં કાંઇ કપટ થાય તો મારી આજ્ઞા છે કે, ગમે તે કલાકે તથા ગમે તે સ્થાને મને તે હકીકત જણાવવી; કારણ કે હું મારા ઉદ્યોગથી તેમજ જલદીથી કામ કરવાની રીતથી કદાપિ પૂરેપૂરો સંતોષ પામ્યો નથી.

જનસમુદાયના કલ્યાણ અર્થે મારે કામ તો કરવુંજ જોઇએ. ઉદ્યોગમાં તેમજ જલદીથી કામકાજ પતાવવામાં ઉદયનું મૂળ છે અને સામાન્ય પ્રજાના હિત અર્થે આ બે બાબત કરતાં કોઇ પણ બાબત વધારે અગત્યની નથી અને હું શા માટે મહેનત કરું છું ? આ મહેનત કરવાનું મારું પ્રયોજન એટલુંજ છે કે, જીવતાં પ્રાણીઓ પ્રતિનું મારું ઋણ હું અદા કરું કે જેથી હું કેટલાકને આ જગતમાં સુખી કરી શકું અને તેથી તેઓ બીજા ભવમાં સ્વર્ગ મેળવે.

આ કારણથી મેં આ પવિત્ર શિલાલેખ લખાવરાવ્યો છે કે તે લાંબા વખત સુધી ટકે અને મારા પુત્રો, પૌત્રો અને પ્રપૌત્રો જનસમુદાયના હિત અર્થે પ્રયત્ન કરે. આ કામ અત્યંત શ્રમ વિના બને તેમ નથી.

---

## શાસન નં. ૭

### ધર્મનું અનુષ્ઠાન

દેવપ્રિય પ્રિયદર્શી મહારાજાની એવી ઇચ્છા છે કે, સઘળાં સ્થાનોમાં સઘળા ધર્મના મનુષ્યો શાંતિથી રહે; કારણ કે તે

સર્વે ઇન્દ્રિયસંયમ અને મનઃશુદ્ધિની ઇચ્છા રાખે છે.

મનુષ્યોની ઇચ્છાઓ તથા મતો અસ્થિર હોય છે.* કેટલાક પૂરેપૂરો ધર્મ પાળશે, ત્યારે બીજા કેટલાકો અપૂર્ણ રીતે તે પાળશે. જે મનુષ્ય ઉદારતાથી પુષ્કળ ધન આપવાને અસમર્થ હોય તેવા ગરીબમાં ગરીબ મનુષ્યમાં પણ ઇન્દ્રિયસંયમ, ભાવશુદ્ધિ, કૃતજ્ઞતા અને દૃઢભક્તિ ( શ્રદ્ધા ) પ્રશંસા કરવા લાયક છે.

---

## શાસન નં. ૮

### ધર્મયાત્રા

ભૂતકાળમાં રાજાઓ મૃગયા ( શિકાર ) વગેરે મોજશોખને વાસ્તે સવારી કાઢતા હતા; પણ દેવપ્રિય પ્રિયદર્શી મહારાજાને તેમના રાજ્યના દશમા વર્ષમાં જ્ઞાન થયું કે ધર્મયાત્રા સૌથી ઉત્તમ છે, કારણ કે ધર્મયાત્રામાં બ્રાહ્મણ–શ્રમણનું દર્શન થાય તથા તેમને દાન અપાય; વૃદ્ધજનોનું દર્શન થાય તથા તેમને સુવર્ણની બક્ષિસ અપાય; દેશની તથા લોકોની મુલાકાત લઇ શકાય અને દેશજનો આગળ ધર્મની ઉદ્ઘોષણા કરી શકાય તથા ધર્મ સંબંધી સંવાદ ચલાવી શકાય.

આ કારણથી દેવપ્રિય પ્રિયદર્શી મહારાજા તે વખતથી ભૂતકાળનો પોતાનો વિચાર ફેરવીને ધર્મયાત્રામાં આનંદ માને છે.

---

## શાસન નં. ૯

### ક્રિયામાર્ગ

દેવોના પ્રિય પ્રિયદર્શી મહારાજા આમ જણાવે છે કેઃ– મંદવાડને પ્રસંગે, પુત્રલગ્ન પ્રસંગે, પુત્રીલગ્ન પ્રસંગે, પુત્રપ્રસવ પ્રસંગે તેમજ પ્રવાસ કરવાને પ્રસંગે; આ તેમજ બીજા એવા અનેક પ્રસંગે લોકો અનેક પ્રકારની ક્રિયાઓ કરે છે.

---

* મનુષ્યોની ઇચ્છાઓ તથા મતો જુદા જુદા હોય છે.

વળી આવા પ્રસંગે ઘણી સ્ત્રીઓ તો ઘણા પ્રકારની હલકી અને નિરુપયોગી ક્રિયાઓ કરે છે. જો કે ક્રિયાઓ કરવી તો જોઇએ, પણ ઉપર જણાવેલી ક્રિયાઓ નિષ્ફળ છે; પણ ધર્મ-ક્રિયા–એજ ક્રિયા ઘણા ફળવાળી છે. આ ધર્મક્રિયામાં નીચેની બાબતોનો સમાવેશ થાય છે. નોકર–ચાકરોની તરફ દયાળુ રીતે વર્તવું; ગુરુઓનો યોગ્ય વિનય સાચવવો; જીવો તરફ દયા બતાવવી; બ્રાહ્મણ–શ્રમણને સારું દાન આપવું. આ અને આવા પ્રકારનાં બીજાં સત્કાર્યોજ ધર્મક્રિયા કહેવાય છે. તેટલા માટે પિતાએ, પુત્રે, ભાઇએ, બહેને, શેઠે, મિત્રે અથવા સોબતીએ તથા પાડોશીએ પણ કહેવું જોઇએ કે, “ આ ધર્મક્રિયા ઉત્તમ છે; અને જ્યાંસુધી ઇષ્ટ ફળની પ્રાપ્તિ ન થાય ત્યાંસુધી આ ધર્મ-ક્રિયાઓ કરવી.”

કેવી ક્રિયાઓ કરવાથી ઇષ્ટ વસ્તુ પ્રાપ્ત થઇ શકે ? આ જગતમાં ચાલતી ક્રિયાઓનું ફળ અચોક્કસ છે; કદાચ તેથી ઇષ્ટ વસ્તુ મળી પણ શકે, કદાચ તેનું ફળ આ જગતને લગતુંજ આવે, તેથી ઊલટું ધર્મની ક્રિયા અશાશ્વત નથી. આ જગતમાં તેથી ઇષ્ટ વસ્તુ કદાચ ન મળે તોપણ પરભવમાં તેને લીધે અનંત ફળ ચોક્કસ આવે છે અને જો આ ધાર્મિક ક્રિયાનું ફળ મળે તો બે પ્રકારનું ફળ ચોક્કસ મળ્યું ગણી શકાય. એટલે કે આ ભવમાં ઇષ્ટ વસ્તુની પ્રાપ્તિ થાય છે અને ધર્મક્રિયા કરવાથી પરભવમાં ઉપર જણાવેલી અનંત ફળની પ્રાપ્તિ થાય છે.

---

## શાસન નં. ૧૦
### ખરી કીર્તિ

જો પ્રજાજન વર્તમાનકાળમાં તેમજ ભવિષ્યમાં–બન્ને કાળમાં ધર્મના નિયમને બરાબર સાંભળે નહિ અને તે પ્રમાણે વર્તે નહિ, તો કીર્તિ અને પ્રખ્યાતિ લાભકારી ગણાય નહિ, એમ દેવપ્રિય

પ્રિયદર્શી રાજા માને છે. પ્રજાજન ધર્મનો નિયમ સાંભળે અને તે પ્રમાણે વર્તે, તેથીજ દેવપ્રિય પ્રિયદર્શી રાજા કીર્તિ અને પ્રખ્યાતિ ઇચ્છે છે.

દેવપ્રિય પ્રિયદર્શી મહારાજા જે જે ઉદ્યમ કરે છે, તે કેવળ પરલોકને માટે છે, કે જેથી દરેક જણ દુઃખથી મુક્ત થઇ શકે; કારણ કે દુઃખ એજ પાપ છે. મનુષ્ય ભલે ઊંચી કે નીચી પંક્તિનો હોય, છતાં અત્યંત પરિશ્રમ અને સંપૂર્ણ સ્વાર્થત્યાગ કર્યા સિવાય તેને આવી સ્વતંત્રતા મળવી દુષ્કર છે. પણ જેઓ ઊંચી પંક્તિના છે, તેમને માટે તો આ કામ વધારે મુશ્કેલ છે.÷

## શાસન નં. ૧૧

### ખરી ઉદારતા

દેવપ્રિય પ્રિયદર્શી મહારાજા જણાવે છે કેઃ—

ધર્મના દાન સમાન કોઇ દાન નથી; ધર્મની મિત્રતા સમાન કોઈ મિત્રતા નથી; ધર્મની લહાણી સમાન બીજી કોઇ લહાણી નથી અને ધર્મના સંબંધ જેવો બીજો કોઈ સંબંધ નથી.

ધર્મ નીચેની બાબતોમાં સમાયેલો છે—નોકર—ચાકરની સારી બરદાસ કરવી; માતાપિતાની ભક્તિ કરવી; બ્રાહ્મણ—શ્રમણને દાન આપવું તથા જિંદગીને પવિત્ર ગણવી. (અર્થાત્ જીવોની રક્ષા કરવી.) આ શુભ કામ છે અને તે કરવા યોગ્ય છે, એમ પિતાએ, પુત્રે, ભાઇએ, શેઠે, મિત્રે અથવા સોબતીએ અને પાડોશીએ પણ કહેવું જોઇએ.

જે આ પ્રમાણે વર્તે છે, તે આ પ્રમાણે ધર્મના દાનથી આ

÷ જેઓ પદવીવાળા છે અને ધનાઢ્ય છે, તેઓ તેમના ખિતાબોમાં તથા ધનમાં એટલા બધા મગ્ન થઇ રહે છે કે, ધર્મને વાસ્તે તેઓને ભાગ્યેજ અવકાશ મળે છે.

એ વખતે પણ એવુંજ બન્યું; ત્રીજે દિવસે તેણે નિશ્ચય કર્યો કે, પ્રશ્નનો ઉત્તર મેળવ્યા વગર પાછો નહિ આવું. પરંતુ એ દિવસે પ્રશ્ન પૂછવાનો અવસર મળ્યો નહિ. આ પ્રમાણે એક અઠવાડિયું ચાલ્યું ગયું. કમ્પાઉન્ડર રોજ સ્વામીજી પાસે આવ્યા કરતો. તેણે હવે તો દૃઢ પ્રતિજ્ઞા કરી કે, આવતી કાલે અવશ્ય એ પ્રશ્ન પૂછી જોઇશ. હું મહાપાપી છું એટલે સ્વામીજી જેવા મહાત્મા મારા ઉપર કૃપા કરતા નથી. બીજે દિવસે ઉમાચરણ સ્વામીજીની પાસે આવ્યો, એટલે સ્વામીજીએ આગલા દિવસની માફકજ ચાલ્યા જવાનું કહ્યું; પરંતુ "હું મહાપાપી છું, મારો ઉદ્ધાર કરવોજ પડશે." એવું કહીને સ્વામીજીના બે ચરણ પકડીને ઉમાચરણ ચોધાર આંસુએ રોવા લાગ્યો. તેને આ પ્રમાણે આકુળવ્યાકુળ થયેલો જોઇને સ્વામીજીએ તેને બેસવાનું કહ્યું. સ્વામીજીની એ કૃપાથી તેના દુઃખનો આવેગ સહેજસાજ શમી ગયો એટલે સ્વામીજીએ તેને કહ્યું કે, "સંધ્યાકાળે આવજે." ઉમાચરણ બાબુને કાંઈક આશ્વાસન મળ્યું. એ ઘેર પાછો આવીને આતુરતાથી સંધ્યાકાળની રાહ જોવા લાગ્યો. સાંજ પડી એટલે એ સ્વામીજીની પાસે ગયો; સ્વામીજીએ તેને બેસવાનું કહ્યું. સ્વામીજીના આશ્રમમાં મહાદેવ અને કાલીમૂર્તિની આરતી સમાપ્ત થઇ એટલે એ બોલ્યા: "જો, જે વિષય મનમાં ધારીને તું મારી સમક્ષ આવ્યો છે એ વિષય સત્ય છે. ત્રિકાલદર્શી તત્ત્વવેત્તા મહાત્માઓ તપોબળ, જ્ઞાનબળ અને યોગબળ વડે જે બધા સિદ્ધાંતો બાંધી ગયા છે, તે સંપૂર્ણ સત્ય છે. જીવની સુકૃતિ અને દુષ્કૃતિ અનુસાર સુખદુઃખ ભોગવવા સારુ ફરીને જન્મ લેવો પડે છે." સ્વામીજી પોતાના મનનો વિચાર કેવી રીતે જાણી ગયા, એ વિચાર કરતાં ઉમાચરણ અવાકજ થઇ ગયો. એ દિવસથી સ્વામીજી ઉપર તેને ગાઢ ભક્તિ ઉત્પન્ન થઇ. ઉમાચરણ બાબુએ સ્વામીજીને ઉત્સુકતાપૂર્વક પૂછ્યું: "ગુરુદેવ!

મેં એવાં શાં પાપકર્મ કર્યાં છે કે, જેથી આપની કૃપા મેળવવા હું આ જન્મમાં ભાગ્યશાળી થયો નથી." એ સાંભળીને સ્વામીજી બોલ્યા: "તેં અમુક સમયે અમુક ખરાબ કૃત્ય કર્યું છે. એક વર્ષ ઉપર અમુક સ્થાને અમુક કુકાર્ય કર્યું છે. હું તો તારું મોં પણ જોત નહિ, પરંતુ દેવ અને બ્રાહ્મણો ઉપર તારી થોડીઘણી ભક્તિ છે એ જોઇને તને અહીંયાં બેસવાનું કહ્યું હતું. પૂર્વજન્મમાં તું ચંડાળના ઘરમાં જન્મ્યો હતો. એ વખતે દેવતા અને બ્રાહ્મણો ઉપર તારી અસાધારણ ભક્તિ હતી. એ ભક્તિના બળને લીધે તું આ જન્મમાં બ્રાહ્મણને ઘેર જન્મ પામ્યો છે. પરંતુ તેં આ જન્મમાં આવીને જે જે કુકર્મ કર્યાં છે, તેથી તારાં આગલા જન્મનાં સત્કર્મોનો લોપ થયો છે. જે કાંઇ ફળ બાકી રહ્યું છે તે ઘણું સામાન્ય છે." પોતાના બધા ગુણદોષ અને કર્મોનો ખરો વૃત્તાંત સ્વામીજીને મુખેથી સાંભળીને ઉમાચરણ બાબુ અવાક થઇ ગયો.

ઉમાચરણ અને સ્વામીજી વચ્ચે આ પ્રમાણે ગુરુશિષ્યનો સંબંધ બંધાયો, તે વખતમાં મેડમ બ્લાવાટસ્કી અને કર્નલ ઓલકોટે મુંબઇ નગરીમાં આવીને થિયોસોફિકલ સોસાઇટી નામની સભાની સ્થાપના કરી. તેઓ એ સભામાં યોગશાસ્ત્રના અદ્ભુત મહિમાનો પ્રચાર કરતાં હતાં અને કોઈ કોઈ દિવસ અલૌકિક ચમત્કારો કરીને પોતાની યોગસિદ્ધિનો અપૂર્વ પરિચય આપતાં હતાં. ઉમાચરણ બાબુએ સ્વામીજીને પૂછયું કે, "આ ગોરી મેડમને યોગવિદ્યા આટલી બધી સિદ્ધ કેવી રીતે થઇ?" સ્વામીજીએ ઉત્તર આપ્યો કે, "એ બધી કેવળ ઇન્દ્રજાળ છે, થોડા વખતમાંજ તેમનું પોગળ પકડાઈ આવશે." વસ્તુતઃ ત્યાર પછી થોડા દિવસમાંજ મેડમ કુલુમ નામની એક ખ્રિસ્તી સ્ત્રીએ થોડો વખત મેડમ બ્લાવાટસ્કીની બહેનપણી અને સાથી તરીકે રહીને, મદ્રાસમાંના તેમના ગુપ્ત ઘરનો બધો ભેદ ખુલ્લો કરી દીધો. સમાચારપત્રોમાં એ વાત

છપાયાથી દેશમાં ચારે તરફ મોટો ખળભળાટ મચી ગયો. એ બનાવ બન્યા પછી મેડમ બ્લાવાટસ્કીના ચમત્કારો (?) નો વિશેષ પરિચય લોકોને મળ્યો નહિ.

કલકત્તાનો કોઇ એક વકીલ એક વાર કાશીમાં પ્રવાસ કરવા ગયો હતો. સાધુ–સંન્યાસીઓ ઉપર તેને બહુ વિશ્વાસ નહોતો. તૈલંગસ્વામીને પણ એ એક ઢોંગી સાધુ ગણતો. એક દિવસ કોઇ મિત્રના આગ્રહથી એ તેમનાં દર્શન કરવા ગયો. એ સમયે સ્વામીજી મણિકર્ણિકા–ઘાટના બ્રહ્મનળ ઉપર બેઠા હતા. જે સમયે એ વકીલ સ્વામીજીની નિકટજ ઊભો રહીને તેમનાં દર્શન કરી રહ્યો હતો, તે વખત સ્વામીજીની દૃષ્ટિ તેમના ઉપર પડી. તેમણે તરતજ તેને એ સ્થળેથી દૂર જતા રહેવાનો ઇશારો કર્યો. એ વકીલ તેમનો ઇશારો સમજી નહિ શકયાથી ત્યાં ને ત્યાંજ ઊભો રહ્યો અને પોતાના એક મિત્ર સાથે સ્વામીજીના સંબંધમાં વાતચીત કરવા લાગ્યો. સ્વામીજીએ પોતાના એક શિષ્યને કાંઇક કહ્યું, એટલે તેણે એ વકીલને જરા દૂર ખસી જવા કહ્યું. વકીલ બાબુએ તેનું કારણ પૂછ્યું એટલે તેણે કહ્યું: “ ગુરુજી જાણી ગયા છે કે, આપ મહાભયાનક પાપી છો. આપે જે સ્ત્રીના ગર્ભમાંથી ઉત્પન્ન થયેલી કન્યા સાથે લગ્ન કર્યું છે, તેની સાથે ગુપ્તપણે રતિક્રીડા કરી છે. આપ અમુક જગ્યાએ અમુક પુરુષની કન્યા સાથે પરણ્યા છો. અમુક પુરુષની કન્યા એ તમારી સાસુ થાય છે. તમે તેનો ધર્મનાશ કર્યો છે; માટે જો આપની ઇચ્છા સ્વામીજીનાં દર્શન કરવાની હોય તો આપ દૂર ઊભા રહીને તેમનાં દર્શન કરી શકશો.” વકીલનો મિત્ર આ બધી વાત સાંભળીને કાંઇક આશ્ચર્ય પામ્યો, પણ તપાસ કરતાં તેને માલૂમ પડ્યું કે, સ્વામીજીની બધી વાત સાચી છે.

શકે ૧૮૦૫ માં કાશીધામમાં પંચગંગાની વચમાં તૈલંગસ્વામીએ એક શિવલિંગની સ્થાપના કરી અને ત્યાર પછી કેટલાક

દિવસ બાદ જે આશ્રમમાં પોતે નિવાસ કરતા હતા, ત્યાં આગળ " તૈલંગેશ્વર " નામનું એક બીજું શિવલિંગ સ્થાપિત કર્યું. મંગલપ્રસાદ નામનો એક શિષ્ય એ મંદિરોનો પૂજારી બન્યો. એ આશ્રમમાં સ્વામીજીની એક પ્રતિમૂર્તિ પણ છે.

શકે ૧૮૦૯ ની પોષ સુદિ અગિયારસને દિવસે સાયંકાળે એમણે દેહત્યાગ કર્યો. મૃત્યુના એક દિવસ અગાઉ પોતે જાણી શકયા હતા કે, અમુક દિવસે પોતાનું મૃત્યુ થશે. એ દિવસ આવી પહોંચ્યો એટલે સંધ્યાકાળે યોગ્ય સ્થાન ઉપર પોતે યોગાસન વાળીને બેસી ગયા અને એકાગ્ર ચિત્ત કરીને દેહત્યાગ કર્યો. એમ કહેવાય છે કે, સ્વામીજી ૨૮૦ વર્ષ સુધી જીવતા રહ્યા હતા. સ્વામીજી હિંદુ હતા અને હિંદુ રીતરિવાજ પ્રમાણે જીવન ગાળીને તેમણે હિંદુધર્મની પરમ ઉત્કૃષ્ટતા સાબિત કરી આપી છે.

મહાત્મા તૈલંગસ્વામીએ રચેલો ઉપદેશપૂર્ણ 'મહાવાકય રત્નાવલિ' નામનો એક સંસ્કૃત ગ્રંથ મળી આવે છે.





# શ્રીવિશુદ્ધાનંદ સરસ્વતી

(૧)

સુપ્રસિદ્ધ શ્રી. ગૌડસ્વામીજીના ચરિત્રથી વાચકબંધુઓ જાણીતા થઇ ચૂકયા છે. હવે અમે એમના પ્રીતિપાત્ર શિષ્ય તથા ઉત્તરાધિકારી મહાપંડિત શ્રીમાન સ્વામી વિશુદ્ધાનંદ સરસ્વતીનો પરિચય કરાવીશું.

સત્તરમી સદીની લગભગ દિલ્હીના પાયતખ્ત ઉપર આંધળો બાદશાહ શાહઆલમ બેઠો બેઠો બાદશાહીના અંતિમ દિવસો પૂરા કરી રહ્યો હતો. તે સમયમાં અવધદેશનો રહેવાસી એક યુવાન બ્રાહ્મણકુમાર નોકરીધંધાની શોધમાં દક્ષિણ દેશમાં ફરી રહ્યો હતો. તેની પૂર્વાવસ્થા ઘણા આનંદ અને વૈભવમાં ગઈ હતી, તેથી આ પ્રવાસ દરમિયાન વારંવાર તેને પાછલા વૈભવનું સ્મરણ થઇ આવતું અને હાલની દશાથી દિલગીર થઇ અંધકારમાં રહેલા ભવિષ્યની ચિંતામાં તે લીન થઇ જતો. મુસાફરીનાં કષ્ટ અને રાતદિવસની ચિંતાથી તેનું શરીર થોડું દુર્બળ થઇ ગયું હતું તથા તેની ચામડીનો રંગ શામળો પડી ગયો હતો; તોપણ તેની સુંદરતામાં કાંઇ ન્યૂનતા આવી નહોતી. એને જોતાં અનુભવી મનુષ્યને તો ખાતરી થઈ જતી કે, આ યુવક બળવાન અને તેજસ્વી છે.

પાઠક ! આ યુવક કાન્યકુબ્જ જ્ઞાતિનો શુકલ સંગમલાલ હતો. તેનું નિવાસસ્થાન અવધ દેશમાં બીડી ગામમાં હતું. તેના

પિતા એક પ્રતાપી અને વીર પુરુષ હતા. યુદ્ધ તેમનો ધંધો હતો અને યુદ્ધમાંજ તે કામ આવ્યા હતા. દેશમાં અંધાધૂંધી ફેલાયાથી એમનાં ઘરબાર લૂંટાઈ ગયાં હતાં. તેમની માતા તો તેમને બાલ્યાવસ્થામાંજ મૂકીને મરણ પામી હતી. સંગમલાલનો એક માત્ર આધાર પિતા હતા તે પણ મરણ પામ્યા. હવે તેમનું કોઇ નિકટનું સગું રહ્યું નહિ. આથી તેમને વતન ઉપર અભાવ ઉત્પન્ન થયો અને રોજગારની શોધમાં ફરતા ફરતા દક્ષિણ દેશ તરફ ગયા.

સંગમલાલને ખબર હતી કે, દક્ષિણમાં અવધના ઘણા લોકો વસે છે અને એ પ્રાંતના લોકો અવધવાસીઓને વિશ્વાસપાત્ર અને સ્વામીભક્ત ગણે છે. આવા વિચારથી ઘણી જગ્યાએ ફરતા ફરતા એ કલ્યાણીમાં પહોંચ્યા. કલ્યાણી દક્ષિણ હૈદ્રાબાદથી પશ્ચિમમાં અને ગુલબર્ગથી ઉત્તર દિશામાં લગભગ વીસ ગાઉ દૂર છે. ત્યાં એક કિલ્લો પણ છે. એ સ્થાન નિઝામ સરકારના તાબામાં છે અને લોકો એને 'કિલાકલ્યાણી' ના નામથી પણ ઓળખે છે.

ત્યાં આગળ નિઝામની આધીનતામાં એક નાનો સરખો નવાબ રહે છે. એ વખતના નવાબનું નામ 'મુમતાજ—ઉલ—ઉમરા' હતું, પણ ઘણા લોકો એને 'મોહનાશાહ' પણ કહેતા હતા. તેના તાબામાં કલ્યાણીના દુર્ગ તથા સેનાનો વહીવટ હતો, એટલુંજ નહિ પણ પોતાની જાગીરની પ્રજા ઉપર રાજ્ય પણ એજ ચલાવતો હતો.

એ નવાબના રાજ્યમાં એક પ્રતિષ્ઠિત કાન્યકુબ્જ બ્રાહ્મણ પંડિત લછીરામ દુબેના પુત્ર સબસુખરામ નોકર હતા. એ એક સેનાના નાયક હતા, તે ઉપરાંત મનસબદાર પણ હતા. તેમનો સ્વભાવ ઘણો કોમળ અને અતિથિપ્રિય હતો. સંગમલાલનો એમણે યથોચિત સત્કાર કર્યો અને તેને પોતાને ઘેરજ ઉતાર્યો. વાતચીતમાં તેમના ગોત્ર, વંશ, આગલી સમૃદ્ધિ વગેરેના સમાચાર જાણીને એ ઘણા પ્રસન્ન થયા. આ અસાધારણ પ્રસન્નતાનું શું કારણ હતું તે

અમે વાચકોને આગળ જણાવીશું. અત્રે એટલું જણાવીશું કે સબ-સુખરામને ત્યાં અતિથિ તરીકે આવેલા આ પ્રવાસી સંગમલાલજ અમારા ચરિત્રનાયક વિશુદ્ધાનંદજીના ભાવી પિતા છે.

સબસુખરામના પિતાને પાંચ સંતાન હતાં, ચાર પુત્ર અને પાંચમી એક કન્યા યમુનાબાઇ. એમની માતાને ગુજરી ગયે ઘણાં વર્ષ થયાં હતાં, પણ એ ભાઇબહેનમાં અત્યંત પ્રેમ હતો. યમુ-નાને ભાઇઓ તરફનું એટલું બધું સુખ હતું કે, એક પણ દિવસ મા-બાપને સંભારવાની જરૂર પડતી નહિ. એ ચાર ભાઇઓમાં સૌથી મોટા સેવકરામ હતા, પરંતુ સબસુખરામ વધારે બુદ્ધિમાન હોવાથી ઘરસંસારનો કારભાર એજ ચલાવતા હતા.

યમુના પાંચ વર્ષની હતી ત્યારે તેની સ્નેહમયી જનનીનું મૃત્યુ થયું હતું. મરતી વખતે એ પોતાના ચારે પુત્રોને પાસે બો-લાવીને યમુનાને સુપરત કરી ગઈ હતી અને કહેતી ગઇ હતી કે, “ જો જો, મારી યમુનાને જરા પણ દુઃખ દીધું તો હું પરલોકમાંથી તમારી ખબર લઈશ.” માતાની આ અંતિમ આજ્ઞાને માતૃભક્ત પુત્રો કદી વીસરી ગયા નહોતા. ખાસ કરીને સબસુખરામને તો જ્યારે એમની નજર યમુના ઉપર પડતી, ત્યારે માતા સાંભરી આવતી અને મરણશય્યામાં સૂતેલી માતાનો એ અંતિમ સ્વર તેમના હૃદયમાં ગુંજી ઊઠતો કે, “ જો જો, મારી યમુનાને દુઃખ ન પડે.” એવી વખતે સબસુખરામનાં નેત્રોમાં ઝળઝળિયાં આવી જતાં.

ભાઈ ગમે તેટલો દયાળુ અને ભગિનીવત્સલ હોય પણ ભાભી જો ક્રૂર સ્વભાવની અને અદેખી હોય તો બધું મિથ્યા છે. ભાઇ અને ભાભી બન્ને દયાળુ હોય તો મોટા પુણ્યની વાત સમજવી. સદ્ભાગ્યે યમુના એ બાબતમાં સુખી હતી. તેની ભાભીનો તેના ઉપર અત્યંત સ્નેહ હતો. યમુના ગૌરી–શંકરનું પૂજન કરવા એકાંતમાં બેસતી એટલી વાર પણ તેનો વિયોગ ભાભીને અસહ્ય થઇ પડતો.

આ વખતે યમુના છેક બાળક નહોતી. દેશના રિવાજ મુજબ તેની વય વિવાહયોગ્ય થઈ હતી. કાન્યકુબ્જ જ્ઞાતિમાં કુલીનતાનો રિવાજ એટલો બધો ચાલે છે, વરને એવી મોટી પહેરામણી આપવી પડે છે કે, કન્યાને માટે વર શોધી કાઢવાનું કામ ઘણું અઘરું થઇ પડે છે. યમુનાના પ્રસંગમાં એ વિશેષ અઘરું થઈ પડયું હતું. એક તો દેશમાં એ વખતે સુલેહશાંતિ નહિ હોવાથી વરની શોધમાં મુસાફરી કરવી એ મુશ્કેલ હતું અને બીજું એ કે યમુનાના ભાઇ સબસુખરામ ગમે તેવા બેવકૂફના સરદાર સાથે સમજુ અને શાણી બહેનનો સંબંધ બાંધે એવા નહોતા. એ તો યમુનાને ભણેલગણેલ, સદાચારી અને તંદુરસ્ત વર શોધી આપીને તેના જીવનનું સાર્થક કરવાની મહત્ત્વાકાંક્ષા રાખતા હતા.

ઈશ્વરની ઘટના એવી થઇ કે, જે સમયે સબસુખરામ બહેનને માટે યોગ્ય વર શોધવાની ચિંતામાં ગ્રસ્ત હતા, તેજ વખતે તેમનીજ જ્ઞાતિના યોગ્ય યુવક સંગમલાલ તેમને ત્યાં આવીને મહેમાન થયા.

સબસુખરામ વીર પુરુષ હતા. ઘોડેસવાર થવામાં અને અસ્ત્ર ચલાવવામાં ઘણા નિપુણ હતા તથા વ્યવહારના કામકાજમાં પણ અતિ કુશળ હતા. એજ ગુણોને લીધે તેમને કલ્યાણીમાં કિલ્લેદારની નોકરી મળી હતી. એ વખતમાં એકલી પુસ્તકોની વિદ્યાથી કામ ચાલતું નહિ. શસ્ત્રવિદ્યામાં જે મનુષ્ય મૂર્ખ હોય તેને લોકો નકામો ગણતા. એ સમયમાં વીરતાનો આદર હતો. સબસુખરામને જ્યારે ખબર પડી કે તેમને ત્યાં ઊતરેલો અતિથિ સંગમલાલ હથિયાર ચલાવવામાં પણ હોશિયાર છે તથા ધર્મે શૈવ અને નાતે કાન્યકુબ્જ બ્રાહ્મણ છે, ત્યારે તેમના હર્ષનો પાર રહ્યો નહિ. વળી વધારે તપાસ કરતાં તેમને જણાયું કે, એ યુવક કુંવારો પણ છે અને ગુણમાં પણ યમુનાને લાયક છે. આટલું છતાં પણ બુદ્ધિમાન સબસુખરામે પોતાનો મનોભાવ એકદમ પ્રગટ કરી દીધો

નહિ. એમણે ગુપ્ત રીતે સંગમલાલનાં કુળ તથા ગોત્ર વગેરેની તપાસ કરવાનો આરંભ કર્યો.

સંગમલાલને સબસુખરામને ત્યાં રહેતાં એક વર્ષ થઈ ચૂક્યું. એ સર્વ પ્રકારે એ કુટુંબનાં માણસો સાથે હળી ગયા અને અતિથિ મટીને કુટુંબના એક માણસની પેઠેજ રહેવા લાગ્યા. આટલા વખતમાં સબસુખરામે એમની પરીક્ષા પણ લઈ લીધી. વિશ્વાસુ મિત્રો મારફતે તેમને એ પણ ખાતરી થઇ ગઇ કે, અતિથિનું કુળ તેમજ ગોત્ર નિષ્કલંક અને ઉચ્ચ છે. ઘણા સમય સુધી સાથે રહેવાથી એ પણ ખાતરી થઇ ગઈ કે સંગમલાલ યમુનાના જેવાજ સુંદર છે; એટલુંજ નહિ પણ સરળતા, દયા, ધીરતા આદિ સદ્ગુણોમાં પણ તેની સમાન છે. ધીમે ધીમે તેમણે પોતાની મનોવાંછના સંગમલાલને જણાવી દીધી અને સંગમલાલે હર્ષપૂર્વક પોતાની સંમતિ દર્શાવી.

શકાબ્દ ૧૭૬૯ માં શ્રીયુક્ત સંગમલાલ સાથે શ્રીમતી યમુનાદેવીનું શુભ લગ્ન થઇ ગયું. શચી ઇન્દ્રને, લક્ષ્મી વિષ્ણુને, ઉમા મહેશ્વરને, અરુંધતી વસિષ્ઠને અને સાવિત્રી સત્યવાનને પામીને જેટલી પ્રસન્ન થઇ હતી, તેટલીજ પ્રસન્ન યમુના સંગમલાલને પોતાના પ્રાણપતિ બનાવીને થઇ. એણે પોતાના ભાગ્યને એ દિવસે હજારો વાર ધન્યવાદ આપ્યો.

સંગમલાલ અને યમુનાનું આ લગ્ન મણિકાંચનની સમાન એકબીજાની શોભા વધારનારું નીવડ્યું. યમુનાનાં ભાઇભોજાઇ આ વિવાહ કરી આપીને કૃતાર્થ થયાં. તેમને લાગ્યું કે, પોતાનું એક મોટું કર્તવ્ય તેમણે પૂરું કર્યું છે અને સ્વર્ગસ્થ માતૃદેવી એ શુભ કર્તવ્ય માટે તેમને આશીર્વાદ આપી રહી છે.

સંગમલાલ અને યમુનાને આ લગ્નથી જે આનંદ થયો તેનું વર્ણન થઇ શકે એમ નથી. અમે એ દંપતીના સ્વર્ગીય સુખની

આલોચના કર્યા વગર અમારું આખ્યાન આગળ ચલાવીશું.

(૨)

ઉપર અમે જણાવી ગયા છીએ કે, યમુનાદેવી ઉપર ભાઇ-ભોજાઇ બધાં પ્રેમ રાખતાં હતાં; પરંતુ તેનો બધો યશ ભાઇભોજાઇનેજ ન આપવો જોઇએ. યમુનાનો સરળ સ્વભાવ પણ એનું મુખ્ય કારણ હતું. એ પોતાના સરળ અને સ્નેહાળ સ્વભાવને લીધે કેવળ કુટુંબીઓનીજ પ્રીતિપાત્ર થઇ નહોતી, પણ આડોશ-પાડોશની સ્ત્રીઓને પણ તેણે પોતાના સુશીલ સ્વભાવથી મોહિત કરી નાખી હતી. એ સ્ત્રીઓ દેવીની માફક એનો આદર કરતી અને તેની સારી ચાલચલગત ઉપરથી અનેક શિખામણો ગ્રહણ કરતી.

યમુના પણ પાડોશણોનાં બાળકોને પ્યારથી રમાડતી, રડતાં-ઓને હસાવતી, ભૂખ્યાંઓને ભોજન આપતી અને દુઃખીઓની દયા ખાતી હતી. જો કે ક્રોધનું તો તેના સ્વભાવમાં જરા પણ સ્થાન નહોતું, તોપણ નિંદિત આચરણને એ સહન કરી શકતી નહિ. માતાના એ ઉત્તમ ગુણોની અસર એમનાં સંતાન ઉપર કેવી થઇ હતી તે આગળ ઉપર જણાવવામાં આવશે.

વિવાહ કર્યા પછી પહેલેજ વર્ષે યમુનાદેવીને પુત્ર જન્મ્યો. સંગમલાલના આનંદનો પાર રહ્યો નહિ. સબસુખરામને 'મામા' કહેવરાવવાની ઘણી હોંશ હતી તે પણ આજે પૂરી પડી, તેથી તેમણે એ બાળકના જન્મોત્સવ નિમિત્તે ગાનતાન અને નાચના જલસા કરાવવા માંડ્યા. સૂતિકાગૃહમાં યમુનાએ પણ મનમાં ને મનમાંજ આનંદ માન્યો. પણ હાય! બેચાર દિવસનું ટૂંકું આયુષ્ય ભોગ-વીને એ બાળક પરલોકમાં ચાલ્યો ગયો. બધો આનંદ ધૂળમાં મળી ગયો. બીજે વર્ષે યમુનાને પાછો પુત્ર સાંપડ્યો. પાછો એજ પ્રકારે આનંદોત્સવ થયો અને એજ પ્રમાણે થોડાજ દિવસમાં તે બાળક-નું પણ મૃત્યુ થવાથી કુટુંબમાં શોક છવાઇ રહ્યો. સંગમલાલે

પુત્રદ્વારા પિતૃઋણ ચૂકવવાની આશા રાખી હતી પણ બે પુત્રોના લાગલાગટ મૃત્યુથી એ આશા વૃથા જણાવા લાગી. વળી યમુનાના ચારે ભાઇઓમાંથી કોઇને પણ એ વખત સુધી સંતાન થયું નહોતું, એટલે ભાણેજ ઉપર તેમને ઘણી આશા હતી. ભાણેજને રમાડીને-જ તેઓ પુત્રસુખ અનુભવતા હતા, પરંતુ આ બનાવથી એમને શંકા રહેવા લાગી કે, રખે અમારે ત્યાં દીકરીએ પણ દીવો નહિ રહે.

બે વાર પ્રસવવેદના સહ્યા છતાં પણ પુત્રને પૂરો રમાડી પણ ન શકી, એ વિચારથી બિચારી યમુના પણ મનમાં ને મનમાં દુઃખી થયા કરતી હતી; પણ મુરબ્બીઓની શરમને લીધે તેનાથી એક અક્ષર પણ બોલી શકાતો નહિ. એણે બીજી સ્ત્રીઓએ સૂચવેલા ટુચકાઓ અને જંતરમંતર ઉપર જરા પણ વિશ્વાસ કર્યો નહિ અને શાંતિથી દુઃખ સહન કરીને, પહેલાંની પેઠેજ શ્રદ્ધા અને ભક્તિ પૂર્વક શંકર–પાર્વતીનું ભજન અને પૂજન કરતી રહી.

એક વાર યમુના પૂજા કરી રહી હતી, એવામાં એની ભાભીએ આવીને કહ્યું: “ યમુના ! આ પૂજાપાઠથી કાંઇ નહિ વળે ! આપણા તો બધા દેવતા મરી પરવાર્યા ! ” ભાભીના આ શબ્દો સાંખી ન શકાયાથી યમુના બોલી ઊઠી: “ ખબરદાર ! દેવતાની નિંદા ન કરશોઃ એ જે કાંઈ કરે છે તે આપણા કલ્યાણની ખાતરજ કરે છે. અમે એવું તે શું પુણ્ય કર્યું છે કે એટલો બધો અહંકાર રાખીએ ? લોકો દેવતાને દોષ તો દે છે, પણ તેમની સેવા જરા પણ કરતા નથી. ઊંડો વિચાર કર્યાથી માલૂમ પડશે કે દેવતા મરી પરવાર્યા નથી, પણ જડ બુદ્ધિના મનુષ્યો એમને ભૂલી ગયા છે.”

યમુનાની ભાભી તેના ઉત્તરથી સંતુષ્ટ થઇ, પરંતુ યમુનાને ઘણો ખેદ થયો કે પોતાને લીધે ઇષ્ટદેવની સગાંઓદ્વારા નિંદા થઇ; પરંતુ એના હાથમાં શું હતું ? એ તો અચળ શ્રદ્ધાથી ગૌરી-શંકરની આરાધના કરતી રહી અને તેમની આગળ પોતાનું હૈયું

ખાલી કરવા લાગી. આ આરાધના યમુના એકલી કરતી નહોતી, ઘણુંખરું તેના પતિ સંગમલાલ પણ તેની સાથે ગૌરી-શંકરની આરાધનામાં સામેલ થતા.

ઈશ્વરકૃપાએ યમુનાએ ત્રીજી વાર ગર્ભ ધારણ કર્યો અને ફરીથી બધાના ચિત્તમાં આશાનો સંચાર થયો. આ વખતે આશા નિષ્ફળ ગઇ નહિ. આ વખતે યમુનાદેવીના ભાઇઓએ વિચાર કર્યો કે બાળકો નાની ઉંમરમાંજ મરી જાય છે; માટે આ વખતે તેના જન્મ પ્રસંગે કાંઇ ઉત્સવ નહિ કરતાં એ જરા મોટો થશે એટલે ધામધૂમ સાથે જલસો કરીશું. પરંતુ એ પામર પ્રાણીઓને કયાં ખબર હતી કે, યમુનાનો ત્રીજો બાળક એક એવે દિને જન્મ ધારણ કરશે કે જ્યારે ભારતવર્ષના બધા હિંદુ કુટુંબોમાં જન્મોત્સવનો આનંદ મનાવાતો હશે.

જે દિવસે ભારતભૂમિનો આર્ત્તનાદ સાંભળીને સનાતનધર્મના રક્ષણ સારુ પુરાણપુરુષોત્તમે અવતાર લીધો હતો, જે દિવસે ભારતવર્ષના શોચનીય ગોવાળો અને અનાથ બ્રાહ્મણોને અપાર હર્ષ થયો હતો, જે દિવસે ઘણા સમયથી બુઝાઇ ગયેલો યજ્ઞોનો અગ્નિ ફરીથી પ્રજ્વલિત થયો હતો અને જે દિવસે નિરપરાધી વસુદેવની બેડી પોતાની મેળે તૂટી ગઈ હતી, તેજ હિંદુઓના ચિરસ્મરણીય દિવસે યમુનાદેવીના ગર્ભમાંથી એક મહાપુરુષનો જન્મ થયો, જેણે ભવિષ્યમાં સ્વામી વિશુદ્ધાનંદ તરીકે પ્રસિદ્ધિ મેળવી.

સન ૧૭૨૭ શકાબ્દમાં જન્માષ્ટમીને દિને બરાબર અર્ધરાત્રીને સમયે ચંદ્રમા પોતાના ઉદયથી પૂર્વ દિશાની શોભા વધારી રહ્યો હતો તે સમયે, દક્ષિણ દિશામાં આપણા ચરિત્રનાયકરૂપી વિશુદ્ધ ચંદ્રનો ઉદય થયો હતો. એ દિવસે એકલા કલ્યાણી ગામમાંજ નહિ, પરંતુ ભારતવર્ષમાં સર્વત્ર આનંદોત્સવ થઈ રહ્યો હતો. જો કે એ સમયમાં ભારતના હિંદુ રાજામહારાજાઓ યુદ્ધવિગ્રહમાં

રોકાયેલા હતા; તોપણ જન્માષ્ટમીના ઉત્સવમાં કોઈ પણ પ્રકારની ન્યૂનતા આવી નહોતી.

સબસુખરામે જોયું કે બાળક એવા સમયમાં ઉત્પન્ન થયો છે, કે જે વખતે પોતાની મેળેજ બધા લોકો ઉત્સવ કરી રહ્યા છે; ત્યારે તેમણે પણ પોતાનો પૂર્વ સંકલ્પ છોડી દઈને ખૂબ ધામધૂમથી જન્મોત્સવ કર્યો અને મનમાં નિશ્ચય કર્યો કે આ બાળક અવશ્ય હોનહાર છે. એમનું એ અનુમાન સાચું નીવડયું, એ આગળ ઉપર જણાઇ આવશે.

બાળકના જાતકર્માદિ સંસ્કાર યથાવિધિ કરવામાં આવ્યા અને માતપિતાએ તેનું નામ બંસીધર પાડયું. સ્વામી વિશુદ્ધાનંદજીએ આ સંસારમાં આવીને પ્રથમ બંસીધર નામ ધારણ કર્યું.

જ્યારે એક વર્ષના થયા ત્યારે બધાને આશા બંધાઇ કે હવે આ બાળક જરૂર જીવશે. પણ એટલામાંજ એક ભયંકર રોગ એમને લાગુ પડયો, જેને લીધે તેમના જીવન માટે સંદેહ પડયો. એ તાણના રોગથી એકદમ પીડાવા લાગ્યા. બાલ્યાવસ્થામાં એ ઘણા સુંદર હતા. પ્રશસ્ત લલાટ, દીર્ઘ નેત્ર અને સુંદર મુખ જે કોઇ જોતું તે એ બાળકને ફરીથી જોવા અને રમાડવાની ઇચ્છા કરતું. કોઈ એમને જોતું તો એ બહુ હસતા હતા. એ એક દિવસ એવા હસ્યા કે એમાંથી તાણનો રોગ ઉત્પન્ન થઇ ગયો. કયાં એક વર્ષનું બાળક અને કયાં એ ભયંકર રોગ! અનેક ઉપાય કરવામાં આવ્યા પણ રોગ મટ્યો નહિ.

એક દિવસ કલ્યાણી નગરીમાં એક પતિવ્રતા ક્ષત્રિય રમણી પોતાના પતિની સાથે સતી થતી હતી. (એ વખતે સતી થવાનો રિવાજ પ્રચલિત હતો.) તેનો પતિ યુદ્ધમાં માર્યો ગયો હતો. સમરક્ષેત્રમાંથી એનું શબ જયારે કલ્યાણીમાં આવી પહોંચ્યું હતું, ત્યારે એ પતિવ્રતાએ સતી થવાની ઇચ્છા પ્રગટ કરી. તેને એક બાર વર્ષનો

છોકરો પણ જીવતો હતો. કલ્યાણીના વૃદ્ધ અને શાણા મનુષ્યોએ તેને ઘણુંએ સમજાવી કે, તું સતી ન થા. તારા વગર આ પુત્રની સંભાળ કોણ લેશે? વગેરે ઘણું કહ્યું, પણ તેણે કોઇના ઉપર ધ્યાન આપ્યું નહિ. આખરે કલ્યાણીના વૃદ્ધ નવાબ મોહનાશાહે જાતે, સામ, દામ, ભેદ, દંડથી એને સમજાવી પણ દૃઢ નિશ્ચય આગળ કાંઈ નહિ વળવાથી લાચાર થઇને બધાએ તેને સતી થવાની રજા આપી.

નગરની બહાર એક મોટા મેદાનમાં ચિતા ખડકવામાં આવી. હજારો સ્ત્રીપુરુષો હાથમાં પત્ર, ફળ તથા પુષ્પ લઈ સતીની આસપાસ વીંટળાઇને ઊભાં રહ્યાં. પતિવ્રતા સ્ત્રીની સ્વર્ગયાત્રા જોવાને ગામડાના લોકો દોડતા દોડતા ત્યાં આવી રહ્યા હતા. એવે સમયે યમુનાદેવીની ભાભીએ તેને કહ્યું: "જેનાં બાળક જીવતાં ન હોય એવી સ્ત્રી જો સતીની ચિતા ઉપર પોતાના બાળકને ફેરવી આવે તો સતીના આશીર્વાદથી એ દીર્ઘાયુષી થાય છે. આજ આપણા ગામમાં એક પતિવ્રતા સ્ત્રી સતી થાય છે. તમે પણ બંસીધરને સાથે લઇને મારી સાથે ચાલો." ભોજાઇની સૂચનાથી પ્રસન્ન થઇને યમુના બાળકપુત્રને લઈને સતીની ચિતા આગળ જઇ પહોંચી. બીજી પણ અનેક સ્ત્રીઓ પોતાનાં બાળકોને સતીનો આશીર્વાદ અપાવવા આવી હતી.

યથાસમયે સહમરણ પદ્ધતિ પ્રમાણે પ્રાણપતિના શબને ખોળામાં રાખીને એ પતિવ્રતા વિધિપૂર્વક ચિતા ઉપર બેસી ગઈ. તેના કઠોર કર્તવ્યપરાયણ પુત્રે સળગતી અગ્નિની ઝાળથી મરણ પામેલા વીર પિતા અને જીવતી વીરમાતાનો અગ્નિસંસ્કાર કર્યો. લોકો જય જયકાર કરવા લાગ્યા અને શંખ, ઘડિયાળ આદિ વાજાં વાગવા માંડયાં. પત્ર, ફળ, પુષ્પો આદિથી પતિવ્રતાનું પૂજન કરવા લાગ્યા.

જે સ્ત્રીઓ બાળકોના દીર્ઘાયુષ્યની કામનાથી તેમને ચિતા ઉપર ફેરવી લાવવા ઊભી હતી, તેઓ હવે ઘણી ઉતાવળથી એ કામ કરવા લાગી. યમુનાદેવીએ ઘણીએ વાર બંસીધરને ચિતા ઉપર ફેર-

વવાનો વિચાર કર્યો પણ શરમને લીધે તેનાથી એ કામ થયું નહિ. તેની મુખમુદ્રા ઉપરથી પતિવ્રતા તેની ઇચ્છા સમજી ગઇ. તેણે પાસે ઊભેલી યમુનાના હાથમાંથી બંસીધરને લઇ લીધો અને હૃદય સરસો ચાંપીને દીર્ઘાયુષી થવાનો આશીર્વાદ આપ્યો. દંતકથા એવી પણ છે કે, એ સતીએ એવું પણ કહ્યું હતું કે 'આ બાળક વિખ્યાત સંન્યાસી થશે.'

પતિવ્રતા સતીના આ કાર્યથી લોકો ઘણા આશ્ચર્ય પામ્યા. કારણ કે પોતાનાં સગાંસંબંધી સર્વેના સ્નેહનો મોહ છોડીને સળગતી ચિતા ઉપર બેઠેલી પતિવ્રતા એક બાળક ઉપર આવી વિશેષ કૃપા બતાવે એ ખાસ અસાધારણ વાત હતી.

જોતજોતામાં અગ્નિ જોરથી સળગી ઊઠ્યો. લોકો ચિતાથી દૂર નાસી ગયા. પતિવ્રતા હસતી હસતી પતિલોકમાં ચાલી ગઈ. માબાપનો અગ્નિસંસ્કાર કરીને તેનો પુત્ર પણ ભીડની સાથે ઘેર વિદાય થયો. એ દિવસે કલ્યાણી ગામમાં ઘેરેઘેર એજ વિષયની ચર્ચા થઇ. લોકો સતીના ભાગ્યની પ્રશંસા કરવા લાગ્યા.

યમુનાદેવીના હૃદય ઉપર પણ સતીદર્શને ઘણી ઊંડી અસર કરી.

## ( ૩ )

સ્વામી વિશુદ્ધાનંદજીના બાલ્યજીવનની અનેક અલૌકિક ઘટનાઓ પ્રચલિત છે, તેમનો અત્રે ઉલ્લેખ ન કરતાં, તેમની બાલ્યાવસ્થાની એક અતિ પ્રચલિત અને વિદ્વાનો દ્વારા વિશ્વાસપાત્ર ગણાતી ઘટનાનોજ ઉલ્લેખ કરીશું. એના ઉપર વિશ્વાસ રાખવો ન રાખવો એ અમે વાચકોની મુનસફી ઉપર છોડીએ છીએ.

ઉપર જણાવી ગયા છીએ કે, સ્વામીજી એક વર્ષના હતા ત્યારથીજ એમને તાણનો રોગ લાગુ પડ્યો હતો. એ રોગને લીધે તેમનાં માતપિતા, મામા આદિ સંબંધીઓ અને સ્નેહીઓ ઘણાંજ દિલગીર રહેતાં. ઘણા પ્રકારના ઉપાય કર્યા છતાં પણ રોગ

મળ્યો નહિ, ત્યારે એમને નિશ્ચય થઇ ગયો કે આ બાળકનું જીવવું મુશ્કેલ છે. બેચાર માસમાંજ એ કાળનો ભોગ થઇ પડશે. પરંતુ જે દિવસે ચિતા ઉપર બેઠેલી સતીએ તેમને આશીર્વાદ આપ્યો હતો, એજ દિવસથી એમની માતા યમુનાદેવીની આશા સજીવન થઇ. એક તો પુરુષો કરતાં સ્ત્રીઓમાં સ્વભાવથીજ ધર્મ, પ્રેમ અને શ્રદ્ધા વિશેષ હોય છે; તેમાં વળી યમુનાનો ધર્માનુરાગ બીજી સ્ત્રીઓ કરતાં પણ વિશેષ દૃઢ હતો. એ સાધારણ સ્ત્રીઓની પેઠે ગમે તે ધતિંગને અંધવિશ્વાસથી માની લેતી નહિ, પરંતુ આગળપાછળ તપાસ કરીને વિચારપૂર્વક કામ કરતી. વિચાર કરવાથી એને એવું લાગ્યું હતું કે, 'જે સ્ત્રી ધર્મપાલનની ખાતર સંસારનાં બધાં સુખનું અને છેવટે પ્રાણ સુધ્ધાંનું બલિદાન આપી શકે છે, તે પતિવ્રતાનું વચન કદી મિથ્યા નહિ નીવડે.' એ દિવસથી તેનો પતિવ્રતધર્મ પણ ઉત્તેજિત થવા લાગ્યો અને પુત્રના રોગની ચિંતા કરવાને બદલે સ્વામીની સેવાશુશ્રૂષા કરવામાં વધારે તલ્લીન થઇ ગઈ. એ સતીનાં દર્શન કર્યાં પછી એને ખાતરી થઇ ગઈ કે પતિસેવા એજ સઘળા મનોરથની સિદ્ધિનું દ્વાર છે.

બીજી તરફ સ્વામીના રોગની દશા એવી હતી કે, દવા કર્યાંથી થોડા દિવસ તો શમી જતો, પણ પાછો એવા જોરથી ઊથલો ખાતો કે જેથી સ્વામીજીના દેહને અને સગાંસંબંધીઓનાં ચિત્તને ઘણુંજ કષ્ટ પહોંચતું. તેમના મામા સબસુખરામજી રોજ નવા નવા ઉપાય કરતા પણ કાંઈ વળતું નહિ. એ પ્રમાણે તાણનો રોગ સહન કરતા કરતા બંસીધર ત્રણ વર્ષના થયા. માતાને આશા બંધાઈ કે હવે પુત્ર બોલવા માંડશે. મીઠી મીઠી વાતો સંભળાવશે. સૌથી પહેલાં 'મામા' 'કાકા' ના મધુર શબ્દો સંભળાવશે, વગેરે. ભગવાનની દયાથી માતાની એ ઇચ્છા શીઘ્ર પૂરી થઇ. ત્રણ વર્ષના રોગગ્રસ્ત બાળકે એક દિવસ અકસ્માત પોતાના ક્ષીણ

કંઠમાંથી અવાજ કાઢીને બધાંને આનંદિત કરી દીધાં. પરંતુ સૌથી પહેલાં જે શબ્દો તેના મોંમાંથી નીકળેલા સાંભળવાની માબાપની ઇચ્છા હતી, તે શબ્દો બંસીધરે ઉચ્ચાર્યા નહિ. તેણે પ્રથમ જે શબ્દો ઉચ્ચાર્યા તેથી સર્વનું આશ્ચર્ય ઘણું વધી ગયું.

બાળક બંસીધરે પ્રથમ વૃદ્ધ પુરુષની પેઠે બધાની સંમુખ ફરીને પૂછ્યું, 'મારી ચોપડી ક્યાં છે?' એ વખતે ઘરમાં ઘણાં સ્ત્રી-પુરુષો હાજર હતાં. બાળકની આ વાણીથી બધાં ચમકી ઊઠ્યાં. કોઈ તેના તરફ ટગર ટગર જોઇ રહ્યું, તો કોઈ બાળકની મશ્કરી કરવા લાગ્યું. કોઈના મનમાં ભૂતનો વહેમ ભરાયો, તો કોઇને એવી શંકા થઈ કે, આ બાળક ઉપર કોઇએ જંતરમંતર કર્યું છે. બધાને મનથી આ એક તમાશો થઈ પડચો. સૌ પોતપોતાનું ગાવા લાગ્યું. બુદ્ધિમાન સબસુખરામ એક પુસ્તક લઈ આવીને બોલ્યાઃ "આ લે તારી ચોપડી." બાળકે એક વાર સ્થિર દૃષ્ટિથી પુસ્તકની તરફ જોઇને ચિડાઇ જઈને મામાને કહ્યું, 'મારી ચોપડી ક્યાં છે? એ દિવસે તો બાળકની આ ચેષ્ટાથી બધાને આનંદ થયો પણ બીજે દિવસે તેણે એની એ હઠ પકડી ત્યારે ઘરનાં માણસોને લાગ્યું કે, બંસીધરને આ વળી નવો રોગ લાગુ પડચો.

બંસીધરની આ હઠની વાત આખા ગામમાં પ્રસરી ગઈ. બધા મરજીમાં આવે તેમ અનુમાન બાંધવા લાગ્યા. હવે તો બંસીધર ખાતાંપીતાં, હસતાં, રમતાં, સર્વદા એજ પૂછ્યા કરતા કે, 'મારી ચોપડી ક્યાં છે?' સબસુખરામે એ હઠ છોડાવવાને જેટલા પ્રયત્ન કર્યા તેટલા બધા નિષ્ફળ નીવડ્યા. બંસીધરનો તાણનો રોગ પણ ન મટચો અને 'મારી ચોપડી ક્યાં?' એ પૂછવાની તેમની જક લગીર પણ ઓછી થઈ નહિ.

એક દિવસ સબસુખરામ બાળક બંસીધરનીજ ચિંતા કરતા કરતા એકલા પોતાના ઓરડામાં બેઠા હતા. એવામાં દૈવયોગે બંસી-

ધર ત્યાં જઇ ઊભો. મામાના મોંમાંથી 'બંસી ક્યારે સાજો થશે ?' એવા સહસા નીકળી પડેલા ઉદ્ગારોનો ઉત્તર બંસીએ આપ્યોઃ 'આપ ચાહશો ત્યારે.'

સબસુખરામે પ્રસન્નતાથી કહ્યુંઃ હું તો હમણાંજ ચાહું છું.

બંસીધર—તો કહો કે મારી ચોપડી ક્યાં છે?

સબસુખરામ—તારી ચોપડીને ચૂલામાં નાખ. તું એ કહે કે તારો આ રોગ ક્યારે મટશે ?

બંસી—એ ચોપડીને જોયા પછી.

સબસુખ—કઈ ચોપડી ?

બંસી—મારી.

સબસુખ—મને શી ખબર કે તારી ચોપડી ક્યાં છે? તુંજ બતાવ કે એ ક્યાં આગળ મળશે ?

બંસી—પર્ણકુટીમાં.

સબસુખ—કોની પર્ણકુટીમાં ?

એનો કાંઈ ઉત્તર નહિ મળવાથી સબસુખરામે ફરીથી પૂછ્યું કે, એ કુટીર ક્યાં છે? થોડી વાર પછી બાળકે ઉત્તર આપ્યોઃ "શોધી કાઢો."

કૌતુકપ્રિય સબસુખરામે બીજા પણ અનેક પ્રશ્ન કર્યા, પણ તેનો ઉત્તર મળ્યો નહિ. ઘણો આગ્રહ કર્યો ત્યારે તેણે રોવા માંડ્યું.

એ દિવસથી સબસુખરામને ખાતરી થઇ ગઈ કે, આ બાળક કોઇ યોગભ્રષ્ટ યોગીરાજ છે. કેમકે એની વાતો નાદાન બાળકના જેવી નથી પણ વૃદ્ધ પુરુષના જેવી છે. એની કુટીર અને પુસ્તકની વાતમાં જરૂર કાંઇ ગુપ્ત ભેદ છે. પણ એ કુટીર અને પુસ્તક ક્યાં આગળ હશે? એ વિચારમાં ને વિચારમાં તેમણે પોતાના ઘરનું માળિયું પણ તપાસી નાખ્યું; પરંતુ પુસ્તકનો કાંઈ પત્તો લાગ્યો નહિ અને તેમની ચિંતા વધવા લાગી.

કલ્યાણી ગામની ઉત્તર દિશામાં દસ–અગિયાર ગાઉ ઉપર "ઔરાત" નામનું ગામ છે. ત્યાં ફીણી અને મંજીરી નામની બે નદીઓનો સંગમ થાય છે. વૈશાખ માસમાં સંગમમાં સ્નાન કરવા સારુ દૂરદેશાવરથી જાત્રાળુઓ ત્યાં એકઠા થાય છે. વસંતઋતુમાં ત્યાંનો દેખાવ જોવાલાયક થાય છે.

આ વર્ષે સબસુખરામ પણ કુટુંબની સાથે સંગમમાં સ્નાન કરવા ગયા. સ્નાન વગેરે કરીને તેમણે ઈશ્વર ઉપરના પૂર્ણ પ્રેમભાવથી અને શ્રદ્ધાથી માનતા માની કે, "બંસીધર સાજો થશે તો પાછાં આવતે વર્ષે અમે બધાં અત્ર સ્નાન કરવા આવીશું."

એ સ્થાનમાં એક ઘણા પ્રતિષ્ઠિત મહાત્મા–યોગીનો આશ્રમ હતો. તેમનાં દર્શન સારુ દૂર દૂરથી લોકો આવતા હતા. લોકો એમને યોગાશ્રમના યોગી નામથી ઓળખતા હતા.

સબસુખરામ પણ સાધુઓના ભક્ત હોવાથી એમના દર્શનાર્થે જવા નીકળ્યા. મામાને જતા જોઈ બાળક બંસીધરે પણ મહાત્માના આશ્રમમાં જવાની હઠ પકડી અને ત્યાં ગયો ત્યારેજ રહ્યો.

આશ્રમમાં જતાં વારજ એ કાંઇ વિચારવા લાગ્યો અને માણસ જેમ કોઈ ભૂલી ગયેલી વાતને સંભારી કાઢતો હોય તેવી રીતની ચેષ્ટા કરવા લાગ્યો. કદી તો એ સજળદૃષ્ટિથી આશ્રમમાં ચારે તરફ જોતો અને કદી યોગીરાજના સરળ અને તેજસ્વી મુખનું અવલોકન કરતો અને કદી બન્ને આંખો મીંચી દઇને યોગીપુરુષની પેઠે ધ્યાન ધરવા બેસી જતો તથા થોડી વાર પછી ગભરાઇને ધ્રૂજવા લાગતો. તેની આવી બાળલીલાઓ થઇ રહ્યા પછી તેણે મામાને કહ્યું, મારા રોગને મટાડનારી ચોપડી આ કુટીરમાં છે. એ ચોપડી જોયાથી મારો રોગ એકદમ મટી જશે.

મામા સબસુખરામે મઠના અધિકારી દયાળુ યોગીરાજની રજા લઇને એક નોકરને મઠની ઉપરની મઢૂલીમાં મોકલ્યો અને

કહ્યું કે, ઉપર કોઈ પુસ્તક જડે તો શોધી લઇ આવો.

થોડી વાર પછી એ મનુષ્ય મઢૂલી ઉપરથી નીચે ઊતર્યો અને ફાટેલા જૂના ભગવા વસ્ત્રમાં બાંધેલું એક પુસ્તક બધાની સમક્ષ રજૂ કર્યું. સબસુખરામના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. એ પુસ્તકને જોતાં વારજ બંસીધરની આંખમાંથી આંસુનાં બે ચાર ટીપાં પડ્યાં. થોડી વાર સુધી એ પુસ્તક સામું એકીટશે જોઇ રહ્યા પછી તેમણે મામાને કહ્યું: "મામાજી, આજથી મારો રોગ અને આપની ચિંતા એકદમ દૂર થઇ ગયાં."

આશ્રમના વિદ્વાન યોગી જે અત્યાર સુધી આ બનાવને બાળવિનોદ ગણીને બેપરવાઇથી ચૂપચાપ જોઇ રહ્યા હતા, તે હવે પુસ્તકને ઓળખ્યા પછી બાળકનો સઘળો વૃત્તાંત સબસુખ-રામને પૂછવા લાગ્યા.

બાળકની અદ્ભુત વાર્તા સાંભળ્યા પછી યોગીરાજે તેના મામાને કહ્યું: "આજ તમે જે કાંઇ જોયું છે તેથી આપને જેટલું આશ્ચર્ય ઊપજે છે તેટલુંજ મને પણ ઊપજે છે. હવે હું આ આશ્ચર્યકારી ઘટનાનું મૂળ વૃત્તાંત તમને સંભળાવું છું. તે સાંભળ્યા પછી તમારું આશ્ચર્ય ઊલટું વધશે. આ પવિત્ર યોગાશ્રમના સ્વામી જેમની ગાદીની સેવા આજકાલ હું કરી રહ્યો છું, તે મારા ગુરુદેવ ઘણા પુણ્યાત્મા સાધુ હતા. તેમના તપનો પ્રભાવ સર્વ કોઇને જાણીતો છે. ત્રણ વર્ષ કરતાં થોડાક અધિક સમય ઉપર તેમણે પાર્થિવ શ-રીરનો ત્યાગ કરીને આ યોગાશ્રમ સાથેનો સંબંધ દૂર કર્યો છે.

શરીર ત્યાગ કરતાં અગાઉ થોડાક વખત પૂર્વે ગુરુદેવે મને પોતાની પાસે બોલાવીને કહ્યું હતું કે, 'ઉપર મઢૂલીમાં મારું ગીતાનું પુસ્તક રાખ્યું છે તે લઈ આવ એટલે મારું બધું દુઃખ મટી જશે. એ પુસ્તકને એકવાર મારી પાસે લાવો, એમાંજ મારું સર્વસ્વ છે. સંસારમાંથી પાર ઊતરવાનો ઉપાય એમાંજ છે.' ગુરુદેવની આજ્ઞા-

નુસાર અમે મઠમાં બધે એ પુસ્તકની શોધ કરી પણ કહીં પત્તો ન લાગ્યો. અમે લાચાર થઇને એ વાત ગુરુદેવને જણાવી. ગુરુદેવનું મુખ એ સમાચાર સાંભળતાં વારજ ઊતરી ગયું, કંઠ સુકાઇ ગયો, નેત્ર બંધ થઈ ગયાં અને થોડીકજ વારમાં તેમની જીવનલીલા સંવરણ થઇ ગઈ. અંત સમયના તેમના અંતિમ શબ્દો એજ હતા કે, હાય ! મારું પુસ્તક ! એ શબ્દો અને એ વખતનો તેમનો ભાવ હું હજુ વીસરી ગયો નથી. આજ તમારા ભાણેજનો આ અપ્રાપ્ત પુસ્તક ઉપર આટલો બધો પ્રેમ અને વિશ્વાસ જોઇને મને ખાતરી થઈ ગઈ છે કે, અમારા મહાત્મા ગુરુદેવના પવિત્ર આત્માએ આ બાળકના શરીર સાથે સંબંધ બાંધ્યો છે. પૂર્વજન્મમાં એજ અમારા ગુરુ હતા એમાં હવે મને સંશય રહ્યો નથી. અંતસમયે જેવી મતિ હોય છે તેવી ગતિ થાય છે, એ વાત સૌ કોઈ જાણે છે. હવે પરમેશ્વર તમારું કલ્યાણ કરશે. યતિરાજનો મનોરથ સિદ્ધ થશે. ઈશ્વર તેમને લાંબું આયુષ્ય આપે. તેમનો ઘણા સમયનો રોગ આજથી નાશ પામશે એમાં સંદેહ નથી, પણ એટલી ખાતરી રાખજો કે, આખરે આ બાળક મારા પરમગુરુના માર્ગનું—સંન્યાસનું અનુસરણ કરશે.”

યોગીનાં વાક્યો સાંભળીને બધાંને હર્ષ થયો પણ માતાને દુઃખ થયું કે, હાય! પુત્ર જીવશે એ તો સારી વાત, પણ ઘેર વહુ લાવવાના અને છોકરાનાં છોકરાંઓને રમાડવાના મારા કોડ પૂરા નહિ થાય.

સ્વામી વિશુદ્ધાનંદજીના બાલ્યજીવનને લગતી આ વાત ઘણાને કપોલકલ્પિત લાગશે. પરંતુ સાદાઇને સર્વદા પસંદ કરનારા અને નિરભિમાન જીવન વ્યતીત કરનારા, સ્વામીજી મહારાજ પોતાને મુખે ઉત્તરાવસ્થામાં આ વાતનો ઉલ્લેખ કરતા હતા તથા તેમના સમકાલીન અનેક મનુષ્યો તેની યથાર્થતાની સાક્ષી આપતા હતા.

એટલી વાત નિર્વિવાદ છે કે એ યાત્રા કરી આવ્યા પછી બા-

ળક બંસીધરની તબિયત સુધરી ગઇ અને તેના આરોગ્ય સંબંધી તેના મામાની ચિંતા દૂર થઈ ગઈ.

(૪)

સ્વામીજીના મામા સબસુખરામે પાંચ વર્ષની વયે તેમને નિશાળે બેસાડ્યા અને એ કલ્યાણીની પાઠશાળામાં મરાઠી અને ફારસી ભણવા લાગ્યા. પાછલી વયમાં જેવી રીતે તેમને પંડિત રાઘવેન્દ્રાચાર્ય અને મહાત્મા ગૌડસ્વામી જેવા ગુરુ મેળવવાનું સૌભાગ્ય પ્રાપ્ત થયું હતું, તેવી રીતે તેમને નાનપણમાં પણ એક સુયોગ્ય શિક્ષક મળ્યા હતા. એ એક મહારાષ્ટ્રીય બ્રાહ્મણ હતા. તેમની ઉંમર એંશી વર્ષની હતી, પણ કર્તવ્યપાલનમાં જુવાન પુરુષના જેટલા ઉત્સાહી હતા. પાઠશાળામાં એ ભટ્ટજીના નામથી પ્રસિદ્ધ હતા.

એક તો સ્વામીજી બચપણથીજ નીડર અને તોફાની સ્વભાવના હતા, તેમાં વળી એ નિશાળમાં મુસલમાન શિક્ષકોને વારે ઘડીએ નીચા નમીને સલામ કરવાનો રિવાજ હતો તેના ઉપર તેમનો પૂરો તિરસ્કાર હતો; એ કારણને લીધે, ‘મકતબ’ (ગામઠી નિશાળ) ના મુસલમાન શિક્ષકો તેમના ઉપર ઘણુંજ ચિડાતા. સ્વામીજીની શ્રદ્ધાભક્તિ કેવળ ભટ્ટજી ઉપર હતી. બીજા શિક્ષકો ભટ્ટજી આગળ જઇને તેમની ફરિયાદ કરતા કે, આ વિદ્યાર્થી ફક્ત તમારો પાઠ ગોખે છે અને બીજા વિષયો ઉપર ધ્યાન આપતો નથી; એ ઉપરથી ભટ્ટજી પોતાની રૂબરૂ બીજા વિષયોમાં એમની પરીક્ષા લેવરાવતા તો એમનો નંબર ઊંચોજ આવતો. સ્વામીજીની બુદ્ધિ તથા સ્મરણશક્તિ એટલાં તીવ્ર હતાં કે, એક વખત શીખેલો પાઠ એમને બહુ સારી પેઠે યાદ રહી જતો. એ ઉપરથી પ્રસન્ન થઈ જઇને ગુરુજીએ એમનું નામ બંસીધરને બદલે શ્રુતધર અર્થાત્ સાંભળેલી વસ્તુઓને ધારણ કરનારો પાડયું હતું.

વિદ્યાર્થી અવસ્થામાં મંજૂર કરેલાં પાઠ્યપુસ્તકોના અભ્યાસ

કરતાં રમવાકૂદવામાં તથા પુરાણની કથાઓ સાંભળવામાં સ્વામીજીનું ચિત્ત વધારે ચોંટતું, પુરાણ સાંભળવા એ ભટ્ટજીને ઘેર ઘણીવાર જતા અને તેમને અનેક પ્રકારના પ્રશ્નો પૂછતા. કોઇ કોઇ વાર તો એવા ગૂંચવાડાભરેલા પ્રશ્નો કરતા કે, જેનો ખુલાસો કરવાનું ભટ્ટજીને માટે અઘરું કામ થઇ પડતું. ભટ્ટજી તેમની જિજ્ઞાસાવૃત્તિ અને તીવ્રિ બુદ્ધિની અત્યંત પ્રશંસા કરીને આશીર્વાદ આપતા કે, બેટા! શાસ્ત્રાર્થમાં તને કોઇ નહિ જીતી શકે.

સંવત ૧૮૮૫ માં સ્વામીજીની ઉંમર સાત વર્ષની હતી, ત્યારે તેમના પિતા સંગમલાલજીનો સ્વર્ગવાસ થયો. કાળની કુટિલતાથી સ્વામીજી બાલ્યાવસ્થામાં પિતૃહીન થઈ ગયા! હાય! જે પિતાએ પુત્રપ્રાપ્તિની ખાતર કેટલીએ જાતનાં વ્રત અને પુણ્યદાન કર્યાં હતાં, તે પિતા પોતાના પુત્રનો પ્રતાપ દેખવા સુધી જીવતા ન રહ્યા. જે મનમાં ને મનમાંજ બાળક બંસીધરની શુભ કામના કરી રહ્યા હતા તથા તેનાદ્વારા સુખની આશા રાખી રહ્યા હતા, તે સંગમલાલ પુત્રનું સુખ જોયા વગરજ આ સંસારમાંથી જતા રહ્યા!

પતિવ્રતા યમુનાદેવીની ઇચ્છા પતિની સાથે સતી થઈ જવાની હતી, પણ સંગમલાલે પહેલેથીજ ચેતી જઇને મરતી વખતે પત્નીને કહ્યું હતું: "પ્રિયે! આજ આપણો અંતિમ મેળાપ છે, આજ સુધી તેં મારી સઘળી આજ્ઞાઓનું પાલન કર્યું છે, તો શું હવે મારી એક છેલ્લી આજ્ઞાનું પાલન નહિ કરે?"

યમુનાએ આજ્ઞાપાલન કરવાનું વચન આપ્યું એટલે તેમણે કહ્યું: "સ્ત્રીનો ખરો ધર્મ પતિની આજ્ઞાનું પાલન કરવું એજ છે. ચિતા પર ચડીને બળી મરવું એ એટલું બધું અઘરું કામ નથી; પરંતુ જીવતાં રહીને પતિની ઇચ્છાનુસાર કામ કરતાં રહેવું અને દુનિયાની અનેક લાલચોથી દૂર રહેવું એ વધારે કઠિન કામ છે. તું ચિતા ઉપર બેસીને મારી સહગામિની થવા માગે છે એ ઘણા હર્ષની વાત છે. એ સ્વર્ગ પણ શા કામનું કે જ્યાં તારા જેવી પતિ-

વતા સ્ત્રી સાથે ન હોય ? પરંતુ વિચાર કર કે આપણો પુત્ર હજુ બાળક છે. એનો વિચાર કરવો જોઇએ. આપણા મરી ગયા પછી એનું કોણ પાલન કરશે ? માટે મારો આગ્રહ છે કે, તારે સહમરણનો સંકલ્પ છોડી દેવો અને પાંડુપત્ની કુંતીની માફક સંતાન-પાલન કરીને તારા પતિવ્રતધર્મનો નિભાવ કરવો.

આ આજ્ઞા ઘણી કઠોર હોવા છતાં પણ યમુનાદેવીએ તેનું પાલન કર્યું. પરંતુ સ્વામીવિયોગથી યમુનાની દશા તદ્દન બદલાઈ ગઈ. સંસારના કોઇ પણ સુખ ઉપર તેનું ચિત્ત ચોંટતું નહિ. ખાવા-પીવાનું પણ તેણે ઓછું કરી દીધું. આ પ્રમાણે શોકગ્રસ્ત રહેવાથી તેનું શરીર ઘસાવા લાગ્યું અને પતિના મૃત્યુ પછી ત્રણ વર્ષે એટલે કે સ્વામી વિશુદ્ધાનંદજીની અગિયાર વર્ષની અવસ્થામાં તેણે પણ સ્વર્ગનો રસ્તો લીધો. વિશુદ્ધાનંદ હવે તદ્દન અનાથ થયા. માતાના પ્રેમને લીધે પિતાના મૃત્યુનો ઘા એમને વિશેષ નહોતો લાગ્યો, પણ સ્નેહાળ માતાનું મૃત્યુ તેમને અસહ્ય દુઃખનું કારણ થઈ પડયું. તેમણે ઘણોજ વિલાપ કર્યો; એટલુંજ નહિ પણ કેટલાક દિવસ ખાધું પણ નહિ. પિંડદાન કરતી વખતે એમનું હૃદય ઘણુંજ ભરાઇ આવતું અને મામા ઘણુંએ સમજાવતા તોપણ રુદન બંધ કરતા નહિ.

મામા–મામીનો પ્યાર બંસીધર ઉપર મૂળથીજ વધારે હતો. બહેનબનેવીના મૃત્યુ પછી તેમણે એ પ્રેમને પરાકાષ્ઠાએ પહોંચાડી દીધો. બંસીધરને લાડ લડાવવામાં તેમણે કોઇ પ્રકારની મણા રાખી નહિ. હવે બંસીધરને રખે ઓછું આવશે એમ ધારીને ભણવાને માટે તેમને ધમકાવવું પણ છોડી દીધું.

તેર વર્ષની ઉંમરે સ્વામીજીના શિક્ષણનો ક્રમ બદલાયો. ફારસી ભણવું છોડી દઈને તેમણે કુસ્તી રમવી, પટા ખેલવા, ઘોડે સવાર થવું આદિ લશ્કરી કામોમાં ચિત્ત પરોવ્યું. એ ઉંમરમાં મરાઠી અને ફારસી ભાષાનું તેમને સારું જ્ઞાન થઇ ચૂકયું હતું.

આઠ વર્ષની વયે જ્યારે તેમને જનોઇ દેવામાં આવ્યું, ત્યારે ભટ્ટજીએ માત્ર સંધ્યા ભણાવી હતી; પણ પુરાણોનાં આખ્યાનોની તેમના હૃદય ઉપર ઘણી સારી છાપ પડી હતી. ભગવદ્ભક્ત ધ્રુવ, પ્રહ્લાદ આદિની કથા અને પુણ્યશ્લોક નળ અને યુધિષ્ઠિર આદિ રાજાઓનો ઇતિહાસ એ ઘણા પ્રેમથી સાંભળ્યા કરતા હતા.

અમે આગળ જણાવી ગયા છીએ કે, સ્વામીજીના મામા પંડિત સબસુખરામ કલ્યાણીના નવાબને ત્યાં સારા અધિકાર ઉપર હતા, નવાબની તેમના ઉપર ઘણી કૃપા હતી. એનું કારણ એ હતું કે સબસુખરામ ઘણા કાર્યકુશળ હતા. એક વખતે હૈદરાબાદના નિઝામે કલ્યાણીના નવાબ ઉપર ઘણા નારાજ થઇને તેમને બિદરના કિલ્લામાં કેદ કર્યા હતા, તે વખતે સ્વામીભક્ત સબસુખરામે પોતાની બુદ્ધિમત્તા અને કાર્યદક્ષતાથી તેમને છોડાવ્યા હતા. આ કારણથી નવાબ તેમનો ઘણો ઉપકાર માનતા હતા.

એ વખતમાં જો કે દક્ષિણમાં પહેલાંના જેવો ઉપદ્રવ રહ્યો નહોતો. અભાગિયા બાજીરાવનો પ્રતાપ બિઠુરમાં શાંત થઇ ચૂકયો હતો અને પિંઢારાઓ પણ અંગ્રેજી રાજ્યની જ્વાળામાં ભસ્મ થઇ ચૂકયા હતા; તોપણ હાલના ભારતવર્ષમાં અને એ સમયના ભારતવર્ષમાં ઘણો ફેર હતો. એ વખતે બધા લોકો શરીર ઉપર હથિયાર બાંધતા હતા અને મરવા-મારવાથી બીતા નહોતા. અગ્નિ બુઝાઈ ગયો હતો પણ તેની ઉષ્ણતા કાયમ હતી. એજ કારણને લીધે પટા રમવા, હથિયાર ચલાવવાં અને ઘોડેસવાર થવું એ બાબતના જ્ઞાનને લોકો આવશ્યક ગણતા હતા. એ વખતના વિચારને અનુસરીને સ્વામીજીએ પણ એ બધા બળ અને પરાક્રમવર્ધક વ્યવસાયોનું અવલંબન કર્યું.

કલ્યાણીના નવાબ મોહનાશાહને બે ભત્રીજા હતા. એકનું નામ મેહદીહુસેન અને બીજાનું નામ બબરહુસેન. તેમની ઉંમર પણ સ્વામીજીના જેવડીજ હતી અને તેમને પણ ઘોડા દોડાવવાનો

ઘણો શોખ હતો. સબસુખરામના પ્રયત્નથી સ્વામીજી એ રાજકુમારોના સાથી નિમાયા. ત્રણે જણા સાથેજ ભણતા અને સાથેજ ઘોડા દોડાવવા જતા. સ્થિતિમાં ઘણો ભેદ હોવા છતાં પણ તેમનામાં બાલ્યાવસ્થાની નિર્દોષતા અને સરળતાને લીધે અન્યોન્ય અત્યંત પ્રેમ બંધાઇ ગયો હતો. તેઓ પરસ્પર સંપીને રહેતા અને ઘણા આનંદમાં દિવસ નિર્ગમન કરતા.

(૫)

સ્વામી વિશુદ્ધાનંદજી અને બે નવાબજાદાઓ એકજ શિક્ષકના હાથ તળે શિક્ષણ મેળવતા હતા, તોપણ સ્વામીજીએ પોતાની સ્વાભાવિક તીવ્ર બુદ્ધિથી શ્રેષ્ઠતા મેળવી. જે વિષયો નવાબજાદાઓની સમજમાં આવતા નહિ, તે વિષયો સ્વામીજીને ઘણી સહેલાઇથી હૃદયગત થઇ જતા.

શસ્ત્રપરીક્ષા વખતે સ્વામીજીનું નિશાન કદી ખાલી જતું નહિ. એજ પ્રમાણે ઘોડાની શરતમાં પણ સ્વામીજીનો સાધારણ ઘોડોજ એ નવાબજાદાઓના કીમતી ઘોડાઓ કરતાં આગળ નીકળી જતો. ઊંચી દીવાલોને ઓળંગી જવી એ તો એમને મનથી સાધારણ વાત હતી. પટાબાજી અને તીરંદાજીમાં પણ એ નિપુણ હતા. એમની એ બધા વિષયોમાં નિપુણતા જોઇને તેમનો સમવયસ્ક મિત્ર બબરહુસેન મનમાં ને મનમાં બળી મરવા લાગ્યો. કોઇ પ્રકારે વિશુદ્ધાનંદજીને નીચું જોવા વારો લાવવાને એ લાગ ખોળવા લાગ્યો. એણે પોતાના મોટા ભાઈ મેહદીહુસેનને પણ એ પ્રપંચમાં સામેલ થવા કહ્યું, પણ ગુણગ્રાહી મેહદીહુસેને ભાઈના અનર્થકારી વિચારોને પુષ્ટિ ન આપી; એટલુંજ નહિ પણ તેને પુષ્કળ ધમકાવ્યો. મેહદીહુસેન સ્વામીજીના ગુણોનો સર્વદા આદર કરતો હતો અને તેમને પોતાના નોકર તરીકે ન ગણતાં મિત્ર ગણતો હતો. બબરહુસેનનું આચરણ એથી ઊલટું હતું. પરંતુ ઉદાર દિલના સ્વામીજીએ તેની નારાજીની જરા પણ પરવા કરી નહિ.

એજ અરસામાં નવાબના કોઇ મિત્રે એક સુંદર અરબી ઘોડો નવાબને ભેટ આપ્યો હતો. એવું કહેવાય છે કે એનું મૂલ્ય પાંચ હજાર રૂપિયા કરતાં વિશેષ હતું. જોનારા લોકો તેના સૌંદર્ય અને ગુણોની પ્રશંસા કરતા હતા. નવાબની ઇચ્છા એ ઘોડા ઉપર સવાર થઇને સહેલ કરવા જવાની થઈ; પરંતુ ઘોડાનું તોફાન જોઇને એમને ફિકર ઊપજી કે, રખે આ બદમાસ ઘોડો ક્યાંય પાડી ન નાખે! એ શંકાથી એમણે પ્રથમ એ ઘોડાને ચાબુકસવારની પાસે મોકલ્યો અને હુકમ અપ્યો કે, "એને સીધો કરીને દરબારમાં હાજર કરો."

ઇનામનો લાલચુ ચાબુકસવાર ઘોડા ઉપર સવાર થયો કે થોડીવારમાં એ તોફાની ઘોડાએ તેને નીચે પાડી નાખીને હાડકાં ખોખરાં કર્યાં. એટલું સારું થયું કે બિચારાનો પ્રાણ બચી ગયો અને વિશુદ્ધાનંદજીની મદદથી એ નાસી જતો ઘોડો પકડવામાં આવ્યો. એમણે ચાબુકસવારને કહ્યું: "મિયાં, આ ઘોડાને જરા મારે સ્વાધીન કરો અને પછી જુઓ એની બદમાસી નીકળી જાય છે કે નહિ, હું એકજ ચક્કરમાં એને ઠેકાણે લાવીશ." ચાબુકસવાર એમને સારી પેઠે ઓળખતો હતો અને ઘોડો ફેરવવામાં તેમની કેટલી દક્ષતા છે તે જાણતો હતો, એટલે તેણે વગરસંકોચે ઘોડો તેમના હાથમાં સોંપી દીધો. બંસીધર ઘોડેસવાર થઇને ખૂબ દોડાવવા લાગ્યા; થોડી વાર પહેલાં જે મસ્તાની ઘોડો પોતાની મસ્તી આગળ વાયુને પણ તુચ્છ ગણતો હતો, તે હવે સ્વામીજીના ચાબુકથી સીધો ઢોર થઈ ગયો. દૈવસંયોગે નવાબજાદા બબરહુસેનનું ત્યાં આવવું થયું અને નવાબના ઘોડા ઉપર બંસીધરને બેઠેલા જોઇને તેના ચિત્તમાં ઇર્ષાનો અગ્નિ ઉત્પન્ન થયો.

અશ્વવિદ્યામાં નિપુણ સ્વામીજીએ ઘોડાને ખૂબ ચક્કર લેવડાવ્યાં. તેના શરીરમાંથી જેમ જેમ પરસેવો નીકળતો ગયો, તેમ તેમ તેની ચપળતા દૂર થતી ગઇ. જ્યારે જોયું કે, એ હવે ઠીક થઇ

ગયો છે અને હવે તોફાન નહિ કરે, ત્યારે તેને ચાબુકસવારને સોંપી દીધો. ચાબુકસવાર બંસીધરનો ઉપકાર માનીને ઘોડાને અશ્વશાળામાં લઈ ગયો અને દરરોજના નિયમ પ્રમાણે એને ઘાસ-દાણો આપ્યો તથા સેવાશુશ્રૂષા કરી; પરંતુ દૈવસંયોગે એજ રાતના ઘોડો અકસ્માત્ માંદો પડી ગયો અને તડફી તડફીને રાતમાંજ તેણે પ્રાણત્યાગ કર્યો.

આવા મૂલ્યવાન ઘોડાના મૃત્યુથી નવાબને ઘણો શોક થયો. એનું કારણ તપાસતાં એમને બબરહુસેન મારફત ખબર પડી કે, બંસીધર એને ખૂબ વેગથી દોડાવી રહ્યા હતા અને તેમના અતિશય મારથીજ ઘોડો મરણ પામ્યો છે. બંસીધરને બોલાવવામાં આવ્યા અને જુબાની લેવામાં આવી. સત્યવાદી બંસીધરે બધી વાત સાચેસાચી કહી દીધી અને અંતમાં વિનતિ કરી કે, "હજૂર! ઘોડાએ તબેલામાં આવ્યા પછી ઘાસદાણો ખાધો છે. જો એણે ઘાસદાણો ન ખાધો હોત તો એના મૃત્યુનો અપરાધ મારે માથે આવી શકત. હવે મને અપરાધી ગણવો એ વાજબી નથી." પણ તેમની આ વિનતિ ઉપર કોઇએ ધ્યાન ન આપ્યું. તેમને અપરાધી ગણીને બેડીઓ પહેરાવવામાં આવી.

સ્વામીજીના મામા સબસુખરામ એ વખતે કોઇ સરકારી કામસર હૈદરાબાદ ગયા હતા. એ પાછા ન આવ્યા ત્યાં સુધી બંસીધરને કેદમાંજ રહેવું પડયું. સ્વામીજીને હવે બબરહુસેનના પ્રપંચની ખબર પડી. અત્યાર સુધી એ તેને પોતાનો મિત્રજ ગણતા હતા. આ બનાવથી તેમની આંખ ઊઘડી ગઇ, તેમને જણાયું કે રાજપુત્ર અને પ્રજામાં ભેદ છે. આ અસાર સંસારમાં બધા સ્વાર્થી લોકોજ વસે છે.

આખા દિવસના ભૂખ્યા તરસ્યા સ્વામીજી જેમ જેમ પોતાની ઉપસ્થિત દશાનો વિચાર કરતા હતા, તેમ તેમ તેમની મર્મવેદના

વધતી જતી હતી. તેમના મનમાં સંસારનો ત્યાગ કરીને એક માત્ર જગદીશ્વરના ચરણની સેવા કરવાના વિચાર ઉત્પન્ન થતા હતા. આ સમયમાં ગુરુને મોંએ સાંભળેલાં ધ્રુવ, પ્રહ્લાદ વગેરેનાં આખ્યાનોનું સ્મરણ કરીને પોતાના જીવને ધીરજ આપતા હતા.

બીજે દિવસે સબસુખરામે આવીને એમને છોડાવ્યા; પરંતુ સ્વામીજી કેદખાનામાંથી છૂટીને ઘેર જવાને બદલે ભટ્ટજીને ત્યાં પહોંચ્યા. પણ અફસોસ, એમનો પણ મેળાપ ન થયો !!! એજ દિવસે વૃદ્ધ મહાત્મા ભટ્ટજીનો અચાનક પરલોકવાસ થયો હતો; સ્વામીજી તો પોતાના દુઃખી ચિત્તને શાંત કરવા અત્રે આવ્યા હતા, પણ તેમને તો ઊલટા દુઃખદાયી સમાચાર સાંભળવા પડ્યા! ભટ્ટજીના મૃત્યુએ તેમના ચિત્ત ઉપર દાઝ્યા ઉપર ડામના જેવી અસર કરી. પિતાના મરણ વખતે જેમણે અશ્રુપાત કર્યો નહોતો, તે બંસીધર આજ કૃપાળુ શિક્ષકના મૃત્યુથી કપાળ કૂટી કૂટીને રોયા!

કલ્યાણીમાં તેમના ઘરથી થોડેક દૂર એક ‘ મહાદેવ વાવડી ’ હતી. એ વાવ ઉપર મહાદેવજીનું મંદિર હતું. સુંદર સઘન વૃક્ષોની છાયાથી ત્યાંનું દૃશ્ય ઘણું મનોહર લાગતું હતું અને તેનું જળ પણ તેની સ્વચ્છતા અને ઉત્તમતા માટે પ્રસિદ્ધ હતું. ભટ્ટજીને ઘેરથી સ્વામીજી એ વાવડી આગળ પહોંચ્યા. વાવડી ઉપર આવીને તેમણે સ્નાન કર્યું અને ભટ્ટજીના આત્માને જલાંજલિ આપીને પોતાના સંતપ્ત હૃદયને શીતલ કર્યું.

રાત ત્રણચાર ઘડી વીતી ચૂકી હતી. ચૈત્રની ચાંદની રાતમાં આઘેની વસ્તુઓ પણ સ્પષ્ટ દેખાતી હતી. એ વખતે વૃક્ષોની ઘટામાંથી એક મીઠો સ્વર આવી રહ્યો હતો. સ્વામી વિશુદ્ધાનંદ એ વૃક્ષ તરફ એકીટશે ઉત્સુક નજરે જોઇ રહ્યા હતા. થોડી વાર પછી જોયું કે એક હૃષ્ટપુષ્ટ, કૌપીનધારી, સંન્યાસી ગાતો ગાતો વાતાવરણને ગંભીર બનાવતો એમની તરફ ચાલ્યો આવે છે.

(૬)

બંસીધર એ સંન્યાસીને જોઇને મુગ્ધ થઇ ગયા. તેમના મનમાં નવાબના આચરણથી તથા ભટ્ટજીના મરણથી વૈરાગ્ય સંબંધી જે વિચારો ઉત્પન્ન થયા હતા, તેને વિશેષ પુષ્ટિ મળી. એમણે સાધુની પાસે જઇને ભક્તિપૂર્વક પ્રણામ કર્યા.

સાધુએ તેમને આશીર્વાદ આપી પૂછ્યું: "કહો બચ્ચા! શું જોઇએ છે?"

બંસીધરે કહ્યું: "સંન્યાસ."

બંસીધરના મુખમાંથી સંન્યાસનું નામ સાંભળીને સાધુને ઘણું આશ્ચર્ય થયું અને તેમણે થોડી વાર સુધી તેમની તરફ જોઇને પૂછ્યું: "યુવાવસ્થામાં સંન્યાસ લેવાની ઇચ્છા શા સારુ થઇ?"

બંસીધર—સાંસારિક દુઃખોને જોવાથી.

સાધુ—સંન્યાસ લઇને પણ સંસાર સિવાય બીજે ક્યાં નાસી જશો?

બંસીધર—ત્યારે શું કરું? તમેજ બતાવો કે સંસારનાં દુઃખ અને ક્લેશ કેવી રીતે દૂર થાય?

સાધુ—વાસનાનો ક્ષય થવાથી.

બંસીધર—વાસના કેવી રીતે ક્ષય પામે?

સાધુ—બ્રહ્મજ્ઞાનથી.

બંસીધર—એનો ઉપાય શો છે?

સાધુ—ભગવાનની કૃપા.

બંસીધર—ભગવાનની કૃપા કેવી રીતે પ્રાપ્ત થાય?

સાધુ—સારાં કર્મોથી.

બંસીધર—ત્યારે બતાવો કે મારે કેવા પ્રકારનાં સત્કર્મો કરવાં જોઈએ?

બંસીધરની જિજ્ઞાસા જોઇને મહાત્મા અતિ પ્રસન્ન થઈ ગયા

અને કહ્યું કે, " વત્સ ! તું હજુ સંન્યાસનો અધિકારી થયો નથી. તારી આકૃતિ ઉપરથી મને ખાતરી છે કે તું બ્રહ્મચારી છે. પરંતુ જ્યાંસુધી વિધિપૂર્વક બ્રહ્મચર્ય ગ્રહણ કરવામાં ન આવે અને ગુરુકુળમાં વાસ કરીને વેદાદિ શાસ્ત્રોનું અધ્યયન ન થાય, ત્યાંસુધી બ્રાહ્મણ બીજા આશ્રમોનો અધિકારી થતો નથી. બ્રાહ્મણનું પરમ તપ વેદાધ્યયન છે. એનાથીજ ભગવાન પ્રસન્ન થાય છે. વર્ણાશ્રમધર્મનું રક્ષણ કરવા સારુજ ભગવાન અવતાર લે છે." એટલું કહીને મહાત્મા એકદમ ઊભા થઇ ગયા અને ઘણા પ્રેમપૂર્વક બંસીધરના શિર ઉપર હાથ મૂકીને બોલ્યા: "લે, હવે હું જાઉં છું. આજ તને જે ઉપદેશ આપ્યો છે તે ભૂલી જતો નહિ. હું તને યોગ્ય સમયે નાશિક અને હરદ્વારમાં મળીશ. ભગવાન તારી મંગળ કામના પૂર્ણ કરશે "

એટલું કહીને એ સાધુ એકદમ ત્યાંથી ચાલ્યા ગયા. ઉતાવળમાં બંસીધર એ સાધુનું નામ, ઠામ કે સંપ્રદાય આદિ કાંઇ પણ પૂછવું ભૂલી ગયા.

સ્વામીજી આ ઘટનાનો વિચાર કરતા બેસી રહ્યા હતા, એવામાં તેમના મામા સબસુખરામ તેમને શોધતા શોધતા એ સ્થાને આવી પહોંચ્યા. મામાને જોતાં વાર કાંઇ પણ આનાકાની કર્યા વગર બંસીધર ઘેર ગયા. ઘેર ગયા પછી બંસીધરે બહુ શોક-વિલાપ કર્યો નહિ, પણ પ્રસન્નતાપૂર્વક બધાની સાથે ભોજન કરી અશ્વ સંબંધી બધી હકીકત કહી સંભળાવી પોતાની નિર્દોષતા સાબિત કરી આપી. પોતાના એકાંતમાં ચાલ્યા જવા સંબંધે ખુલાસો કરતાં જણાવ્યું કે, " મને નવાબ સાહેબના આચરણથી ખેદ થયો નથી, ભટ્ટજીના મરણથી ખેદ થયો છે. સંસારનો સંબંધ અનિત્ય છે. થોડાકજ વખત ઉપર જે ગુરુ અમને પુત્રની પેઠે ભણાવતા હતા અને પિતાની સમાન ઉપદેશ આપતા હતા તે ભક્તિભાજન, દેવતુલ્ય અધ્યાપક ભટ્ટજી હવે ક્યાં ગયા ? મામાજી ! મરી ગયેલા મનુષ્યોને કોઇથી

મળી શકાય છે? જો એમ થતું હોત તો હું અવશ્ય આજ સ્વર્ગમાં જઇને ગુરુજીનાં દર્શન કરત અને સાથે સાથે પરમ પુણ્યશાળી મારાં પૂજ્ય માતપિતાને પણ મળી શકત.

આ શબ્દોથી તેમનાં મામામામીનાં હૃદયમાં પણ શોક તાજો થઈ આવ્યો. થોડી વાર એ સ્થળે તદ્દન નિઃસ્તબ્ધતા પ્રવર્તી રહી. આવી વાતથી બંસીધરના હૈયામાં રખે ઊંડો ઘા લાગે, એવી શંકાથી મામાએ બીજા આનંદના વિષયોની વાતચીત ઉપાડી. બુદ્ધિમાન બંસીધર પણ એમની સાથે વાર્તાલાપમાં હર્ષપૂર્વક શામિલ થયા. એ દિવસે અડધી રાત આમોદપ્રમોદમાં વીતી ગઈ.

× × × ×

બંસીધરની સાથે હસતા હસતા સબસુખરામ સૂઈ રહ્યા હતા. એમને શી ખબર હતી કે આજનું હસવું છેવટનું છે! આખી જિંદગીમાં ફરી કદી ભાણેજનું મોં જોવા નહિ મળે! એકજ કાળમાં અને એકજ દેશમાં રહેવા છતાં પણ ફરીથી બંસીધરનાં દર્શન નહિ થાય?! આજ સૂર્યોદય થતાંની સાથેજ તેમને પ્રકાશને બદલે (બંસીધરનાં અભાવથી) સર્વત્ર અંધકારજ દીસશે! શાક્યસિંહનાં દર્શન તો એમના પરિવારને બુદ્ધ થયા પછી થયાં હતાં, સ્વામી શંકરાચાર્યની જનની પણ તેમને જોવા પામી હતી, પણ સબસુખરામ! તમે તો બંસીધરનાં સંન્યાસી અવસ્થામાં પણ દર્શન કરીને હૃદય શીતલ નહિ કરી શકો! તેમના પ્રતાપથી વિદ્યાનો પ્રચાર થશે, તેમના યશથી દેશની કીર્તિ વધશે, મોટા રાજા–મહારાજાઓ તેમને ઘેરી લઇને બેસશે, છતાં તમે તેમની પાસે પણ જવા નહિ પામો! પરંતુ ભવિષ્યની એ બધી ઘટનાઓની ખબર કોને પડી છે કે બિચારા સબસુખરામને પડે! ખરું છે કેઃ न जाने जानकीनाथ प्रभाते किं भविष्यति.

બધાંને ગાઢ નિદ્રામાં સૂતેલાં જોઇને બંસીધર ધીમેથી પથા-

રીમાંથી ઊભા થયા. એક એક વાર દરેકની પથારી પાસે જઈને ખાતરી કરી કે કોઈ જાગતું નથી. હવે પોતાનો માર્ગ સુગમ જોઈને તેમણે શરીર ઉપરથી વસ્ત્ર ઉતારી નાખ્યાં અને માત્ર કૌપીન ધારણ કરીને સદાને માટે ઘરબહાર નીકળી પડ્યા. જે કલ્યાણી શહેરમાં એમનો જન્મ થયો હતો, જ્યાં માતાપિતાના ખોળામાં બાલ્યજીવન વ્યતીત કર્યું હતું, જ્યાં મામામામીની છત્રછાયામાં સુખથી યૌવનારૂઢ થયા હતા અને જે કલ્યાણી વગર બીજે કહીં ગોઠતું નહોતું, તે સ્વર્ગથી પણ પ્યારી જન્મભૂમિનો ત્યાગ કરતી વખતે બંસીધર જરા પણ રોયા નહિ, તેમજ જરા પણ શોક પ્રગટ કર્યો નહિ. કેવળ કેટલીક વાર સુધી સ્થિર દૃષ્ટિથી એના તરફ જોઈ રહીને મનમાં ને મનમાં કાંઇક વિચારવા લાગ્યા. ત્યાર પછી શિખાસૂત્રધારી, કૌપીન પરિધાન કરેલા બંસીધર એકલા કલ્યાણીની ઉત્તર દિશામાં ચાલ્યા ગયા.

પ્રાતઃકાળમાં ઘરમાં સર્વે માણસોએ જોયું તો બંસીધરની પથારી ખાલી છે. ઘરનાં બધાં માણસો ગભરાઇ ગયાં. સબસુખરામે પહેલાં તો જાણ્યું કે સવારના પહોરમાં ઊઠીને કહીં ગયો હશે, પણ જ્યારે તેમણે તેનાં સર્વ વસ્ત્રોને પથારી આગળ પડેલાં જોયાં ત્યારે તેમના શોકનો પાર રહ્યો નહિ. એમના મનમાં ચિંતા થઇ કે રખે એણે શરમના માર્યો નદી કે તળાવમાં આપઘાત તો નહિ કર્યો હોય? અથવા રીસાઇને જન્મભૂમિ છોડીને બીજે કહીં ચાલ્યો તો નહિ ગયો હોય? એમની મામી તો બંસીધરના ગયાથી વત્સહીન ગાયની પેઠે વ્યાકુળ થઈ ગઇ. તેણે મનમાં વિચાર્યું કે એને બીજે કહીં જવું હતું તો શું કપડાંનો ભાર લાગતો હતો? આપઘાત કરનારો પણ બધાં કપડાં ઉતારીને મરતો નથી. તો પછી આમાં જરૂર કાંઈ બીજોજ ભેદ હોવો જોઇએ.

એટલામાં સબસુખરામને બંસીધરનાં વસ્ત્ર ખોળતાં ખોળતાં એક પત્ર મળી આવ્યો. એ પત્ર નીચે મુજબ હતોઃ—

"મામાજી !

જે પ્રકારે આ ઘરમાં એક દિવસ ખાલી હાથે આવ્યો હતો, તેજ પ્રકારે આજ ખાલી હાથે જાઉં છું. આપ મારે માટે કાંઇ પણ ચિંતા કરશો નહિ, કારણ કે વિશ્વંભર સર્વનો રક્ષક છે. બધાંને સંસારમાંથી ખાલી હાથે જવું છે. તમે મારી શોધ ન કરશો. હું એવા માર્ગમાં જઇ રહ્યો છું કે જેનો વિસ્તાર ઘણો મોટો છે અને જ્યાં ગયા પછી મનુષ્ય પાછો આવતો નથી. આશા છે કે આપ મારી યાત્રાથી અપ્રસન્ન નહિ થાઓ."

આ પત્રથી કોઈના મનનો ખુલાસો ન થયો, કારણ કે એ ઘણો સંદિગ્ધ અને દ્વિઅર્થી હતો. એથી તો એમની શંકાને ઊલટી પુષ્ટિ મળતી હતી કે રખેને છોકરાએ સાહસ કરીને આપઘાત ન કર્યો હોય. સબસુખરામે બંસીધરની શોધમાં ચારે તરફ માણસો દોડાવ્યા. પંદર દિવસ પછી તેમના ગામના એક પ્રતિષ્ઠિત માણસે આવીને કહ્યું કે, "મને બંસીધર મળ્યો હતો, મેં એને પૂછયું કે, તું કયાં જાય છે ? ત્યારે એણે જવાબ દીધો કે, 'ઉત્તર દેશમાં જઇને બ્રાહ્મણોચિતકાર્ય કરીશ, બ્રહ્મચારી થઇને વેદ–વેદાંત ભણીશ અને સંન્યાસી થયા પછી વેદાંતશાસ્ત્રનો અભ્યાસ કરીશ. સંસારની માયામાં ફસાઈ રહેવાથી શો લાભ ?' "

કહેવાય છે કે, એ સમાચાર લાવનાર પુરુષ સ્વામીજીના સહચરોમાંનો એક હતો. એ કુલકર્ણી જાતિનો બ્રાહ્મણ હતો અને પાછળથી દક્ષિણમાં 'માનકપ્રભુ' નામથી પ્રસિદ્ધિ પામ્યો હતો. આજકાલ એના નામથી એક પંથ પણ ચાલ્યો છે.

આ સમાચાર સાંભળીને બંસીધરનાં કુટુંબીઓને એટલો તો સંતોષ થયો કે, છોકરો જીવતો છે. ભણવા ગયો છે તો કોઇ દિવસ તપાસ કરીને એને શોધી કાઢીશું તથા સમજાવીને ઘેર પાછો તેડી લાવીશું. બંસીધર કલ્યાણીથી નીકળીને પવિત્ર નદી ગોદાવરીના તટ ઉપર વસેલા નાશિક ક્ષેત્રમાં જઇ પહોંચ્યા. ત્યાં આગળ

એ સમયમાં સંસ્કૃતના મોટા મોટા બુદ્ધિમાન વિદ્વાનો વિદ્યમાન હતા. માર્ગમાં એમને ઘણા પ્રકારની અડચણો પણ પડી, પણ એવી અડચણોથી જરાપણ ગભરાયા વગર એ પોતાના સંકલ્પમાં દૃઢ રહ્યા.

એ સમયે એમની ઉંમર લગભગ સત્તર વર્ષની હતી, પણ એમનું સુંદર, ઘાટદાર અને બલિષ્ઠ શરીર જોઇને લોકો એમને પચીસ વર્ષના ધારતા હતા. એ સમયમાં નાશિક ક્ષેત્ર પણ કાંઇક વિલક્ષણતા ધરાવતું હતું. ત્યાં આગળ અનેક પંડિતો અને સંન્યાસીઓ અનેક પ્રકારની વિદ્યાઓનું દાન કરી રહ્યા હતા. હિંદુ રાજાઓ પાસેથી શિષ્યવૃત્તિઓ મેળવીને હજારો વિદ્યાર્થીઓ સંસ્કૃત ભાષાનો અભ્યાસ કરી રહ્યા હતા. અગ્નિહોમની પવિત્ર જ્વાળાઓથી નાશિકનું આકાશ આચ્છાદિત અને સુગંધિત થઇ રહ્યું હતું અને ત્યાંના આશ્રમો બ્રહ્મચારીઓના વેદધ્વનિથી ગુંજી રહ્યા હતા, એજ કારણને લીધે એ સમયમાં નાશિકને લોકો દક્ષિણનું કાશી ગણતા હતા.

એ સમયમાં નાશિક ક્ષેત્રમાં પંડિતસ્વામી પણ વિરાજમાન હતા. પંડિતસ્વામી તેજ પ્રસિદ્ધ યતિરાજ ગૌડસ્વામી છે, જેમના ચરિત્રનું આપણે આગળ અવલોકન કરી ગયા છીએ. વિશુદ્ધાનંદ, વિશ્વરૂપાનંદ આદિ અનેક વિદ્વાન એમનાજ શિષ્ય થયા હતા. એમનું ગુરુએ પાડેલું નામ સ્વામી "તારક બ્રહ્માનંદ સરસ્વતી" હતું, પણ એ સમયે દક્ષિણ દેશના સંન્યાસીઓમાં એમના જેવો વિદ્વાન પંડિત બીજો નહિ હોવાથી લોકો એમને આદરપૂર્વક પંડિતસ્વામીના નામથી સંબોધન કરતા હતા. પ્રારંભમાં સ્વામી વિશુદ્ધાનંદજી એમની પાસે ન ભણતાં નાશિકના એક વિદ્વાન ગૃહસ્થ પાસે વિધિપૂર્વક બ્રહ્મચર્ય ધારણ કરીને વેદ ભણવા લાગ્યા હતા. ત્રણ વર્ષ સુધી નાશિકમાં નિવાસ કરીને તેમણે સંહિતા આદિ કંઠસ્થ કરીને, વ્યાકરણના અભ્યાસમાં ચિત્ત પરોવ્યું. એ વખતની વિદ્યાભ્યાસની પદ્ધતિ પણ સ્વામી વિશુદ્ધાનંદજીના મહાન વિદ્વાન બનવામાં મોટી મદદરૂપ થઈ પડી.

બ્રહ્મચારી બંસીધરજીને સૌથી પ્રથમ અવધૂત મહાત્માના ઉપદેશથી વિદ્યાધ્યયનમાં પ્રવૃત્તિ થઈ હતી. વિદ્યા–ઉપાર્જન કરવાનો ઉદ્દેશ શાંતિ હતો. વિદ્યા ભણીને ધન પ્રાપ્ત કરવાનો વિચાર તો એમણે સ્વપ્નમાં પણ કર્યો નહોતો. વિદ્યાદ્વારા એ કેવળ અનંત શાંતિ પ્રાપ્ત કરવા માગતા હતા.

સ્વામીજીએ જ્યારે સંહિતાને કંઠાગ્ર કરી લીધી, ત્યારે એમના સ્વરપૂર્વક વેદપાઠના શ્રવણથી શ્રોતાજનો ઘણા પ્રસન્ન થતા; એટલુંજ નહિ પણ એમના આત્માને પણ પરમ તૃપ્તિ પ્રાપ્ત થતી અને એ ઇચ્છા કરતા કે, એવો પણ એક શુભ દિન આવશે કે જ્યારે હું વેદમંત્રોનો અર્થ પણ સમજી શકીશ.

એ અરસામાં બંસીધરજીએ અષ્ટાધ્યાયી અને અમરકોષને પણ કંઠસ્થ કરી મૂક્યાં હતાં. કોઇ મોટા પંડિત પાસે વ્યાકરણશાસ્ત્ર ભણવાની એમને અભિલાષા હતી. જો કે દક્ષિણમાં વૈયાકરણ પંડિતોનો અભાવ નહોતો, તોપણ દક્ષિણ દેશ કરતાં ઉત્તર હિંદુસ્તાનમાં એ વખતે સારા વૈયાકરણીઓ રહેતા હતા. કેટલાક સારા દક્ષિણી પંડિતો પણ કાશીવાસ નિમિત્તે ઉત્તર હિંદુસ્તાનમાંજ રહેતા હતા. એ કારણથી ઈ. ૧૮૪૨ માં બંસીધરે કાશીયાત્રા કરવાનો સંકલ્પ કર્યો અને પોતાના સહાધ્યાયીઓને જણાવ્યું કે, તમારામાંથી કોઇને આવવું હોય તો મારી સાથે ચાલો. પરંતુ કોઈ પણ વિદ્યાર્થી તેમની સાથે જવા તૈયાર થયો નહિ; બલકે ઘણાઓએ તેમના ઉત્સાહને તોડી પાડવાનો યત્ન કર્યો. બંસીધરજી એક દિવસ એકાંત સ્થળમાં બેસીને કાશી જવું કે ન જવું એ સંબંધી ચિંતા કરી રહ્યા હતા, એવામાં અકસ્માત્ 'હર હર મહાદેવ'નો શબ્દ તેમના સાંભળવામાં આવ્યો. એમના ભક્તિપૂર્ણ હૃદયેજ સ્વર પારખીને જાણી લીધું કે, આ સ્વર મારા પૂર્વ પરિચિત પરમહંસજીનો મધુર શબ્દ છે. એ તરતજ આનંદપૂર્વક પરમહંસજીની પાસે ગયા. પરમહંસે પણ દેખતાં વારજ તેમને ઓળખી લીધા. પરમહંસજીને

જ્યારે ખબર પડી કે બંસીધર બીજા વિદ્યાર્થીઓના સંગાથની ખાતરજ કાશી જવાનું મુલતવી રાખે છે, ત્યારે તેમણે મૃદુ હાસ્ય-પૂર્વક કહ્યું: "બેટા! એકલા આવ્યા છીએ અને એકલા જઇશું. તો પછી સંગાથ કોનો જોઇએ? જે કાંઈ કરવું હોય તે કર, હવે અહીં વધારે વાર થોભવું ઉચિત નથી."

પરમહંસ સ્વામી જે પ્રમાણે 'હર હર મહાદેવ' બોલતા બોલતા આવ્યા હતા, તેજ પ્રમાણે ઉચ્ચાર કરતા કરતા પાછા ચાલ્યા ગયા. પરમહંસજી કોણ છે, કયા સંપ્રદાયના છે, તેમનું નામ શું છે, એ બધું જાણવાની વિશુદ્ધાનંદજીને ઘણી ઇચ્છા હતી; પણ પરમહંસજીનું ગમન એટલી ઝડપથી થયું કે તેમની એ ઇચ્છા મનમાં ને મનમાંજ રહી ગઈ.

વિશુદ્ધાનંદજીએ હવે નાશિક છોડવાનો દૃઢ સંકલ્પ કર્યો અને કેટલાક યાત્રાળુઓ ઔરંગાબાદ જતા હતા તેમની સંગાથે પોતે પણ પ્રયાણ કર્યું. થોડે દૂર ગયા પછી એ યાત્રાળુઓને વિશુદ્ધાનંદજી ઉપર શક ગયો કે રખે આ કોઇ ઠગનો ભેદુ તો નહિ હોય. એવી આશંકાથી તેમણે વિશુદ્ધાનંદજીને પોતાની સાથે આવવાની મના કરી અને જણાવ્યું કે, "અમારી મરજી વિરુદ્ધ આવીશ તો તારાં હાડકાં ખોખરાં કરી નાખીશું."

યાત્રાળુઓએ આ પ્રમાણે ધમકી બતાવ્યાથી સ્વામીજી ઇલોરાની ગુફાની પાસેના 'રોજા' નામના ગામ આગળથી તેમનો સંગાથ છોડી દઇને એકલાજ જવા લાગ્યા. ઇલોરાથી દોલતાબાદ જતાં રસ્તામાં તેમનું શરીર બગડી આવ્યું. જ્વર ઘણા જોરથી ચડી આવ્યો અને દસ્ત પણ ઉપરાઉપરી થવા લાગ્યા. સ્વામીજીએ લોથપોથ થઇ જઇને બૌદ્ધમંદિરના એક ભાંગ્યાતૂટ્યા ખંડેરમાં આશ્રય લીધો અને એ સ્થાનમાં ત્રણ દિવસ સુધી ભૂખ્યાતરસ્યા અચેતન દશામાં પડ્યા રહ્યા. ત્રીજે દિવસે જ્યારે એમને શુદ્ધિ આવી, ત્યારે પાસેના નાળામાંથી પાણી પી આવ્યા અને પાછા

પોતાની ગુફામાં જઇને સૂઈ રહ્યા. તૃષા તો આ પ્રમાણે નિવારણ થઇ જતી હતી, પણ ક્ષુધા નિવારણનો કોઈ ઉપાય નહોતો.

એક દિવસ સંધ્યાકાળે બે હિંદુ વટેમાર્ગુ તેમની પાસે આવ્યા. દેખાવમાં એ ભોળા અને બીકણ જણાતા હતા, પણ ખરું જોતાં પક્કા ઠગ હતા. એ વખતે હિંદુસ્તાનમાં ઠગ લોકોનું ઘણુંજ જોર હતું. એ બે વટેમાર્ગુઓએ ત્યાં આગળ રસોઈ કરી અને એમાંથી થોડીક મીઠાઇ સ્વામીજીને પણ આપી. સ્વામીજીને ભૂખ એટલી બધી લાગી હતી કે, આગળપાછળનો જરા પણ વિચાર કર્યા વગર એ મીઠાઇ સત્વર ખાઇ ગયા. એ વખતે એમને ખબર નહોતી કે આ મીઠાઇમાં વિષ મેળવેલું છે. ઠગ લોકોને મનમાં એવો વહેમ ભરાયો હતો કે આ કોઇ બ્રહ્મચારી નથી, પણ અમારા ત્રાસથી બચવા માટે આવા વેશમાં પ્રવાસ કરનાર કોઇ શેઠિયો, અથવા શેઠિયાનો દૂત છે, એનાં પુસ્તકોની વચમાં જરૂર કાંઇ ધન સંતાડેલું હશે.

ઠગ લોકોએ આપેલા વિષની અસર સ્વામીજીના શરીર ઉપર ઘણી જલદી થઈ. શ્વાસ રૂંધાવા લાગ્યો, કંઠ સુકાવા લાગ્યો અને નેત્ર બંધ થઇ ગયાં. વિષની અસર થયેલી જોઇને પાપીઓએ સ્વામીજીના હાથપગ દોરડાથી મજબૂત બાંધી દીધા તથા મોંમાં ડૂચો માર્યો અને પુસ્તક, વસ્ત્ર વગેરે ઉપાડીને ચાલતા થયા. નિઃસંદેહ સ્વામીજીની પોટલીમાં ધન તો અવશ્ય હતું, પણ એ ધન એવું નહોતું કે જેને ચોર કે ઠગ ચોરી જઈ શકે. એ તો વિદ્યારૂપી અમૂલ્ય ધન હતું, કે જેનો ઉપભોગ કેવળ યોગ્ય અધિકારી મનુષ્યજ કરી શકે છે.

ઠગ લોકો તો પોતાના મનથી સ્વામીજીને મારીને ચાલ્યા ગયા પણ વિધાતાની લીલા વિચિત્ર છે. સ્વામીજીને જ્યારે ભાન આવ્યું ત્યારે તે એક સુંદર ઘરમાં કોમળ શય્યા ઉપર પોઢેલા હતા. આ ફેરફાર કેવી રીતે થયો તે એમનાથી કળી શકાયું નહિ. એ વિચા-

રવા લાગ્યા કે આ તે સ્વપ્ન છે કે મગજની નબળાઇનું પરિણામ છે? પરંતુ આસપાસ નજર નાખતાં તેમણે બે પુરુષોને પોતાની પથારીની પાસે બેઠેલા જોયા. એક યુવક હતો અને બીજો વૃદ્ધ હતો. યુવકનો વેશ સૈનિકના જેવો અને વૃદ્ધનો પંડિતના જેવો હતો. સ્વામીજીએ નમ્રતાપૂર્વક એ બે પુરુષોને પૂછ્યું, "હું ક્યાં છું? અહીંયાં મને કોણ લાવ્યું? આપ કોણ છો?"

યુવકે ઘણા પ્રેમ અને આનંદપૂર્વક કહ્યું: "આપ દૌલતાબાદમાં છો અને આ અમારું મકાન છે. હું અહીંનો પટેલ છું અને આ વૃદ્ધ પુરુષ અમારા વૈદ્યરાજ છે. આજ ત્રણ દિવસ ઉપર ઇલોરાના રસ્તામાં ધાડ પડી હતી. અડધી રાતનો સમય હતો. ધાડપાડુઓ મુસાફરોનો સરસામાન લૂંટી લઇને આજુબાજુ સંતાઈ ગયા. એ ખબર પહોંચતાં વાર અહીંના અમલદારે થોડાક સિપાઇઓ સાથે લઇને એ ધાડપાડુઓની પૂંઠ લેવાનો મને હુકમ આપ્યો. હું તરતજ એમની શોધમાં નીકળ્યો. ધાડપાડુ લોકો ઘણુંખરું છાપો માર્યા પછી ખંડેરોમાં સંતાઈ જાય છે, એવી ધારણાથી તમે જે ખંડેરમાં પડ્યા હતા ત્યાં હું ગયો. એ વખતે મેં બે જણાને હાથમાં પોટલાં લઇને નાસી જતા જોયા. મેં એમને ધાંટો પાડીને કહ્યું કે, જાન બચાવવા માગતા હો તો ઊભા રહો અને સરસામાન મૂકી દો. પણ એમણે મારા કહ્યાની જરા પણ પરવા ન કરી. લાચાર થઇને મેં તથા મારા સિપાઈઓએ ગોળી ચલાવી અને તેમની જિંદગીનો અંત આણ્યો. મરતી વખતે તેમનામાંના એક ઠગે મને કહ્યું કે, "આ ખંડેરમાં એક બ્રહ્મચારી પડ્યો છે તેને બચાવો, અમે તેને ઝેર ખવરાવ્યું છે." એટલું કહેતાં કહેતામાં તેનો પ્રાણ ચાલ્યો ગયો. હું ઝટપટ ખંડેરમાં ગયો તો આપને તરફડિયાં મારતા જોયા. અમને એ વખતે આશા નહોતી કે આપ બચશો! કારણ કે મરણ વખતે જે જે ચિહ્‌ન મનુષ્યના

શરીરમાં જોવામાં આવે છે, એ બધાં આપનામાં થવા આવ્યાં હતાં. તોપણ પરમેશ્વર ઉપર ભરોંસો રાખીને અમે આપને અહીં આગળ લાવ્યા અને આ વૈદ્યરાજ પાસે ઇલાજ કરાવ્યો. એમણે આપની દવા કરવામાં તન, મન, ધનથી યત્ન કર્યો છે. ઝેરની અસર બિલકુલ કાઢી નાખવા સારુ કેટલીક વખત આપને ઊલટી તથા ઝાડા કરાવ્યા છે. આજ અમને ખાતરી થઇ થઇ છે કે વૈદ્યરાજની મહેનત નિષ્ફળ નહિ જાય. એક બ્રાહ્મણ બ્રહ્મચારીના પ્રાણનું રક્ષણ અમારા હાથે થયું એથી અમને ઘણો આનંદ થયો છે. આપનાં વસ્ત્ર તથા પુસ્તકો આ ઘરમાંજ છે. હવે આપ આ ઘરને પોતાનુંજ ગણીને બધી ચિંતાઓમાંથી મુક્ત થાઓ."

સ્વામીજીના આ પ્રાણરક્ષકનું નામ ગંગાધરરાવ હતું. એ સ્વધર્મનિષ્ઠ પુરુષને ગૌબ્રાહ્મણની સેવા કરવાનો ઘણો શોખ હતો; એની ઉંમર ફક્ત ત્રીસ વર્ષની હતી. એની સ્ત્રી એક પુત્ર અને એક કન્યા છોડીને મરણ પામી હતી, પણ સંતાનવત્સલ ગંગાધરરાવે બીજી વાર લગ્ન કર્યું નહોતું. ગંગાધરરાવને ત્યાં સ્વામીજી પૂરા બે મહિના રહ્યા. જીવનરક્ષાના પ્રત્યુપકારરૂપે કહો કે આશ્રયદાતા પ્રતિ કૃતજ્ઞતા બતાવવા ખાતર કહો, અથવા મનુષ્ય સ્વભાવમાં સાધારણ રીતે રહેલા પરસ્પર પ્રેમને લીધે કહો; ગમે તેમ કહો પણ એટલું તો ખરુંજ કે સ્વામી વિશુદ્ધાનંદ દૌલતાબાદ આવીને મોહજાળમાં ફસાઈ ગયા. જોકે શરીર સારું થયા પછી પોતે માધુકરી વૃત્તિથી ઉદરપોષણ કરતા હતા અને બ્રહ્મચર્યના નિયમનો ભંગ કર્યો નહોતો, તો પણ કર્તવ્યપરાયણતામાં શિથિલતા આવી ગઇ હતી. એક દિવસ સાયંકાળે પોતે કથા વાંચી રહ્યા હતા. આખા દિવસનો થાકેલો ગંગાધરરાવ પોતાની માતા અને સંતાનની સાથે એ કથા સાંભળીને થાક ઉતારી રહ્યો હતો; રાજર્ષિ ભરતનું ઉપાખ્યાન ચાલી રહ્યું હતું. ચક્રવર્તી મહારાજા

ભરત, જેમના નામ ઉપરથી આપણો દેશ ભરતખંડ કહેવાય છે, તે પોતાના સમૃદ્ધિવાન રાજપાટ, તથા પુત્રપુત્રાદિનો ત્યાગ કરીને દયાવશ એક હરણીનું બચ્ચું પાળવાથી કેવી રીતે તપોભ્રષ્ટ થયા હતા એ વિષય ચાલી રહ્યો હતો, સ્વામીજી એ વ્યાખ્યાનને પ્રીતિપૂર્વક સંભળાવી રહ્યા હતા એવામાં એ કથાએ એકાએક તેમના હૃદય ઉપર અસર કરી અને તેમની મોહનિદ્રા ઊડી ગઈ.

હવે એમને ખબર પડી કે, જે દશા ભરતની થઇ હતી તેજ દશા પોતાની થઇ રહી છે. ભરત રાજ્ય અને પુત્ર–કલત્રને છોડીને મૃગબાલના સ્નેહમાં ફસાયા હતા, તેમ પોતે પણ બાપના કરતાં પણ અધિક વહાલા મામામામીના કુટુંબનો ત્યાગ કરીને અહીંયાં નવું કુટુંબ વસાવી રહ્યા છે. એમણે પોતાના મનને ઠપકો દઇને કહ્યું: “ સંસારીઓની સાથે રહેવું હતું તો પછી મામાને ત્યાં શું દુઃખ હતું ? નાહક આટલી બધી તસ્દી વેઠી.”

કથા પૂરી થયા પછી એમણે પોતાનો મનોભાવ ગંગાધરરાવ આગળ પ્રગટ કર્યો અને દૌલતાબાદમાંથી ચાલ્યા જવાની રજા માગી. સ્વામીજીને જવાને માટે ઉત્સુક જોઈને ધર્માત્મા ગંગાધરરાવને ઘણું દુઃખ થયું, તોપણ તેણે એમની યાત્રામાં કાંઈ વિઘ્ન નાખ્યું નહિ. તેણે સ્વામીજીની યાત્રાનો સામાન તૈયાર કરાવ્યો. થોડુંઘણું ધન પણ આપવા માંડયું પણ સ્વામીજીએ આગ્રહપૂર્વક ના કહી. ગંગાધરરાવે લાચાર થઇને શીત નિવારણને વાસ્તે એક ગોદડી અને પ્રવાસમાં બેસવા સારુ એક ટટ્ટુ આપીને સ્વામીજીને વિદાય કર્યા. જતી વખતે ગંગાધરરાવ થોડે સુધી વળાવવા ગયા અને વિદાય માગતી વખતે એક પત્ર સ્વામીજીના હાથમાં આપીને કહ્યું: “આપને કોઇ વસ્તુની આવશ્યકતા પડે, ત્યારે આ પત્ર ઉઘાડીને વાંચશો, એથી આપની અભિલાષા પૂર્ણ થશે.” સ્વામીજીએ એ પત્રને ભલામણનો કાગળ સમજીને વગર વાંચ્યેજ પોતાની પાસે

રાખી મૂકચો. સ્વામીજીને એ વખતે ખબર નહોતી કે, આ ગોદડીમાં ગંગાધરરાવે સોનામહોરો સંતાડી રાખી છે.

દોલતાબાદથી સ્વામીજી ઓંકારનાથ પહોંચ્યા. ઓંકારનાથનું તીર્થ મહાદેવજીનાં બાર જ્યોતિર્લિંગોમાંનું એક છે. એ સ્થાન પવિત્ર નર્મદા નદીના દક્ષિણ કિનારા ઉપર આવ્યું છે. ઘણું રમ્ય અને સોહામણું છે. ત્યાં હોલકરનું રાજ્ય છે. એ દિવસોમાં અનેક સાધુ–સંન્યાસી ત્યાં જઇને શિવજીની આરાધના કરતા હતા. ત્યાં આગળ એક દરિદ્ર કાન્યકુબ્જ બ્રાહ્મણ જેની ઉંમર એંશી વર્ષથી ઓછી નહિ હોય, તે ઘણા ઊંચા અને મધુરસ્વરે दारिद्र्यदुःखदहनाय नमः शिवाय એ સ્તોત્રનો મંદિરની સામે પાઠ કરતો નિત્ય સ્વામીજીના દીઠામાં આવતો. પૂછપરછ કરતાં માલૂમ પડયું કે એને ચાર કુંવારી કન્યાઓ છે અને કાન્યકુબ્જ બ્રાહ્મણોમાં કન્યાદાનની સાથે પુષ્કળ ધન આપવાનો રિવાજ હોવાથી આ દુઃખી બ્રાહ્મણ મહેશ્વરના દરબારમાં પોકારવા આવ્યો છે.

સ્વામી વિશુદ્ધાનંદને આ દીન બ્રાહ્મણ ઉપર ઘણીજ દયા આવી અને ગંગાધરરાવે આપેલો પત્ર એને મદદ કરવામાં ઉપયોગી થઇ પડે તો એ દ્વારા એને સહાય કરવાનો સંકલ્પ કર્યો. એ પત્ર ફોડીને વાંચ્યો તો એમાં લખ્યું હતું કે, “ આપ જેવા સત્પાત્ર બ્રાહ્મણ અમારે ઘેરથી ખાલી હાથે જાય એ ઠીક નહિ જણાયાથી, આપની આજ્ઞા લીધા વગરજ થોડીક અશરફીઓ મેં આપની ગોદડીમાં સંતાડી રાખી છે. જ્યાં જ્યાં જાડો દોરો દીધો છે અને થીંગડાં મારેલાં છે, ત્યાં ત્યાં અશરફીઓ છે. આશા છે કે એ કોઇ દિવસ આપને કામ લાગશે. ”

આ પત્ર વાંચ્યાથી સ્વામીજીના હર્ષનો પાર રહ્યો નહિ. એમણે ગોદડી ઉકેલી નાખી તો સોનામહોરનો ઢગલો થઇ ગયો. એ બધી અશરફીઓ લઇને એ ચૂપચાપ દરિદ્ર બ્રાહ્મણની પાસે ગયા. બ્રાહ્મણે

પ્રથમ એ ધનને ચોરીનો માલ ગણીને લેવાને ના કહી, પણ વિશુદ્ધાનંદજીએ ઘણોજ આગ્રહ કર્યાથી મહેશ્વરની કૃપાનું ફળ ગણીને આદરપૂર્વક તેનો સ્વીકાર કર્યો.

ઓંકારનાથજીથી સ્વામીજી ઉજ્જન આવ્યા. ત્યાં એમણે સાંભળ્યું કે મહાકાલેશ્વર મંદિરમાં શિવપંચાક્ષર મંત્રનો જપ કર્યાથી સર્વ પ્રકારની કામના પૂર્ણ થાય છે. સ્વામીજીને વિદ્યા પ્રાપ્ત કરવાની ધૂન લાગી હતી, એટલે તેમણે વિધિપૂર્વક એ મંત્રનો જપ કરવાનો આરંભ કર્યો. જ્યાંસુધી એ જપ થયો ત્યાંસુધી એ ભિક્ષા માગવા પણ કહીં જતા નહિ. એક મારવાડી એમના સ્થાન ઉપર આવીને બે મૂઠી ચણા નાખી જતો, તે ખાઇને નિર્વાહ કરતા.

ઉજ્જનથી ઇંદોરને રસ્તે ગ્વાલિયર પહોંચ્યા. ગ્વાલિયર સિંધિયા મહારાજાની રાજધાની છે અને શહેર સુંદર છે. એ વખતે મોટા મોટા પંડિતો એ રાજધાનીની શોભામાં વૃદ્ધિ કરી રહ્યા હતા. સિંધિયા સરકાર એમનો ઘણો આદરસત્કાર કરતા હતા. સ્વામીજીએ સાંભળ્યું હતું કે, ગ્વાલિયરમાં શાસ્ત્રનો વિદ્યાભ્યાસ સારો થાય છે. એજ ઉદ્દેશથી એ ગ્વાલિયર ગયા હતા; પણ એમને ખબર નહોતી કે એ વખતમાં ગ્વાલિયર જવું એ જાણીજોઇને વિપત્તિ વહોરી લેવા જેવું હતું.

સન ૧૮૪૩ માં જુનકુજીરાવ સિંધિયાનું મૃત્યુ થયું. તેને કાંઇ સંતાન નહોતું. રાણી તારાબાઈ જે એ સમયે તેરચૌદ વર્ષની ઉંમરની હતી, તેણે પોતાના કુટુંબના એક આઠ વર્ષના બાળક જિયાજીરાવને દત્તક લઇને પોતાના સ્વામીની ગાદી ઉપર બેસાડી દીધો. રેસિડેન્ટની સંમતિથી મહારાજાના મામાસાહેબ રાજકારભાર ચલાવવા લાગ્યા. આ વાત તેજસ્વી દાદા ખાસગીવાળાથી સાંખી શકાઈ નહિ. એણે રાણીની સાથે મળી જઇને મામાસાહેબને કઢાવી મૂકીને બધી સત્તા પોતાના હાથમાં લીધી. રેસિડેન્ટ સાહેબે મામલો બગડતો જોઇને પોતાનો મુકામ ધોલપુરમાં કર્યો.

એવામાં સિંધિયાની સેનામાં ફાટફૂટ થઈ. કેટલાક દાદા ખાસગીવાળાના અને કેટલાક બાપુ સિતોલિયાના સહાયક બન્યા. પરસ્પર યુદ્ધ થયું. એકબીજાના આદમીઓને શક ઉપરથી કેદ કરવા માંડ્યા. એ સમયે સ્વામી વિશુદ્ધાનંદજી બાપુ સિતૌલિયાના એક સ્નેહી સરદારને ત્યાં, કોઈ પંડિતની સાથે ઊતર્યા હતા. દાદા ખાસગીવાળાના માણુસોએ રાતે એ ઘર ઉપર હુમલો કર્યો. સરદાર માર્યો ગયો, ઘરબાર લૂંટાઈ ગયાં અને કેટલાક માણુસો સાથે સ્વામીજી પણ કેદ પકડાયા.

બુદ્ધિમતી રાણી તારાબાઇએ જોયું કે, પરસ્પર યુદ્ધથી સેના અને રાજ્યનો વિનાશ થશે. એણે યુદ્ધ બંધ કરવાની આજ્ઞા આપી. દાદા ખાસગીવાળાને કેદ કરીને આગ્રા મોકલી આપ્યો અને બાપુ સિતૌલિયા દીવાન થયો. એને જ્યારે પોતાના મિત્રના માર્યા ગયાની તથા તેના નોકરો અને આશ્રિતો કેદ પકડાયાની ખબર પડી, ત્યારે એણે તરતજ તેમને છોડી મૂકવાની આજ્ઞા આપી. આ રીતે સ્વામીજીનો છુટકારો થયો.

સ્વામીજીની સાથે સિતૌલિયાનો વિશેષ પરિચય થઈ ગયો હતો. પંડિત રામકૃષ્ણ શાસ્ત્રી, જેમની સાથે સ્વામીજી કેદ પકડાયા હતા અને બાપુ સિતૌલિયાના સ્વર્ગસ્થ મિત્રના ઘણા કૃપાપાત્ર હતા, તેમણેજ એ પરિચય કરાવી આપ્યો હતો. ગ્વાલિયરમાં યુદ્ધની તૈયારીઓ જોઇને એમણે ત્યાંથી જવાની વિદાય માગી. બાપુ સિતૌલિયાએ ગ્વાલિયરમાં રહેવાનો ઘણો આગ્રહ કર્યો; પણ સ્વામીજીની ઇચ્છા આગળ જવાની હોવાથી, લાચારીએ વસ્ત્રાલંકાર આદિથી સંમાનિત કરીને વિદાય આપી.

ગ્વાલિયરથી બીઠુર તરફ જતી વેળા રસ્તામાં અંગ્રેજ સરકારની ફોજે તેમને સિંધિયાના ગુપ્તચર ધારીને કેદ પકડ્યા. એમણે ઘણુંએ કહ્યું કે અમે નિરપરાધી છીએ, પણ અમલદારોને એમના

ઉપર વિશ્વાસ ન આવ્યો. એમને એવો શક હતો કે આ બે જણા ગ્વાલિયર તરફથી બાજીરાવને ખબર પહોંચાડે છે. આખરે સિંધિયાની ફોજ મહારાજપુર અને પનિયરના યુદ્ધમાં પરાસ્ત થઇ અને અંગ્રેજ સરકારની સાથે નવી સંધિ થઈ, ત્યારે સ્વામીજી અને તેમના સાથી પંડિતજીનો છુટકારો થયો. ફરીથી રખે એ પ્રમાણે કોઇ શક ઉપરથી પકડી ન લે એટલા સારુ તેમણે અંગ્રેજ સેનાનાયક પાસેથી ભલામણનો પત્ર લઇ લીધો. આ આપત્તિઓ સમયે પંડિતજીનું ધૈર્ય ચાલ્યું જતું હતું. એ ઘરબાર અને સગાંસંબંધીઓને સંભારીને રુદન કર્યા કરતા હતા, પણ વિશુદ્ધાનંદજીનું ચિત્ત જરા પણ ચલિત થયું નહોતું. એ તો પહેલાંની માફકજ ધર્મશાસ્ત્ર અને તત્ત્વજ્ઞાનની વાતો કર્યા કરતા અને નિશ્ચિંત મને સૂઈ રહેતા.

જે સમયનું અમે વર્ણન કરીએ છીએ તે સમયના બીઠુરમાં અને આજના બીઠુરમાં ઘણું અંતર છે. હાલ બીઠુર સૂમસામ છે. પણ એ વખતે એ સુંદર સોહામણું નગર વારાણસીનું પ્રતિસ્પર્ધી થઈ રહ્યું હતું. ઇ. સ. ૧૮૧૮ માં પ્રસિદ્ધ મહારાષ્ટ્ર નરેશ બાજીરાવ પેશવા અંગ્રેજોથી પરાજિત થઇને, સ્વદેશ અને સ્વરાજ્ય ગુમાવીને આઠ લાખનું પેન્શન લઈને બીઠુરમાં આવી રહ્યો હતો. એ વખતે એની પાસે મોટી સેના નહોતી એ વાત ખરી, પણ તેની વિદ્વાન વિપ્રમંડળી એ સમયે પણ તેની સાથે હતી. હજારો વિદ્વાન બ્રાહ્મણો એ સમયે બાજીરાવના આશ્રય નીચે શાસ્ત્રચર્ચા કરી રહ્યા હતા. બીઠુર એ સમયે વેદના સુમધુર ધ્વનિથી ગુંજી રહ્યું હતું. દૂર દેશાવરથી આવેલા પંડિતો પોતાની વિદ્યાનો ચમત્કાર બતાવીને ઉદાર બાજીરાવ પાસેથી યોગ્ય પુરસ્કાર પ્રાપ્ત કરતા હતા.

એ સમયમાં બીઠુરમાં પંડિત રાઘવેન્દ્રાચાર્ય નામના વૈષ્ણવ સંપ્રદાયના એક વિદ્વાન બિરાજતા હતા. પંડિત રાઘવેન્દ્રાચાર્ય વ્યાકરણ શાસ્ત્રમાં એક્કા હતા. પેશવાને ત્યાંથી એમને વર્ષાસન

મળતું હતું, એટલે ઉદરનિર્વાહને માટે ફિકર નહોતી. એ જેટલા વિદ્વાન હતા તેટલાજ સદાચારી પણ હતા. વ્યાકરણ શાસ્ત્રમાં એમણે ઘણો સુધારો કર્યો હતો. નાગેશ ભટ્ટના અત્યુત્તમ ગ્રંથ 'પરિભાષેંદુ શેખર'ની એમણે કરેલી ટીકા એ વખતે ઘણી પ્રશંસા પામી હતી. એમનો આશ્રમ જોઇને એવો ભાસ થતો હતો કે, જાણે વાલ્મિકી અને પાણિનિના પુણ્ય અને શ્રમનું ફળ અત્યારે પ્રગટ થઇ રહ્યું છે.

પંડિત રામકૃષ્ણ શાસ્ત્રી સ્વામી વિશુદ્ધાનંદજીને લઇને પોતાના જૂના મિત્ર રાઘવેન્દ્રાચાર્યજીના આશ્રમમાં પહોંચ્યા અને પરસ્પર કુશળ સમાચાર પૂછ્યા, બાદ શાસ્ત્રીજીએ હસીને કહ્યું કે, " આજ આપને ભેટ કરવા સારુ હું આ વિદ્યાર્થી લાવ્યો છું. એને આપ સાધારણ વિદ્યાર્થી ન સમજશો, એ ઘણો ચંચળ પુરુષ છે. મને તો લાગે છે કે તપસ્વી વિશ્વામિત્રની શસ્ત્રવિદ્યાએ દશરથકુમારની પાસે જવાથી જેવું ફળ પ્રગટાવ્યું હતું તેવુંજ પરિણામ આપની સંસ્કૃત વિદ્યા આ વિદ્યાર્થીદ્વારા પ્રકટાવશે."

આચાર્યે સ્મિતપૂર્વક ઉત્તર આપ્યો: " હા ! એમાં આશ્ચર્ય શું છે ? વિશ્વામિત્રે જે પ્રકારે દશરથકુમારનો પોતાના આરાધ્ય તરીકે સ્વીકાર કર્યો હતો, તેવીજ રીતે હું પણ એમનો સ્વીકાર કરું છું અને સંભવ છે કે હું પણ એજ પ્રમાણે કૃતાર્થ થઇશ."

પંડિત રામકૃષ્ણ, સ્વામી વિશુદ્ધાનંદજીને અનેક પ્રકારની શિખામણો આપીને, આશ્રમમાં મૂકીને ચાલ્યા ગયા. રાઘવેન્દ્રાચાર્યજીએ ખરા દિલથી એમને ભણાવવું શરૂ કર્યું અને સ્વામીજીએ પણ એકાગ્રતાથી વિદ્યાભ્યાસ કરવા માંડ્યો. એનું પરિણામ એ થયું કે ત્રણ વર્ષમાં સિદ્ધાંત કૌમુદી, મનોરમા, શબ્દેંદુશેખર, પરિભાષેંદુશેખર અને મહાભાષ્ય જેવા વ્યાકરણના ગ્રંથ એમને સારી પેઠે આવડી ગયા.

બાલ્યાવસ્થાથીજ વિશુદ્ધાનંદજી ગુરુભક્તિ કરતાં શીખ્યા હતા. એક દિવસ પંડિત રાઘવેન્દ્રાચાર્ય પોતાના શિષ્યોની સાથે ગંગાના કિનારા ઉપર સંધ્યોપાસના કરી રહ્યા હતા. ચોમાસાના દિવસ હતા. ગંગામાં પૂર આવી રહ્યું હતું. અકસ્માત્ એક વિદ્યાર્થીનો પગ ખસી ગયો અને જોતજોતામાં એ ગંગાના પ્રવાહમાં તણાવા લાગ્યો. ડૂબતી વખતે એ બૂમ પાડી ઊઠયોઃ "ગુરુજી! બચાવો! હું ડૂબી મૂઓ!" ગુરુજી પણ ગભરાઈ ગયા. શું કરવું એ તેમને સમજાયું નહિ. તેમણે પોતાની પાસે બેઠેલા વિદ્યાર્થીઓને કહ્યું: "જુઓ, એ ડૂબી ન જાય." ગુરુવચન સાંભળતાંવારજ એક વિદ્યાર્થી કૂદી પડયો અને પોતાના ગુરુબંધુને બચાવવા ગંગાના પ્રવાહમાં તણાવા લાગ્યો. જોતજોતામાં બન્ને વિદ્યાર્થી અદૃશ્ય થઇ ગયા. ગુરુજીએ એમની શોધમાં ગંગાના કિનારા ઉપર દૂર દૂર સુધી માણસો દોડાવ્યા પણ કાંઇ પત્તો લાગ્યો નહિ. ગુરુજીને પણ ઘણોજ શોક થયો; કારણ કે ગુરુની આજ્ઞા સાંભળતાં વારજ પોતાના પ્રાણને જોખમમાં નાખીને ગંગાના પ્રબળ પ્રવાહમાં ઝંપલાવનાર વિદ્યાર્થી બીજો કોઇ નહિ પણ આપણા ચરિત્રનાયક વિશુદ્ધાનંદજીજ હતા.

બીજે દહાડે પ્રાતઃકાળે પંડિતજી પોતાના આશ્રમમાં ઊંડા વિચારમાં ગરકાવ થઇને બેઠા હતા. તે સમયે અચાનક સ્વામી વિશુદ્ધાનંદજી પોતાના સહાધ્યાયી વિદ્યાર્થીને સાથે લઇને આવી પહોંચ્યા અને ગુરુચરણમાં નમસ્કાર કર્યા. સ્વામીજીએ એ વિદ્યાર્થીને બચાવવામાં ઘણો પરિશ્રમ અને બુદ્ધિ વાપર્યાં હતાં, તેથી એમનો વૃત્તાંત સાંભળીને ગુરુજીએ ઘણો ધન્યવાદ આપ્યો.

વ્યાકરણમાં પારંગત થયા પછી વિશુદ્ધાનંદજીને યોગનો અભ્યાસ કરવાની લાલસા ઉત્પન્ન થઇ. એ વિદ્યા ઉપાર્જન કરવા સારુ પોતે બીઠુરથી હરિદ્વાર ગયા. બીઠુરથી હરિદ્વાર પહોંચતાં એમને

ત્રણ ચાર માસ લાગ્યા હતા. હરિદ્વારની દક્ષિણમાં 'કનખલ' ગામ, જ્યાં આગળ દક્ષેશ્વર મહાદેવનું પ્રસિદ્ધ મંદિર છે અને જે ભગવતી દાક્ષાયણીના પવિત્ર ચરિત્રનું સ્મારક છે, ત્યાં આગળ સ્વામીજીએ નિવાસ કર્યો. કનખલમાં થોડા દિવસ રહીને પોતે બદરિકાશ્રમ પધાર્યા. ત્યાં આગળ અનેક પરમહંસ, યોગી તથા સંન્યાસીઓનાં દર્શન કર્યાં અને યોગ ભણવાની ઇચ્છા દર્શાવી. ત્યાં આગળ તેમને એક યોગીરાજનો મેળાપ થયો. એમણે કહ્યું કે 'જે મહાત્માઓ યોગાભ્યાસ કે આત્મજ્ઞાનથી નિષ્પાપી થઇને જ્ઞાની કહેવરાવવાના અધિકારી થયા હોય, તેમને સારુ બદરિકાશ્રમ છે. આરૂરુક્ષ અર્થાત્ જેઓ યોગના ઊંચા માર્ગ ઉપર ચઢવાની ઇચ્છા રાખે છે અને જિજ્ઞાસુ અર્થાત્ જેમને આત્મતત્ત્વ કે યોગશાસ્ત્ર ભણવાની ઇચ્છા છે, તેમણે નીચે હરિદ્વાર કે હૃષીકેશમાં જઇને પોતાનો અધિકાર પ્રાપ્ત કરવો જોઇએ.

બદરિકાશ્રમમાં ઘણી ટાઢ પડવાથી ઠંડીની મોસમમાં ત્યાં કોઈ રહેતું નથી. પંડાઓ ત્યાંથી ઊતરી આવીને દેવપ્રયાગ આદિ સ્થાનોમાં ચાલ્યા જાય છે અને બદરિકાશ્રમના મુખ્ય અધ્યક્ષ જેને રાવળ કહે છે તે, પોતાના દળ સાથે જ્યોષી મઠમાં આવી રહે છે. ત્યાં આગળ છ મહિના સુધી ભગવાન બદરીનારાયણનું પૂજન થાય છે.

યોગીરાજ સ્વામી વિશુદ્ધાનંદને પોતાની સાથે જ્યોષી મઠમાં લેતા આવ્યા હતા. યોગીરાજ પોતે જ્યોષી મઠની પાસેના વિષ્ણુપ્રયાગ નામક સ્થાનમાં એકાંતમાં રહેતા હતા. દિવસના એ સ્વામીજી પાસે આવી જતા અથવા તો સ્વામીજી એમની પાસે ચાલ્યા જતા; પરંતુ રાત્રે વિશુદ્ધાનંદજીને પોતાના સ્થાનમાં રહેવા દેતાનહોતા. સ્વામીજીએ એ યોગીરાજ પાસે યોગક્રિયા અને યોગ શાસ્ત્રનું રહસ્ય થોડા દિવસમાં શીખી લીધું.

હિમાલયનાં બધાં જોવાલાયક તીર્થસ્થાનોમાં જઈ આવ્યા પછી

સ્વામીજી હૃષીકેશમાં આવી વસ્યા. હૃષીકેશ એ દિવસોમાં ખરેખર તપોવન હતું. એ વખતના હૃષીકેશ સંબંધી વાત નીકળતાં સ્વામી વિશુદ્ધાનંદજી કહેતા હતા કે, "મહર્ષિઓના જે શાન્ત આશ્રમોનું વર્ણન આપણા ઇતિહાસપુરાણોમાં પ્રસિદ્ધ છે, તેનું અવિકલ ચિત્ર એ વખતનું હૃષીકેશ હતું. આજકાલની પેઠે એ સમયે ત્યાં સાધુઓના બંગલાઓ નહોતા. એ વખતે કોઈ સંન્યાસી પોતાની પાસે ધન રાખતો નહોતો, તેમજ કોઇના નામની હુંડીઓ ચાલતી નહોતી; છતાં પણ એ સમયના સંન્યાસીઓનું જીવન એવું અમૂલ્ય હતું કે, હાલના બધા સંન્યાસીઓ મળીને પણ એ વખતના એક સંન્યાસીની બરાબરી ન કરી શકે. આખી દુનિયાની સંપત્તિ એ તપસ્વીઓની દૃષ્ટિમાં તુચ્છ હતી. હૃષીકેશના દર્શનમાત્રથી અભિજ્ઞાન શાકુન્તલના દુષ્યન્તની પેઠે એ સમયે મુખમાંથી ઉદ્ગાર નીકળતા કે "शान्तमिदमाश्रमपदम् ।"

હૃષીકેશમાં સ્વામી વિશુદ્ધાનંદજીએ થોડા દિવસ રહીને સ્વામી ગોવિંદાશ્રમજી પાસે યોગવિદ્યા ને બ્રહ્મવિદ્યાનો અભ્યાસ કર્યો. સ્વામી ગોવિંદાશ્રમજી પૂરા વિરક્ત હતા. એમના ચારિત્ર્યની અસર વિશુદ્ધાનંદજી ઉપર ઘણી સારી થઇ હતી. સ્વામી વિશુદ્ધાનંદજી એ સમયે ઘણું ફર્યા કરતા હતા. કનખલ અને હૃષીકેશમાં અધિક રહેતા હતા. એમનો નિવાસ કનખલમાં દક્ષેશ્વરના મંદિરમાં, હરિદ્વારમાં બિલ્વકેશ્વરમાં અને હૃષીકેશમાં ગંગાકિનારાની ઝાડીમાં હતો.

એ વખતે એમનો વેશ પણ એવો હતો કે, એ અલમસ્ત સાધુ જેવા દેખાતા હતા. માથા ઉપર વાળ, એક હાથમાં સોટો અને બીજા હાથમાં કમંડલુ, ખભા ઉપર મૃગછાલા, બગલમાં પુસ્તક, તરુણ વય અને સુંદર શરીર, જોનારાઓના ચિત્તનું આકર્ષણ કરતાં હતાં. સ્વામી ગોવિંદાશ્રમજીએ એક દિવસ લાડમાં એમને "વીરભદ્ર" નામથી બોલાવ્યા હતા; ત્યારથી કેટલાક લોકો

એમને વીરભદ્ર બ્રહ્મચારીના નામથી પણ બોલાવતા હતા.

ઉત્તર દેશમાં એમણે ત્રણ વર્ષ સુધી વાસ કર્યો. એટલા સમયમાં એમણે અનેક તીર્થોની યાત્રા કરી અને અનેક સુયોગી અને સંન્યાસીઓના સમાગમમાં આવ્યા. કૃષ્ણુચાંદ્રાયણ આદિ વ્રત તથા ગાયત્રી આદિ મંત્રોના જપથી શરીર અને અંતઃકરણના દોષ દૂર કરવા પ્રયત્ન કર્યો. જ્યોષી મઠના યોગીરાજ પાસેથી જે વિદ્યા મેળવી હતી તે, નિરંતર સાધુઓના સહવાસમાં રહેવાથી વધતી ગઈ. એ પોતે કેટલાએ દિવસ સુધી સમાધિસ્થ થઇને ધ્યાનમાં પડ્યા રહેતા હતા. હઠયોગમાં તો એ નિપુણ થઇ ગયા હતા પણ રાજયોગનું એમને વિશેષ જ્ઞાન નહોતું.

સ્વામી ગોવિંદાશ્રમજીએ તેમને રાજયોગ ભણાવતી વખતે એક દિવસ નીચે પ્રમાણે ઉપદેશ આપ્યો હતોઃ—

"યોગશાસ્ત્રમાં તારો અત્યંત અનુરાગ જોઇને મારે કહેવું પડે છે કે, સંન્યાસીને માટે લૌકિક વિષયો જે પ્રમાણે વિષની પેઠે ત્યાગ કરવાલાયક છે તેજ પ્રમાણે યોગજ વિષયો પણ ત્યાજ્ય છે. જો તારી ઇચ્છા સંન્યાસગ્રહણ કરવાની હોય, તો તારે સ્મરણમાં રાખવું જોઇએ કે એક દિવસ યોગસિદ્ધિની દુર્વાસનાનો પણ પરિત્યાગ કરવો પડશે. વિશુદ્ધાનંદજીએ સંદેહપૂર્વક નિવેદન કર્યું", "મહારાજ! યોગ શું સંન્યાસને પ્રતિબંધક છે કે એક દિવસ યોગસિદ્ધિની વાસના પણ તજવી પડશે? શું યોગકામના પણ વિષયવાસનાની સમાન દુર્વાસના છે? જો એવુંજ છે તો પછી શાસ્ત્રોમાં યોગનું વિધાન શા સારુ છે?"

ગોવિંદાશ્રમઃ—હા વત્સ! યોગવાસના પણ એવીજ છે. શાસ્ત્રોએ અધિકાર મુજબ બધી વાતોનું વિધાન કર્યું છે. રાજયોગ એક પ્રકારે સંન્યાસીનો સહાયક બની શકે છે પણ હઠયોગ નહિ. સંન્યાસપ્રકરણમાં જ્યાં યોગની પ્રશંસા છે, ત્યાં રાજયોગ સમ-

જવો જોઈએ અને જ્યાં નિંદા હોય ત્યાં હઠયોગની નિંદા છે એમ માનવું જોઇએ.

વિશુદ્ધાનંદઃ–લૌકિક વિષયો તો પ્રત્યક્ષરૂપે મનુષ્યના અધઃ-પતનના હેતુરૂપ છે, પણ હઠયોગ પણ એવો છે એ વાત મારી મંદબુદ્ધિથી સમજી શકાતી નથી.

ગોવિંદાશ્રમઃ–વાસ્તવિક છે. લૌકિક વિષયો પ્રત્યક્ષરૂપે મનુ-ષ્યના અધઃપતનના કારણરૂપ છે, એ જાણ્યા છતાંએ મનુષ્ય એમાં શા સારુ પ્રવૃત્ત થાય છે? પ્રવૃત્તિ તો ઇષ્ટમાર્ગમાં હોવી જોઇએ, અનિષ્ટમાં નહિ; પરંતુ ખરું કારણ એ છે કે, મનુષ્ય ભ્રમવશ થઇને એવું કરે છે. જે લોકો ભ્રમગ્રસ્ત નથી તે લોકો એમાં ફસાતા નથી.

ભ્રમવશ થઈને લોકો હઠયોગ અથવા યોગસિદ્ધિ પ્રાપ્ત કરીને તેમનેજ પુરુષાર્થની અવધિ માનીને મહાઅહંકારી બની જાય છે. કલિયુગના લોકો પોતાની શારીરિક શક્તિથીજ ફૂલીને ફૂલણજી બની જાય છે, તો પછી યોગસિદ્ધિ મળી જાય તો એમના અભિમાન અને અત્યાચારનું શું ઠેકાણું?

વિશુદ્ધાનંદઃ—સંન્યાસી કે વિરક્ત મનુષ્ય યોગશાસ્ત્રનો પણ વિચાર ન કરે તો બીજું શું કરે?

ગોવિંદાશ્રમઃ—એક માત્ર બ્રહ્મવિદ્યાનો વિચાર. બ્રહ્મવિદ્યા અને વેદાંતનો વિચાર. એ સિવાયનાં બધાં શાસ્ત્ર સંન્યાસીને માટે બંધનનાં હેતુ છે.

વિશુદ્ધાનંદઃ—ત્યારે તો સંન્યાસાશ્રમ ઘણો કઠિન છે.

ગોવિંદાશ્રમઃ—કઠિન શું મહાકઠિન છે. પરંતુ જો કોઇ એ આશ્રમને બરોબર નિભાવે તો જન્મમરણના ચક્રમાંથી પણ નીકળી જાય છે.

આ અમૂલ્ય ઉપદેશને લીધે સ્વામી વિશુદ્ધાનંદજીનું મન યોગ-શાસ્ત્ર ઊપરથી ઊતરી ગયું અને તેમણે વેદાંતના અભ્યાસ તરફ

લક્ષ દોડાવ્યું. સ્વામી ગોવિંદાશ્રમ આ ઉપદેશ આપ્યા પછી ગંગોત્રી તરફ ચાલ્યા ગયા અને બીજા પરમહંસોની વૃત્તિ ભણાવવા તરફ ઓછી દીઠામાં આવી. હરિદ્વાર અને કનખલમાં વેદાંત જાણનારા પંડિતની ઘણી શોધ કરી પણ નિરાશજ થવું પડ્યું.

આખરે એક દિવસ સ્વામીજી બિલ્વકેશ્વર મહાદેવનું પૂજન કરવા ગયા હતા, ત્યાં આગળ એમને એક પરમહંસ સંન્યાસીનાં દર્શન થયાં. એ મહાત્મા એમના પૂર્વપરિચિત હતા. કલ્યાણી ગામમાં 'મહાદેવ વાવડી' ઉપર વિશુદ્ધાનંદજીને એમનાં પ્રથમ દર્શન થયાં હતાં અને એ વખતે એમણે કહ્યું હતું કે, "હું તને હરિદ્વારમાં મળીશ." એમ કહેવાય છે કે, માતૃભૂમિના રક્ષણ સારુ હૈદરઅલી સાથે યુદ્ધ કરીને વીરગતિ પ્રાપ્ત કરનાર કોંકણના વિખ્યાત બ્રાહ્મણનરેશ આનંદરાવ, એ મહાત્માના પિતા હતા. એમની માતા પણ નિરાધાર અવસ્થામાં પતિના મૃત્યુ પછી થોડા દિવસમાંજ બે પુત્ર સંતાન મૂકીને મરણ પામી હતી. દૈવગતિથી એ બન્ને અનાથ રાજકુમાર સંન્યાસી અને યોગી થયા હતા.

વિશુદ્ધાનંદજીએ ઘણે વર્ષે એમનાં દર્શન કરીને વિનયપૂર્વક પૂછ્યું: "ઘણાં વર્ષ ઉપર દાસને મહારાજનાં કલ્યાણીમાં દર્શન થયાં હતાં એ વાત મહારાજના સ્મરણમાં હશે?"

પરમહંસઃ—હા, સ્મરણમાં છે.

વિશુદ્ધાનંદઃ—એ વખતે મેં સંન્યાસી થવાની ઇચ્છા દર્શાવી હતી, ત્યારે આપે આજ્ઞા આપી હતી કે પહેલાં વેદાધ્યયન કરો, પછી સંન્યાસ લેજો. હવે કહો, મારે શું કરવું?

પરમહંસઃ—એજ, અધ્યયન જારી રાખો. સ્મરણમાં રાખજો કે અધ્યયન અને અધ્યાપન કરતાં મોટી વાત બીજી કોઇ નથી. વેદ ભણ્યા હો તો તેનાં અંગ અને શાસ્ત્રનો અભ્યાસ પૂરો કરો.

વિશુદ્ધાનંદઃ—હમણાં હું સંન્યાસ ગ્રહણ કરું કે નહિ?

પરમહંસઃ—સંન્યાસમાં લેવાનું કાંઇજ નથી. સંન્યાસ, ત્યાગને કહે છે. જે ત્યાગી છે તે સર્વદા સંન્યાસી છે.

વિશુદ્ધાનંદઃ—એ સાચું, પરંતુ હું લિંગસંન્યાસ લઉં કે નહિ?

પરમહંસઃ—ભાઈ, સંન્યાસનો માર્ગ ઘણો અઘરો છે; પરંતુ તમારી ઇચ્છા ઘણાં વર્ષોથી સંન્યાસ લેવાની છે તો સુખેથી કાશીમાં જઇને સંન્યાસ ગ્રહણ કરો. તમારે માટે સંન્યાસમાં પણ કર્મ પ્રધાન છે; પરંતુ કર્મનો ઉપયોગ લોકહિત સારુ કરજો અને મારો આ શ્લોક ધ્યાનમાં રાખજો.

अकृत्वा परसन्तापमगत्वा खलमन्दिरम् ।
अनुत्सृज्य सतां वर्त्म यत्स्वल्पमपि तद्बहु ॥

અર્થાત્ કોઇને પણ કષ્ટ પહોંચાડયા વગર, દુષ્ટોને ઘેર ગયા વગર અને સન્માર્ગનો ત્યાગ કર્યા વગર થોડું પણ મળે તો તે ઘણું છે.

ઉપદેશના અંતમાં પરમહંસજીએ કહ્યું કે, "બસ, હવે અમારી આ સંસારમાંથી વિદાય છે. મારે માટે આજનો દિવસ ઘણો આનંદનો છે. તમે કોઇ મારે માટે શોક ન કરશો અને મેં બતાવેલા માર્ગે ચાલજો તથા થોડી વાર પછી આ શરીરને ગંગામાં પ્રવાહિત કરી દેજો એજ મારી છેવટની આજ્ઞા છે." એટલું કહીને એ પરમહંસે ઉત્તરાભિમુખ પદ્માસન વાળીને સદૈવની સમાધિ લગાવી દીધી. એમના પ્રાણહીન દેહને વિશુદ્ધાનંદજી તથા એ પરમહંસના બંધુ સ્વામી કૃષ્ણાનંદજીએ મળીને ગંગામાં વહેવરાવી દીધો.

ત્યાર પછી સ્વામી કૃષ્ણાનંદ હરિદ્વારથી દક્ષિણમાં ચાલ્યા આવ્યા અને સ્વામી વિશુદ્ધાનંદજીએ કાશીપુરીનો માર્ગ લીધો.

ઈ. સ. ૧૮૫૦ માં વિશુદ્ધાનંદજી કાશીપુરીમાં આવ્યા અને દશાશ્વમેધ ઘાટ ઉપર વાસ કર્યો. ત્યાં અહલ્યાબાઈની ધર્મશાળામાં ગોડસ્વામી બિરાજતા હતા. મહાત્મા ગોડસ્વામીની વિદ્વત્તાની

પ્રશંસા સાંભળીને વિશુદ્ધાનંદજી તેમનાં દર્શન કરવા પધાર્યા. સાધારણ કુશળ સમાચાર પૂછ્યા બાદ ગોડસ્વામીએ કહ્યું: "કેમ ભાઇ! અહીં આવવાનું શું પ્રયોજન છે? મારા લાયક કાંઈ કામ-કાજ હોય તો અવશ્ય કહેશો, બનતાં સુધી હું એ પૂર્ણ કરીશ."

વિશુદ્ધાનંદ:—મારા ધારવા પ્રમાણે એવું કાંઇ નથી કે જે આપનાથી ન બની શકે.

ગોડસ્વામી:—તો સ્પષ્ટ જણાવો. શું કામ છે?

વિશુદ્ધાનંદ:—દયાસિંધો! મારી એક માત્ર ઇચ્છા એ છે કે, આપની પાસેથી સંન્યાસની દીક્ષા લઇને જિંદગી સફળ કરું.

ગોડસ્વામી:—અહો!! સંન્યાસ ઘણો અઘરો છે. કલિયુગમાં સંન્યાસના નિયમોનું પાલન કરવું એ ઘણી દુર્ઘટ વાત છે.

વિશુદ્ધાનંદ:—કલિયુગ સંન્યાસને માટે યોગ્ય કાળ નથી, તો પછી શંકરાચાર્ય વગેરે મહાનુભાવોએ કેવી રીતે સંન્યાસ લીધો?

ગોડસ્વામી:—ભાઇ! ક્યાં ભગવાન ભાષ્યકાર અને ક્યાં આપણે? ક્યાં સર્વ કર્મફળનો ત્યાગ કરનાર શંકરાચાર્યનો સંન્યાસ અને ક્યાં આજકાલના ઉદરંભરી સ્વાર્થી ભિક્ષુઓની લીલા! તમારું કહેવું પણ ખરું છે, કેવળ કાળનો પણ દોષ નથી. સંન્યાસના યથાર્થ પાત્ર ઘણા થોડા મળી આવે છે.

વિશુદ્ધાનંદ:—પાત્ર અને કુપાત્રની ખાતરી કેવી રીતે થાય?

ગોડસ્વામી:—પરીક્ષાથી.

વિશુદ્ધાનંદ:—એ પરીક્ષા ક્યાં અને ક્યારે થાય છે?

ગોડસ્વામી:—સર્વત્ર અને સર્વદા.

વિશુદ્ધાનંદ:—કેવી રીતે?

ગોડસ્વામી:—એ જરા સમજવા જેવી વાત છે. જરા વિચાર કરીને જોશો તો જણાશે કે, મનુષ્યની પરીક્ષા વાતવાતમાં ઠેકાણે ઠેકાણે થઈ શકે છે. સાધારણ લોકોને એનું જ્ઞાન ભલે નહિ હોય,

પણ અંતર્યામી પરમાત્મા અને યોગી લોકો બધું રહસ્ય જાણી લે છે. વાતચીત, આકૃતિ, વગેરે ઉપરથી પણ લોકો એક પ્રકારનો અભિપ્રાય બાંધી લે છે; પણ અમુક માણુસ પાત્ર છે કે કુપાત્ર એની ખાતરી કરવા માટે થોડાક દિવસ સાથે રહેવાની જરૂર પડે છે. માટે હું તમારી સાથે રહીને તમારી પરીક્ષા ન કરી લઉં ત્યાંસુધી તમને સંન્યાસ આપી શકું નહિ; વળી તમારી અવસ્થા પણ નાની છે.

વિશુદ્ધાનંદઃ—જે મનુષ્ય યુવાવસ્થામાં પ્રભુનું સ્મરણ નહિ કરે, તે વૃદ્ધાવસ્થામાં શું કરવાનો હતો?

ગૌડસ્વામીઃ—સત્ય છે! ભગવાનનું સ્મરણ યુવાવસ્થામાંજ નહિ, પણ બાલ્યાવસ્થામાં પણ કરવું જોઇએ. કાલની કોને ખબર છે? ઇશ્વરસ્મરણ કરતી વખતે મનુષ્યે એવું ધારવું જોઇએ કે મૃત્યુએ ગળું પકડી રાખ્યું છે. કહ્યું છે કે, गृहीत इव केशेषु मृत्युना धर्ममाचरेत्।

વિશુદ્ધાનંદઃ—જો એમજ છે તો પછી આપ મને દીક્ષા આપવામાં વિલંબ શું કામ કરો છો?

ગૌડસ્વામીઃ—હરિભજન કરવાને દરેક મનુષ્ય સ્વતંત્ર છે, પણ આશ્રમધર્મ એ એક જુદી વાત છે. એમાં દેશ, કાળ, પાત્ર, વગેરેનો અવશ્ય વિચાર કરવો પડે છે.

વિશુદ્ધાનંદઃ—એ બધો વિચાર ભલે કરો પણ મને નિરાશ ન કરશો.

ગૌડસ્વામીઃ—ના, એવું નહિ બને. કોઇ અધિકારી પુરુષ મારે ત્યાંથી નિરાશ થઇને જતો નથી. તમે નિત્ય અહીં આવીને પાઠ શ્રવણ કર્યા કરો અને શાસ્ત્રનું ચિંત્વન કરો. જરા પણ સમય નકામો ન ગુમાવશો. સંન્યાસના અધિકારી જણાશો તો તમારી ઇચ્છા પૂર્ણ કરવામાં આવશે.

આ ઉત્તરથી વિશુદ્ધાનંદજી અપાર આનંદ પામ્યા. એ દિવસથી એમણે ગૌડસ્વામી પાસે વિદ્યાધ્યયન કરવાનો આરંભ કર્યો.

લગભગ છ માસના સહવાસ પછી ગૌડસ્વામીને ખાતરી થઇ ગઇ કે, બ્રહ્મચારી બંસીધર સારા ઘરનો બ્રાહ્મણકુમાર છે અને સંન્યાસનો અધિકારી છે. એમણે એક દિવસે બંસીધર (વિશુદ્ધાનંદ)ને પોતાની પાસે બોલાવીને કહ્યું: "થોડા દહાડા સુધી એકાંતમાં જઇને રુદ્રાભિષેક અને પંચાક્ષર મંત્રનો જપ કરો એટલે તમારો મનોરથ સફળ થશે."

બ્રહ્મચારી બંસીધરે એ અનુષ્ઠાન સંતોષકારક રીતે કર્યા પછી ગૌડસ્વામીએ કાશીના અનેક પ્રસિદ્ધ પંડિત અને સંન્યાસીઓને નિમંત્રિત કરીને, તેમની સમક્ષ બંસીધરને યથાવિધિ સંન્યાસની દીક્ષા આપી તથા વિશુદ્ધાનંદ સરસ્વતી નામથી વિભૂષિત કર્યા.

ગુરુની પાસે રહીને વિશુદ્ધાનંદજીએ ન્યાયશાસ્ત્રના પ્રાચીન ગ્રંથ, સૂત્ર, ભાષ્ય, વાર્તિક અને ચિંતામણિ, અનુમિત્યાલોક, શબ્દાલોક, તાત્પર્ય શુદ્ધિ, કિરણાવલિ, કુસુમાંજલિ તથા 'ચિંતામણિ'ની 'ગદાધરી' 'જાગદીશી' વગેરે ટીકાઓનો અભ્યાસ કર્યો તથા સાંખ્યયોગના પ્રસિદ્ધ ગ્રંથો સિદ્ધસિદ્ધાંત પદ્ધતિ' નામના દુર્લભ ગ્રંથનું પણ અધ્યયન કર્યું.

વિશુદ્ધાનંદજીને દીક્ષા આપ્યા પહેલાં ગૌડસ્વામીને બીજા ત્રણ શિષ્યો હતા. એ બધા શિષ્યોમાં સ્વામી વિશ્વરૂપજી સૌથી પ્રથમ અને પ્રિયતમ હતા. એક દિવસ કોઇ વિષય ઉપર વિશ્વરૂપજી સાથે વિશુદ્ધાનંદજીને વાદવિવાદ થયો. એ વાદવિવાદમાં સ્વામી વિશ્વરૂપજીનો પરાજય થયો; પરંતુ એ વાદવિવાદ વખતે થોડી વાર સુધી સ્વામી વિશુદ્ધાનંદજીએ શાંત ભાવ છોડી દઇને ઉગ્ર મૂર્તિ ધારણ કરી હતી. સ્વામીજીમાં એકદમ આવો ફેરફાર જોઈને ગૌડસ્વામીને અંદરખાનેથી ઘણો ખેદ થયો હતો. ગુરુજીનો ખેદ પારખી જઇને સ્વામી વિશુદ્ધાનંદ ઘણાજ શરમિંદા થઈ ગયા અને એ દિવસથી વિશ્વરૂપજીને પોતાના મોટા ભાઇ અને ગુરુ સમાન

ગણીને પૂજવા લાગ્યા.

સંવત ૧૯૧૬ માં ગૌડસ્વામી પંચત્વને પામ્યા. એ સમયે તેમણે વિશુદ્ધાનંદજી અને બીજા શિષ્યોને પોતાની સમક્ષ બોલાવીને વિવિધ પ્રકારનો અમૂલ્ય ઉપદેશ આપ્યો હતો તથા સ્વામી વિશુદ્ધાનંદજીને પોતાના પ્રતિનિધિ તરીકે ગાદીપતિ બનાવવાની ઇચ્છા દર્શાવી. ગુરુદેવના દેહાંત પછી સ્વામી વિશુદ્ધાનંદજીએ ગાદી ઉપર બિરાજવાને સ્વામી વિશ્વરૂપજીને ઘણો આગ્રહ કર્યો; પણ વિશ્વરૂપજીએ તેમને સમજાવ્યું કે, "વિશુદ્ધાનંદ તમે ગુરુદેવની અંતિમ કથાનું સ્મરણ કરો; હું તમારા કરતાં વયમાં શ્રેષ્ઠ છું એ વાત ખરી, પણ તમે જ્ઞાનવૃદ્ધ છો. વળી જો તમે ગુરુદેવની ગેરહાજરીમાં મને વડીલ તરીકે ગણતા હો તો હું આજ્ઞા કરુ છું કે તમે આ ગાદી ગ્રહણ કરો."

લાચાર થઇને સ્વામીજીને ગાદી ગ્રહણ કરવી પડી. પરંતુ હમેશાં પોતે વિશ્વરૂપજી ઉપર ગુરુના જેટલીજ શ્રદ્ધા રાખતા અને તેમની આજ્ઞાનું પાલન કરવામાં કદી પણ સંકોચ કરતા નહિ.

સ્વામી વિશુદ્ધાનંદજીએ ગૌડસ્વામીની ગાદીનું ગૌરવ સંપૂર્ણ રૂપે સાચવી રાખ્યું હતું. એ સમયમાં સ્વામી વિશુદ્ધાનંદજીની પેઠે દર્શન, વેદાંત આદિ શાસ્ત્રોની ઉત્તમ મીમાંસા કરી શકે એવા ઘણા થોડા પુરુષો હતા. ફ્રાન્સ, જર્મની, વગેરે દૂર દેશાવરથી દાર્શનિક લોકો તેમની વેદાંતાદિની મીમાંસા શ્રવણ કરવા આવતા હતા.

ઈ. સ. ૧૮૯૮ માં ત્રાણું વર્ષની વયે યોગાસનમાં બેસીને સ્વામીજીએ દેહત્યાગ કર્યો હતો.

હિંદમાં સ્વામી વિશુદ્ધાનંદજીના શિષ્યો, ભક્તો અને પ્રશંસકો અનેક છે. એમના સ્મારક તરીકે કલકત્તામાં વિશુદ્ધાનંદ પાઠશાળા ચાલે છે.



# मह्रात्मा पउहारीबाबा

### જન્મ અને બાલ્યાવસ્થા

જૌનપુર જિલ્લામાં આવેલા પ્રેમાપુર નામના ગામમાં અયોધ્યાનાથ તિવારી નામક એક સદાચારી વૈષ્ણવ વાસ કરતો હતો. એ પુરુષ ×રામાનુજસંપ્રદાયના 'બડદલ' વિભાગનો હતો. તેને

× રામાનુજી સંપ્રદાયના બે વિભાગ છે. જેવાકે 'બડદલ' અને 'તુઇજવલ' એ સંબંધી દંતકથા આ પ્રમાણે છે:–એક સમયે રામાનુજી સંપ્રદાયના બે મનુષ્યો પૂજાની તૈયારી કરી રહ્યા હતા, એટલામાં તેમના ઇષ્ટદેવતા શ્રીરામાનુજાચાર્યનો રથ આવતો જણાયો. એ બે ભક્તોમાંનો એક તો બેબાકળો થઇને પૂજા અધૂરી મૂકીને એકદમ ગુરુજીના રથ આગળ દર્શન કરવા ચાલ્યો ગયો. બીજો સાધક પૂજા અને ઉપાસના સંપૂર્ણ કરીને ઊઠ્યો. જે સાધક અગાડીથી આવ્યો હતો તેને ગુરુદેવે પૂછયું: "તારું તિલક અધૂરું કેમ છે?" તેણે જવાબ આપ્યો: "જ્યારે મારા ઉપાસ્યદેવતાનાં સાક્ષાત્ દર્શન કરવા હું ભાગ્યશાળી થયો, ત્યારે હવે ઉપાસનાની શી જરૂર રહી? એવા વિચારથી હું પૂજા અધૂરી મૂકીને આપની સમક્ષ આવ્યો છું." બીજા ભક્તને ગુરુએ પૂછયું, ત્યારે તેણે જવાબ આપ્યો કે, "ઉપાસનાદ્વારાજ ઉપાસ્યદેવતાની પ્રાપ્તિ થાય છે, એટલા માટે ઉપાસના સંપૂર્ણ કર્યા વગર હું ઊઠી શકયો નહિ." બન્ને ભક્તોની વાત સાંભળીને ઇષ્ટદેવ રામાનુજાચાર્યજીએ પહેલા ભક્તને કહ્યું: "તું બડદલ નામથી પ્રખ્યાત થઇશ." અને બીજા ભક્તને કહ્યું: "તને બધા લોકો તુઇજવલ કહેશે." આ બે જાતના વૈષ્ણવોના કપાળમાંનાં તિલક જોયાથી એમનો ભેદ

એક સગો ભાઈ હતો. તેનું નામ લક્ષ્મીનારાયણુ હતું. લક્ષ્મીનારાયણુ સંસાર ત્યાગ કરીને, ગાજીપુર નગરની પાસેના કુર્ખી નામક ગામમાં ભાગીરથીને કિનારે એક વનમાં નાની સરખી કુટીર બાંધીને ત્યાં આગળ ભજનસાધન તથા યોગાભ્યાસ કરવા લાગ્યો.

અયોધ્યાનાથને ત્રણુ પુત્ર હતા. મોટો ગંગારામ, વચલો હરભજન અને કનિષ્ઠ બલરામ. બાલ્યાવસ્થામાં શીતળા ઘણા જોરથી નીકળવાને લીધે હરભજનદાસની જમણી આંખ ફૂટી ગઈ. એ એક ચક્ષુહીન–કાણા–બાળકને તેનાં માતપિતા લાડમાં શુક્રાચાર્ય કહીને બોલાવતાં. ઇ. સ. ૧૮૪૦ માં ઉપર વર્ણવેલા પ્રેમાપુર ગામમાં હરભજનનો જન્મ થયો હતો. હરભજનની ઉંમર દશ વર્ષની હતી. તે સમયે અયોધ્યાનાથના મોટાભાઇ સાધુ લક્ષ્મીનારાયણુ માંદા પડયા; તેમનું શરીર છેકજ લેવાઇ ગયું અને તેમના બે પગ સૂજી આવ્યા. કેટલાક મૂર્ખ લોકોની સલાહથી સાધુ લક્ષ્મીનારાયણે પોતાના બન્ને પગમાંથી લોહી કઢાવી નાખ્યું. શરીરમાંથી ઘણા મોટા પ્રમાણુમાં લોહી નીકળી પડવાથી એનાં નેત્ર તેજોહીન થઇ ગયાં. ચક્ષુની જ્યોતિ ધીમે ધીમે મંદ થતી જતી હોવાથી તેમણે સુરમાનો ઉપયોગ કરવા માંડ્યો. એ સુરમો એટલો બધો તીખો હતો કે આંખમાં આખો દિવસ બળતરા થયા કરતી. બે ચાર દિવસ સુધી એ સુરમાનો ઉપયોગ કર્યાથી તેમનાં ચક્ષુ અને મોં ખૂબ સૂજી આવ્યાં અને આઠદશ દહાડાની અંદર નેત્ર બિલકુલ દૃષ્ટિહીન થઇ ગયાં. મોટાભાઇનું શારીરિક કષ્ટ જોઇને અયોધ્યાનાથ ઘણોજ દિલગીર થયો અને પોતાના જ્યેષ્ઠ પુત્રને તેમની સેવા કરવા સારુ રાખવાને લક્ષ્મીનારાયણુને આગ્રહ કર્યો. નાના ભાઇની આટલી બધી લાગણી જોઇને લક્ષ્મીનારાયણુ

---

પરખાઇ આવે છે. એક વર્ગના લોકોનું તિલક કપાળમાં ત્રિશૂળની આકૃતિવાળું હોય છે અને બીજા વર્ગના લોકોનું તિલક નાસિકા ઉપર થઇને છેક કપાળ સુધીનું લાંબું ત્રિશૂળ આકારનું હોય છે.

સાધુએ કહ્યું: “ ગંગારામ તને સંસારનાં અનેક કામકાજમાં મદદ આપશે, માટે તું એને તો તારી પાસેજ રહેવા દે. નાના છોકરા× શુક્રાચાર્યને મારી પાસે મોકલી દેજે.” અયોધ્યાનાથે મોટા ભાઈને ઘણુંએ સમજાવ્યા કે, શુક્રાચાર્ય હજુ છેક નાદાન બાળક છે, એનાથી તમારું કાંઇ પણ કામ સરશે નહિ. પરંતુ લક્ષ્મીનારાયણે એની વાત ઉપર જરા પણ ધ્યાન આપ્યું નહિ. રખેને પોતાને લીધે સહોદરને કષ્ટ વેઠવું પડે એ વિચારથી લક્ષ્મીનારાયણે શુક્રાચાર્યનેજ મોકલી આપવાનો આગ્રહ કર્યો. આખરે મોટાભાઇની મરજી મુજબ અયોધ્યાનાથે, દસવર્ષના બાળક હરભજનને જનનીના સ્નેહમય કોડમાંથી વિખુટો પાડીને કુર્ખા ગામના નિર્જન વનમાં કાકાની સેવા કરવા મોકલ્યો. ત્યાર પછી એક વાર એ બાળક યજ્ઞોપવીત સંસ્કાર માટે ઘેર આવ્યો હતો. જનોઇ દીધા પછી અયોધ્યાનાથે હરભજનને પાછો કાકાની સેવામાં મોકલી દીધો.

## વિદ્યાભ્યાસ

હરભજને કાકાના આશ્રમમાં આવીને વિદ્યાભ્યાસનો આરંભ કર્યો. દરરોજ સવારના પહોરમાં ઊઠી તે ગંગાસ્નાન કરી આવતો તથા ત્યાર બાદ અધ્યયન કરતો. દસ વાગ્યા સુધીમાં અધ્યયન સમાપ્ત કરીને રાંધવાનું કામ કરવા લાગતો. રસોઈ પૂરી થયા પછી મોટા કાકા તથા તેમના એક શિષ્યને ભોજન કરાવીને પોતે જમતો. લગભગ એક વર્ષ એ પ્રમાણે ગાળ્યા પછી તે ગાજીપુર પ્રાંતમાં આવેલા હુસેનપુર ગામમાં શિવરતન પંડિતની પાસે જઇને દરરોજ સંસ્કૃત ભાષાનું શિક્ષણ મેળવવા લાગ્યો. ત્યાં આગળ થોડા દિવસ સંસ્કૃત અને જ્યોતિષશાસ્ત્રનું જ્ઞાન મેળવ્યા પછી શંકરાગ્રામમાં નંદા નામના પંડિતની પાસે ‘બાળબોધ’ ‘શીઘ્રબોધ’ વગેરે જ્યોતિષશાસ્ત્રના ગ્રંથોનું શિક્ષણ મેળવવા માંડયું. તેર વર્ષની વયે સંસ્કૃત વ્યાકરણ ભણવાની ઇચ્છા થયાથી એ ગાજીપુર નગરનિ-

× એ વખતે અયોધ્યાનાથના ત્રીજા પુત્રનો જન્મ થયો નહોતો.

વાસી વેચન પંડિતની પાસે 'સારસ્વત' અને 'ચન્દ્રિકા' નામના બે ગ્રંથો ભણ્યો. ત્યાર બાદ એક વર્ષ ગોપાળ પંડિતની પાસે વેદાંત પંચદશીનું ઉત્તમરૂપે શિક્ષણ મેળવ્યું. અસામાન્ય સ્મરણ-શક્તિને લીધે ઘણા થોડા સમયમાં હરભજન અસાધારણ પંડિત થઇ પડ્યો. એ સમયમાં એક વાર એ પ્રેમાપુર જઇને સ્નેહમયી જનનીનાં દર્શન કરી આવ્યો.

### તીર્થયાત્રા અને સાધના

ઇ. સ. ૧૮૫૬ માં સાધુ લક્ષ્મીનારાયણે દેહત્યાગ કર્યો. કાકાની સમાધિ તથા બીજાં કામકાજ સમાપ્ત કરીને હરભજન એજ આશ્રમમાં રહેવા લાગ્યો. લક્ષ્મીનારાયણ કેટલાંક દેવદેવીઓની મૂર્તિની દરરોજ પૂજા કરતો હતો. લક્ષ્મીનારાયણના મૃત્યુ પછી એમની પૂજા કરવાનો ભાર હરભજનના ઉપર આવી પડ્યો. શુક્રાચાર્ય એ દેવદેવીઓની પૂજામાં તથા શાસ્ત્રાદિનો પાઠ કરવામાં દિવસ ગાળવા લાગ્યો; પરંતુ એટલાથી તેના હૃદયને શાંતિ વળી નહિ. એ દિવસથી તેનું ચિત્ત અત્યંત ઉદ્વિગ્ન અને ચિંતાકુળ જણાવા લાગ્યું. એ ઘણુંખરું રસોઇ કરતો નહિ; કોઇ દિવસ પાશેર કે અચ્છેર દૂધ પીને રહેતો, તો કોઈ દિવસ ઉપવાસજ કરતો.

ઇ. સ. ૧૮૫૭ ના પ્રારંભમાં દેવદેવીની પૂજા અને આશ્રમના વહીવટનો ભાર કાકાના શિષ્યને સોંપી દઇને હરભજન તીર્થયાત્રા કરવા ચાલ્યો ગયો અને પર્યટન કરતો કરતો જુનાગઢની પાસેના ગિરનાર પર્વત ઉપર જઇ પહોંચ્યો. ત્યાં એક સિદ્ધ પુરુષ સાથે એનો મેળાપ થયો, જેમણે તેને યોગાભ્યાસ કરવાનું શિક્ષણ આપ્યું. વિવિધ તીર્થોમાં ભ્રમણ તથા યોગસાધના કરીને ત્રણ વર્ષે એ કાકાના આશ્રમમાં પાછો આવ્યો. આવીને તેણે પોતાના મોટા કાકા (લક્ષ્મીનારાયણ)ની સમાધિ ઉખડાવી નાખી અને તેમાંનાં અસ્થિને ગંગાના પવિત્ર જળમાં વહેવરાવી દીધાં તથા એ સમાધિને ફરીથી બંધાવીને તેના ઉપર કાળા રંગના પથ્થરની ચરણપાદુકાની સ્થા-

પના કરી. એ સમયમાં એના પિતાએ પરલોકગમન કર્યું.

"ગિરનાર" પર્વત ઉપરથી પાછા આવીને હરભજને 'હું' શબ્દનો પરિત્યાગ કર્યો. એ દિવસથી એ પોતાને 'દાસ' કહેવા લાગ્યા અને પ્રત્યેક પુરુષને 'બાબા' અને સ્ત્રીને 'માઇજી' શબ્દથી સંબોધન કરવા લાગ્યા.

હવે એ દરરોજ સવારમાં દસ વાગ્યા સુધીનો સમય સ્નાન, સંધ્યા અને પૂજાપાઠમાં ગાળતા હતા. સૂર્યોદયની પૂર્વે જ્યારે સ્નાન સમાપ્ત કરીને એ નદીની વચમાં ઊભા રહીને હાથ જોડીને સ્તોત્રનો પાઠ કરતા, ત્યારે એવોજ ભાસ થતો કે જાણે દેવતાઓ હમણાંજ તેમની સન્મુખ આવીને ઊભા રહેશે. પૂજા સમાપ્ત કરીને એ યોગસાધનમાં પ્રવૃત્ત થતા અને ચારપાંચ કલાક સુધી યોગની જુદી જુદી ક્રિયાઓ કરીને આશ્રમમાંથી બહાર નીકળતા. એ વખતે એ પોતાના હાથેજ રાંધીને દાળ અને રોટલી બનાવીને ભોજન કરતા. આહાર કર્યા પછી એ લગભગ ચાર કલાક સુધી વિશ્રામ કરતા અને અભ્યાગતોનો સત્કાર કરીને તેમની સાથે વાતચીત કરતા. ત્યાર પછી એ ફરીથી યોગસાધનામાં પ્રવૃત્ત થતા. આ પ્રમાણે કેટલાક દિવસ ગાળ્યા પછી એમના મનમાં એવો વિચાર ઉત્પન્ન થયો કે, પોતાને હાથે રસોઇ કરવામાં ઘણો વખત નકામો જાય છે; માટે ધીમે ધીમે ભોજન કરવાનું બંધ કરવું જોઇએ. એ વિચાર ધીમે ધીમે અમલમાં પણ મુકાયો. એ દિવસથી ભોજનને વખતે રસોઈ કરવાને બદલે થોડાંક બીલીપત્રને દૂધની સાથે ઉકાળીને તેનું પાન કરવા લાગ્યા. કોઈ કોઇ દિવસ પચાસેક મરચાંને વાટીને, કપડછાન કરીને થોડાક જળમાં મેળવીને પી જતા અને કોઇ કોઇ દિવસ તો તદ્દન નકોરડો ઉપવાસજ કરતા. આ પ્રમાણે કેટલાંક વર્ષ ગાળીને એ પ્રયાગના માઘમેળાના અવસરે ત્રિવેણીમાં સ્નાન કરવા સારુ ગયા. પ્રયાગની યાત્રાએ જતી વખતે પોતાના જન્મસ્થાન પ્રેમાપુરમાં પણ ગયા અને જનનીની પાસે બેએક

દિવસ રહ્યા તથા તેમને પણ પોતાની સાથે જાત્રાએ લઇ ગયા. પ્રયાગથી પાછા આવીને આશ્રમની કુટીરને સુધરાવી અને યોગ-સાધનને માટે પૂજાગૃહની નીચે એક ગુફા બંધાવી. ગુફા બંધાઇ ચૂકયા પછી તેમણે પ્રથમ એક દિવસ અને ધીમે ધીમે બબ્બે ત્રણ ત્રણ દિવસ કરીને એક અઠવાડિયા સુધી સમાધિમાં રહેવાનો આરંભ કર્યો. ગુફામાં બેસીને તેઓ યોગસાધનજ કરતા, ખાનપાન બિલકુલ કરતા નહિ; તેમજ કોઇ જાતનો પૂજાપાઠ પણ કરતા નહિ. એ દિવસથી લોકો તેને પઉહારીબાબા કહીને બોલાવવા લાગ્યા. લોકો પઉહારી શબ્દના બે અર્થ કરે છે. પવનનો આહાર કરનારા અથવા તો પય અર્થાત્ દૂધનો આહાર કરનારા. અસ્તુ !

પઉહારીબાબા સાધારણ સંન્યાસીઓની પેઠે ભસ્મલેપન કરતા નહોતા, તેમજ મસ્તક ઉપર જટાધારણ પણ કરતા નહોતા. વાળને હમેશાં ધોઇને અંબોડાની પેઠે બાંધી રાખતા; પહેરવેશમાં લંગોટી અને તેના ઉપર છેક પગ સુધીની કફની ધારણ કરતા.

થોડા દિવસ આ પ્રમાણે ગાળ્યા પછી વધુ ઉપદેશ માટે ફરીથી તે ગિરનાર તરફ ચાલ્યા; પણ અયોધ્યા પહોંચ્યા પછી તેમને કોઇ સાધુની મારફત ખબર પડી કે, ગિરનાર પર્વતવાળા એ સિદ્ધ પુરુષે ઉત્તરાખંડમાં દેહત્યાગ કર્યો છે. એથી એમણે આગળ જવાનું માંડી વાળ્યું અને અયોધ્યામાંજ કોઇએક વૈષ્ણવ સંપ્રદાયી સાધુ પાસે દીક્ષા લઇને આશ્રમમાં પાછા ગયા.

એ દિવસથી એ કુટીરની બહાર આવતા નહિ. કેવળ વર્ષમાં એક રથયાત્રાને દિવસે બહાર નીકળતા અને ઠાકોરજીના રથની સાથે થોડે દૂર સુધી ચાલતા. થોડાંક વર્ષો પછી રથયાત્રાને દિવસે પણ કુટીરની બહાર નીકળવું બંધ કર્યું. કુટીરના બારણામાં બેસીને રથનાં દર્શન કરી લેતા. દૂર દેશાવરથી જે સ્ત્રી પુરુષો તેમનાં દર્શન કરવા અથવા તો ઉપદેશ લેવા સારુ આવતાં, તેમને મળવા માટે એકાદશીનો દિવસ નક્કી કરી રાખ્યો હતો.

ઘણા દિવસ સુધી સૂર્યના પ્રકાશ વગર એકાંત સ્થાનમાં રહેવાથી તેમનો દેહ પુષ્પના જેવો કોમળ અને શરીરનો સુંદર વર્ણ બરફના જેવો સફેદ થઇ ગયો. કેટલાંક વર્ષ પછી તેમણે રેલવેમાં બેસીને પ્રયાગના કુંભમેળાની ફરીથી યાત્રા કરી હતી. ત્યાં આગળ ત્રિવેણીને કિનારે એક સાધારણ પર્ણકુટીમાં ઘણા દિવસ રહેવાથી દિવસના સૂર્યનો સખ્ત તાપ તથા રાતે અતિશય ઠંડો વાયુ સેવન કરવાથી તેમના દેહની ચામડી ઊતરી જવા માંડી અને ખાંસી સાથે છાતીમાં શરદીનું ઘણું તીવ્ર દર્દ ઉપડી આવ્યું. એમનો અવાજ બેસી ગયો અને વાતચીત કરવાની શક્તિ રહી નહિ. દરરોજ જ્વર આવવા લાગ્યો અને તેની સાથે કોમળ દેહની સફેદ ચામડી ઊતરી જવા લાગી. આશ્રમની પાડોશમાં રહેનારા કેટલાક દરિદ્ર બ્રાહ્મણોએ તેમને ઔષધીનું સેવન કરવાનો આગ્રહ કર્યો; પણ પઉહારીબાબાએ તેમની સલાહને મશ્કરીમાં ઉડાવી દીધી. બ્રાહ્મણોએ બહુજ આગ્રહ કર્યો ત્યારે તેમણે કહ્યું "ઠીક, તમે લોકો મારે સારુ કોઈ ઓસડ લઇ આવો." થોડી વાર પછી તેમણે કહ્યું: "વારુ, તમે મને દવા તો પીવરાવશો પણ એની સાથે કાંઈ ખાવાનું નહિ આપો?" પઉહારીબાબા સદા દૂધ અને બીલીપત્ર ખાતા હતા, એ વાત સર્વને જાણીતી હતી; આજ તેમણે મોંએ માગીને ખાવાનું માગ્યું એટલે સેવકોના આનંદનો પાર રહ્યો નહિ. તેમણે મનમાં વિચાર કર્યો કે આજે મહારાજે પોતાના મુખે માગ્યું છે, તો પછી એમને સાધારણ ભોજન થોડુંજ ખવરાવાય? તેમના ભોજનને સારુ એ ગરીબ બ્રાહ્મણોએ ભિક્ષા માગી લાવીને જાત જાતની સામગ્રી એકઠી કરી. પઉહારીબાબા એ બધી સામગ્રીને ઘણા યત્નપૂર્વક એક વસ્ત્રમાં બાંધીને પોતાની ઇચ્છાનુસાર એક સ્થાને ગયા. પઉહારીબાબા એ સામગ્રીનું ભોજન કરે છે કે નહિ, તે જોવા એ બ્રાહ્મણોમાંથી બે ચાર જણા છાનામાના તેમની પછવાડે ગયા. તેમણે જોયું કે, પઉહારીબાબાએ એક નિર્જન સ્થાનમાં

જઇને એ બધી મિષ્ટાન્નની સામગ્રીને અને ઔષધીને ગંગાના પ્રવાહમાં ફેંકી દીધાં. પઉહારીબાબાનું આવું અન્યાયી આચરણ જોઇને તેમને અત્યંત ક્રોધ ઊપજ્યો અને તેઓ મનમાં વિચારવા લાગ્યાઃ "આવું કરવું હતું તો અમારા ગરીબોના પૈસા શું કામ બગાડાવ્યા?" બીજે દિવસે સવારે પઉહારીબાબા પર્ણકુટીમાં આવ્યા ત્યારે બધા તેમની નિંદા કરવા લાગ્યા. એ નિંદા સાંભળીને પઉહારીબાબા બે હાથ જોડીને વિનયપૂર્વક બોલ્યાઃ "બાબાઓ! તમે બધા આ દાસના ઉપર ગુસ્સે કેમ થયા છો? દાસે તમારો કોઈ અપરાધ તો કર્યો નથી? તમે ઔષધ અને ભોજન સામગ્રી જે રોગને માટે આપ્યાં હતાં, તે રોગ મટાડવાના કામમાંજ મેં એમનો ઉપયોગ કર્યો છે. જુઓ, હવે મારો એ રોગ મટી ગયો છે." બ્રાહ્મણો જોઇને આશ્ચર્ય પામ્યા કે પઉહારીબાબાના દેહમાં હવે કોઇ પણ પ્રકારનો રોગ નથી, તેમનો સ્વર બેસી ગયો હતો તે પણ એકદમ ઊઘડી ગયો છે.

પ્રયાગસ્નાન કરીને પઉહારીબાબા પગે ચાલીને પ્રેમાપુર ગયા અને જનનીનાં દર્શન કર્યાં. આ વખતે એમણે ઘરમાં પ્રવેશ કર્યો નહિ, ઘરની પાસેના એક ઉદ્યાનમાં એક દિવસ રહીને પોતાના આશ્રમમાં ચાલ્યા ગયા.

### સાધુસેવા અને સદાવ્રત

પઉહારીબાબા કિશોર અવસ્થામાંથીજ સાધુ, સંન્યાસી અને અતિથિઓની સેવા કરવામાં જીવનનું સાર્થકચ માનતા આવ્યા હતા અને એ કામ જિંદગીના છેવટના સમય સુધી ચાલુ રાખ્યું હતું. તેમની એવી આજ્ઞા હતી કે, આશ્રમમાં આવીને કોઈ ભૂખ્યો પાછો ન જાય. આ સદાવ્રતનું કામ તેમણે પોતાના શિષ્ય નંદકુમારને સોંપ્યું હતું. ત્યાર પછી પંદર વર્ષે પઉહારીબાબાના મોટા ભાઈ ગંગારામે પોતે એ કાર્યનો ભાર ઉપાડી લીધો હતો.

લક્ષ્મીનારાયણના સમયમાં ખેડુતો માગશર અને ચૈત્ર માસમાં હળ દીઠ પાંચશેર અનાજ આશ્રમમાં મોકલી આપતા અને ગામના

જમીનદારો પણ નાણાંની મદદ આપતા, પરંતુ એ સમયે સદા-વ્રતની વ્યવસ્થા નહોતી. વર્ષની આખરે એકઠા થયેલા અનાજ તથા ધનને લક્ષ્મીનારાયણ દીનદરિદ્રીઓમાં વહેંચી આપતા.

પઉહારીબાબાને પણ એજ પ્રમાણે અનાજ અને ધન મળતું રહ્યું, પરંતુ એમણે સદાવ્રતની ગોઠવણ કરી દીધી એટલે એ અનાજ તથા ધનનો દરરોજ ઉપયોગ થવા માંડ્યો. એ સમયમાં ગંગા નદી આશ્રમના બારણા આગળ થઇને વહેતી નહોતી, પણ સામી બાજુએ વહેતી હતી. એથી કરીને આશ્રમની આગળ ખેડવા લાયક જમીન હતી. પઉહારીબાબાના કાર્યાધ્યક્ષે એ જમીનમાં ખેતી કરવા માંડી તેથી અન્ન પણ પુષ્કળ પેદા થવા માંડ્યું અને સદાવ્રતનું કામ પણ નિર્વિઘ્ને ચાલવા લાગ્યું.

પઉહારીબાબાનું સદાવ્રત ધીમે ધીમે દેશમાં પ્રખ્યાત થઇ પડ્યું, એટલે સાધુ, સંન્યાસીઓ તથા અભ્યાગતોની આવજા વધવા લાગી. ઝાઝી ભીડ થવાથી રખેને પઉહારીબાબાની યોગસાધનામાં અડચણ થાય એમ ધારીને તેમના કારભારીએ આશ્રમથી થોડે દૂર થોડીક પર્ણકુટીઓ બંધાવી દીધી. એક દિવસે કોઇએક ઘણોજ તોફાની ગાંડો પુરુષ આશ્રમમાં આવ્યો. પઉહારીબાબાને મારવા માટે હાથમાં એક મોટી લાઠી લઇને, ગાળો દેતો દેતો એ ગાંડો આશ્રમની અંદરની ગુફામાં પ્રવેશ કરવા તૈયાર થયો. આશ્રમમાંના બીજા મનુષ્યોએ તેની આવી વર્તણુંક જોઇને તેને આશ્રમની બહાર કાઢી મૂકવા સારુ ધક્કામુક્કી કરવા માંડી. એ વખતે એ ગાંડાએ મોટી ચીસ પાડી. પઉહારીબાબા એ સમયે હોમ કરતા હતા. હોમક્રિયા સમાપ્ત થઈ રહી એટલે એ બહાર નીકળ્યા અને એ ગાંડા મનુષ્યને પોતાની પાસે બોલાવી મંગાવવાની આજ્ઞા કરી. એ ગાંડો મનુષ્ય રખેને પઉહારીબાબા ઉપર કોઈ જાતનો હુમલો કરી બેસે એવી શંકાથી કેટલાક શિષ્યોએ તેના હાથપગ પકડી રાખ્યા હતા. પઉહારીબાબાએ સ્થિર દૃષ્ટિથી થો-

ડીક વાર સુધી એ ઉન્મત્ત પુરુષના સામું જોઇ રહીને કહ્યું: "એને છોડી મૂકો, એ મોટો સાધુ છે." એ સમયથી એ ઉન્મત્ત પુરુષની ઘેલછા બિલકુલ જતી રહી. પોતે એક વખત ગાંડો હતો એ વિચાર પણ તેને કદી આવતો નહિ.

આ બનાવ બન્યા પછી થોડે દિવસે, પઉહારીબાબાના દીક્ષાગુરુના આશ્રમમાંનો એક સંન્યાસી વેશધારી પુરુષ એમના આશ્રમમાં આવ્યો અને પઉહારીબાબાને કહેવા લાગ્યો. "તમે તો સાધુ છો ને? તમે તો યોગી છો ને? તો પછી તમે આ બધી માયાને કેમ છોડી શકતા નથી? હજુ સુધી તમે માયામાં શા સારુ લિપ્ત રહ્યા છો? તમારા ઠાકોરજીના અંગ ઉપર સોનાના અલંકાર છે તેની તમારે શી જરૂર છે? એ બધું મને આપી દો." ભેખધારી સંન્યાસીની આ વાત સાંભળીને પઉહારીબાબા બોલ્યા: "બાબા! તમારી ઇચ્છા એ બધું લેવાની હોય તો સુખે લઇ જાઓ." સંન્યાસી ફરીથી બોલ્યો: "તમે આ ધન, રત્ન અને અન્ન વગેરેથી ભરપૂર આશ્રમની માયાનો પરિત્યાગ કેમ કરતા નથી? હું કહું છું કે તમે આ ક્ષણેજ આ સ્થાનનો ત્યાગ કરો. સંન્યાસીની વાત સાંભળીને પઉહારીબાબા બોલ્યા: "બાબા! જો હમણાંજ હું આ આશ્રમ છોડી દઇને ચાલ્યો જઇશ તો તેથી તમારું કામ સિદ્ધ થશે નહિ; કારણ કે આશ્રમવાસી સેવકો મને તેમ કરતાં રોકશે અને તમારો મનોરથ નિષ્ફળ જશે. એટલા માટે મારી સલાહ છે કે તમે રાત્રી સુધી રાહ જુઓ. ધીમે ધીમે રાત્રી પણ આવી પહોંચી, એટલે પઉહારીબાબાએ ઘોર અંધારી રાતે ઊઠીને કુટીરનાં દ્વારને તાળું વાસીને બંધ કર્યાં તથા એ તાળાની ચાવી પેલા સંન્યાસીને આપીને પોતે આશ્રમ છોડીને ચાલ્યા ગયા. બીજે દિવસે સવારે આશ્રમના દ્વારને તાળું વાસેલું જોઈને બધા શિષ્યો વિસ્મય પામ્યા અને પેલા સંન્યાસીને અપરાધી ગણીને માર મારવા લાગ્યા. સંન્યાસીએ ધાર્યું હતું કે, આશ્રમ મારા હાથમાં

આવી જશે; પણ આ તો ઊલટો ચૌદમા રત્નનો સ્વાદ ચાખવો પડ્યો, એટલે ભયભીત થઈને એકદમ ત્યાંથી અગિયારા ગણી ગયો.

પેલી તરફ પઉહારીબાબાએ આશ્રમ ત્યાગ કર્યાના સમાચાર ચારે તરફ ફેલાઈ ગયા. તેમની શોધમાં અનેક મનુષ્યો નીકળી પડ્યા પણ કોઇને તેમનો પત્તો લાગ્યો નહિ. લગભગ એક વર્ષ સુધી ઘણી તપાસ કર્યા પછી આજમગઢના પંડિત રામાચારીજીએ બ્રહ્મપુરમાંથી તેમને શોધી કાઢ્યા અને ઘણું સમજાવીને પાછા આણ્યા.

ઈ. સ. ૧૮૮૮ના આષાઢ માસની પૂર્ણિમાને દિવસે પઉહારીબાબાએ એક મોટા યજ્ઞનો આરંભ કર્યો. ભક્તિમાન જમીનદારો, ખેડૂતો તથા નગરના સંભાવિત ગૃહસ્થોએ ઘી, મેંદો, ખાંડ વગેરે પદાર્થ મોકલી આપીને પુષ્કળ મદદ આપી. ભારતવર્ષનાં મુખ્ય મુખ્ય તીર્થોમાંથી અનેક સાધુ, સંન્યાસી, પરમહંસ અને દરિદ્ર પુરુષો એ યજ્ઞનાં દર્શન કરવા આવ્યા અને એ દરેકનો યથાયોગ્ય સત્કાર સ્વામીજી તરફથી કરવામાં આવ્યો. એ મહાયજ્ઞ લગભગ એક માસ સુધી ચાલ્યો હતો.

## નિર્વાણ

એક દિવસ અંધારી રાત્રિને સમયે પઉહારીબાબા ગંગાસ્નાન કરીને નિર્જન નદીતટ ઉપર યોગક્રિયા કરતા હતા. દૈવયોગે તેમની યોગક્રિયામાં કોઇ વિઘ્ન આવ્યું. યોગક્રિયામાં વિઘ્ન નડ્યાથી તેમની તબિયત પણ બગડી ગઈ. તેમને કયા પ્રકારનું દુઃખ છે એ જાણવાને ઘણા લોકોએ તેમને વારંવાર પૂછ્યું હતું, પણ તેમણે કોઇને કાંઇ ખુલાસો કર્યો નહોતો.

બંગાળી સંવત ૧૩૦૫ ના જ્યેષ્ઠ માસની સાતમી તારીખે પ્રાતઃકાળે પઉહારીબાબાના ભાઈ અને ભત્રિજા બદરીનારાયણ, કાશીની કૉલેજના પંડિત ભાગવતાચાર્ય, પંડિત જનાર્દન વગેરે પાંચ છ જણા આશ્રમમાં આવી પહોંચ્યા. તેમણે જોયું કે, આશ્ર-

મમાંની કુટીરમાંથી ધુમાડો નીકળી રહ્યો છે. તેમણે ધાર્યું કે આ ધુમાડો હોમના અગ્નિનો હશે; પણ જ્યારે તેમણે જોયું કે સફેદ મેઘના જેવો ધુમાડો નીકળે છે અને આખા ઘરમાં અગ્નિ સળગી રહ્યો છે; ત્યારે તેમનાથી સ્થિર બેસી રહેવાયું નહિ. આ સંબંધમાં વધારે ચોકસાઈ કરવાના ઇરાદાથી બદરીનારાયણ કુટીરની ઉપર ચડ્યો અને હાથ જોડીને બોલ્યોઃ “ મહારાજ ! અગ્નિ હોલવી નાખવાની રજા આપો. ” એ સમયે પઉહારીબાબાએ એક વાર તેના સામું જોઇને કાંઇ ઇશારો કર્યો, પણ બદરીનારાયણ તેનો મર્મ સમજી શક્યો નહિ. બદરીનારાયણની બૂમ સાંભળીને પઉહારીબાબાના પ્રિય શિષ્ય ભૂતનાથ અને બીજા બેત્રણ જણા કુટીરની ઉપર ચડી ગયા. તેમણે જોયું કે હમણાંજ સ્નાન કરીને બેઠેલા સ્વામીજીના કેશ વિખરાઇને પીઠ ઉપર પથરાઇ ગયા છે, તપાવેલા કાંચન જેવા અંગ ઉપર ઘીનો લેપ કરવામાં આવ્યો છે અને પરિધાનમાં ફક્ત કુશની દોરીનું બનાવેલું એક કોપીન છે. હોમકુંડની સન્મુખ, કામળીના આસન ઉપર પદ્માસન વાળીને યોગમગ્ન સ્થિતિમાં પઉહારીબાબાજી બેઠા છે તથા તેમનું પવિત્ર શરીર અગ્નિની જ્વાળાથી બળી રહ્યું છે. હાથના ટેકારૂપ *‘ આશા ’ પાસે પડી રહી છે, ચારે તરફ ઘીના કળશ, કપૂરના વાડકા, ધૂપ, જવ, વગેરે હોમની સામગ્રી પડેલી છે. બદરીનારાયણ, ભૃગુ વગેરે સેવકો દિગ્મૂઢ થઇને ત્યાં ઊભા રહ્યા. જોતજોતામાં આ મહાયોગીનો પ્રાણ બ્રહ્મરંધ્રને ભેદીને ચાલ્યો ગયો.

## समाप्त

---

* રાતદિવસ એક સરખી રીતે આસનવાળીને બેસી રહેવાથી યોગીઓને થાક લાગે ત્યારે T આવા આકારના એક લાકડા ઉપર હાથને ટેકવે છે, તેને આશા કહે છે.

# ઉચ્ચ ભાવના કેવી હોવી જોઇએ

જે કોઇ બીજાનું ભલું કરવાની અને અત્યંત શાંતિના સ્થાન-રૂપ નિર્વાણની ઇચ્છા ધરાવતો હોય તે નિષ્કપટી, પ્રમાણિક અને અંતઃકરણના આદેશ પ્રમાણે કામ કરનારો હોવો જોઇએ. તેણે શબ્દોમાં નમ્ર, મિલનસાર, વિનયી, સંતોષી અને થોડી વસ્તુઓથી ચલાવી લેનારા થવું જોઇએ. તેણે નિશ્ચિંત અને સ્વસ્થ મનવાળા થવું જોઇએ અને તે સાથે નિરભિમાની અને નિર્લોભી બનવું જોઇએ. તેણે કાંઈ પણ હલકું કામ કરવું નહિ; પણ વિચારમાં, વચનમાં અને કાર્યમાં ધર્મના નિયમો પ્રમાણે ચાલવું જોઇએ; ચાર ઉમદા સત્યોનું જ્ઞાન મેળવીને તેણે અષ્ટવિધ માર્ગ પ્રમાણે નિર્દોષ જીવન ગાળવું જોઇએ; તેણે સંપત્તિમાં મહાલવું નહિ, વિપત્તિમાં તદ્દન દીન બનવું નહિ; વિજયથી અભિમાની ન બનવું, તેમ પરાજયથી ગભરાઇ ન જવું. જેને કોઈ પ્રકારની તૃષ્ણાજ ન હોય તેના જેવી મનની સમતોલવૃત્તિ રાખવી જોઇએ.

× × × ×

પૃથ્વી પર કે પૃથ્વીની પેલી પારનાં ભુવનોમાં, નિર્બળ તેમજ સબળ તરફ, ઉચ્ચ તેમજ નીચ તરફ, સારા તેમજ ખોટા તરફ, પાસેનાં તથા દૂરનાં–સઘળાં પ્રાણીઓ તરફ તેણે દયાળુવૃત્તિ રાખવી જોઇએ.

તેણે કોઇને ધમકાવવું નહિ, ધિક્કારવું નહિ તેમજ હેરાન કરવું નહિ. જેવી રીતે માતા પોતાના એકના એક બાળક તરફ પ્રેમભાવથી જુએ છે, તેમ તેણે દયા અને પરોપકારની વૃત્તિથી દરેક દિવસે અને દરેક કલાકે સઘળા જીવો તરફ જોવું જોઇએ.

× × × ×

જે વેર અને અભિમાન, આશા અને ભય, વિકાર અને લોભ, રાગ અને દ્વેષથી મુક્ત છે તે પવિત્રતામાં રહે છે; જેણે જીવન-તૃષ્ણાનો સંપૂર્ણ ક્ષય કરી ખરું જ્ઞાન પ્રાપ્ત કર્યું છે, તે દુઃખ અને પુનર્જન્મનો અંત લાવે છે ને પરિનિર્વાણ પ્રાપ્ત કરે છે.

—આ પુસ્તકમાંથી